# નિવેદન

સને ૧૯૩૦ માં શરૂ કરેલી "ગ્રંથ અને ગ્રંથકાર"ના પ્રકાશનની યોજના અનુસાર આ અગિયારમું પુસ્તક પ્રગટ થાય છે. આ યોજનાનું દસમું પુસ્તક સને ૧૯૫૨ માં પ્રસિદ્ધ થયેલું અને તેમાં સને ૧૯૪૨ થી સને ૧૯૫૦ સુધીના સમયની વિગતો આપવામાં આવેલી. પ્રસ્તુત અગિયારમા પુસ્તકમાં સને ૧૯૫૧ થી ૧૯૬૦ સુધીના સમયની વિગતો આપવામાં આવી છે. શરૂઆતનાં વર્ષોમાં થતું તે પ્રમાણે આ યોજનાનાં પ્રકાશનો ટૂંકા સમયના ગાળે પ્રગટ કરી શકાતાં નથી તેનાં કારણો સહેજે સમજી શકાય તેવાં છે. અત્યારની ગ્રંથકારોના અને અગાઉના ગ્રંથોમાં નહિ સમાવી શકાયેલા ગ્રંથકારોનો પરિચય મેળવવામાં મુશ્કેલી એ આમાં મુખ્ય છે. પોતાને પરિચય મેળવતાં કેટલી મુશ્કેલીઓ પડી છે તે અંગે સંપાદકો શ્રી પીતાંબરભાઈ પટેલ અને પ્રા. ચીમનભાઈ ત્રિવેદીએ પોતાનુ બયાન આપેલું છે; તેમ છતા ખૂબ ધીરજ અને ચીવટ રાખી, શક્ય હોય તેટલી ઝડપથી, તેમણે પોતાનુ કાર્ય પાર પાડયું છે. આ બદલ ગુજરાત વિદ્યાસભા સંપાદકોનો આભાર માને છે.

જે ગ્રંથકારોએ પોતાની અથવા બીજાઓને લગતી માહિતી સંપાદકોને પહોંચાડી છે તેમનો પણ આભાર માનવો ઘટે છે. કારણકે તેમના સાથ-સહકાર વગર સંપાદકો પોતાનુ કાર્ય પાર પાડી શકયા નહોત. ભવિષ્યમાં પણ આ યોજના ચાલુ રહેવાની જ છે, અને તેથી જેમનો પરિચય મેળવવાનો છે તેમનાં તથા જેમને સંપાદનનુ કાર્ય સોંપવામાં આવે તેમના ખંત, ચીવટ અને સહાયની અમે પૂરેપૂરી આશા રાખીએ છીએ. આશા છે કે આ પ્રકાશન અગાઉના પ્રકાશનોની જેમ સૌને ઉપયોગી નીવડશે અને એટલા પ્રમાણમાં સંપાદકોને તથા સંસ્થાને સંતોષ આપનાર બનશે.

આ પુસ્તક દી. બ. મણિભાઈ જશભાઈ કચ્છ સ્મારક ગ્રંથમાળાના ૧૧ મા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થાય છે. અગાઉનાં પ્રકાશનો નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧. ઇંગ્લંડની ઉન્નતિનો ઇતિહાસ | કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી | ૨–૦૦ |
| ૨. પ્રતિનિધિરાજ્ય વિષે વિવેચન | જગજીવનદાસ બ. કાપડિયા | ૧–૦૦ |
| ૩. પ્રાચીન ભારત ભા. ૧ | લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ | ૦–૭૫ |
| ૪. રૂશિયા | કૃપાશંકર દોલતરામ | ૦–૩૭ |
| ૫. લોકોપયોગી શરીરવિદ્યા | નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ | ૦–૨૫ |
| ૬. અકબર | ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી | ૦–૫૦ |
| ૭. યુરોપના સુધારાનો ઇતિહાસ | અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી | ૦–૭૫ |
| ૮. હિંદુ રસાયનશાસ્ત્રનો ઇતિહાસ | પર્જન્યરાય વૈકુંઠરાય મેઢ | ૦–૩૭ |
| ૯. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના | ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા | ૦–૭૫ |
| ૧૦. ભૂમંડલીય સૂર્યગ્રહણ | હરિહર પ્રા. ભટ્ટ અને છોટુભાઈ સુથાર | ૨–૫૦ |

ગુજરાત વિદ્યાસભા
ભદ્ર, અમદાવાદ–૧
તા. ૭–૧૨–૧૯૬૬

જેઠાલાલ જી. ગાંધી
સહાયક મંત્રી

# પ્રસ્તાવના

'ગ્રંથ અને ગ્રંથકાર'નો દસમો ભાગ ઈ. ૧૯૫૨ માં પ્રગટ થયો હતો. ઈ. ૧૯૬૨ લગભગ અમને અગિયારમા ભાગનું સંપાદન-કાર્ય સોંપાયેલું. દરેક દસકે આ ગ્રંથ હવે પ્રગટ થતો રહે તો તેનો ઉદ્દિષ્ટ હેતુ બર આવે એમ અમને પણ લાગે છે. ઈ. ૧૯૫૦ થી ૧૯૬૦ ના દસકાના સાહિત્ય-પ્રવાહોનું અવલોકન અને એ ગાળાના લગભગ પચાસ-પંચાવન જેટલા લેખકોનો પરિચય આ ભાગમાં આપવાની અમે યોજના કરી હતી. એ પ્રમાણે ગ્રંથકાર-ચરિતાવલિના બીજા વિભાગ માટે પ્રશ્નાવલી તૈયાર કરીને જે લેખકોની યાદી તૈયાર કરેલી તેમને મોકલવામાં આવી હતી. બીજી બાજુ, દસકાના સાહિત્યપ્રવાહોના અવલોકનનું કાર્ય આરંભ્યું હતું. આ માટે અમે પ્રથમ સહાય ગુજરાત સાહિત્યસભા તરફથી પ્રગટ થયેલી સમીક્ષાઓની લીધી. પરંતુ આ દસકાની સઘળી સમીક્ષાઓ પ્રગટ થઈ નહિ હોવાથી (અને પ્રગટ થયેલી સમીક્ષાઓમાં પણ બધાં પ્રકાશિત પુસ્તકો સમીક્ષાર્થે નહિ આવતાં હોવાથી) દસકાનાં મહત્ત્વનાં પુસ્તકો ખ્યાલ બહાર ચાલ્યાં ન જાય એ હેતુથી ગુજરાત વિદ્યાપીઠના કૉપીરાઇટ પુસ્તકાલયના નોંધપત્રકની સહાય લીધી, અને દસકામાં પ્રગટ થયેલાં સઘળાં પુસ્તકોની નોંધ કરી. એ કાર્ય માટે ઠીક ઠીક સમય ગયો. ઉપરાંત આપણાં સામયિકોમાં 'સાભાર-સ્વીકાર'ની નોંધ પામેલાં કે અવલોકાયેલાં પુસ્તકોની પણ યાદી કરી. આ સર્વ દ્વારા પ્રવાહોના અવલોકનની પ્રાથમિક ભૂમિકા પૂરી કરી. ઈ. ૧૯૬૪ માં આ ગ્રંથનો પહેલો વિભાગ—દાયકાના સાહિત્યનું પ્રવાહદર્શન—તૈયાર થયો, અને તે અમે વિદ્યાસભાને સોંપ્યો.

ગુજરાત સાહિત્ય સભાની વાર્ષિક સમીક્ષાઓ જો દસકાને અંતે પણ એકસાથે ઉપલબ્ધ થાય અને સર્વ પ્રકાશકો પોતાનાં સઘળાં પ્રકાશનો એ સમીક્ષા માટે મોકલે તો આ પ્રકારના કાર્યને ઘણી અનુકૂળતા રહે. કૉપીરાઇટ પુસ્તકાલયમાં પણ દસકાનાં સઘળાં પુસ્તકોની યાદી અદ્યતન હોવી મુશ્કેલ છે. ત્યાં પણ પ્રકાશકો પોતાનાં પ્રકાશનો નિયમિત મોકલતા હોય એવું બને. આ સંયોગોમાં, પ્રમાદને કારણે નહિ પણ એવાં સાધનોને

અભાવે, પૂર્ણ તકેદારી રાખવા છતાં કોઈ મહત્ત્વની કૃતિ ખ્યાલ બહાર રહી ગઈ હોય અને આ પ્રવાહદર્શનમાં ન નોંધાઈ હોય એવું બનવાનો સંભવ છે. ઉપરાંત, સઘળાં પ્રકાશનોનો નામોલ્લેખ કરવો પણ પૃષ્ઠમર્યાદા જોતાં સંભવિત નથી. એટલે તે તે વિભાગનું અવલોકન કરતાં, મહત્ત્વની કૃતિઓનો સંક્ષેપમાં પરિચય આપી, બાકીનીનો નામનિર્દેશ કરી, અંતે 'વગેરે' લખીને સંતોષ માન્યો છે.

પ્રવાહદર્શન કરાવતાં જે વિભાગો પાડ્યા છે એ અવલોકનની સગવડ ખાતર. કેટલાંક પુસ્તકો, જેમકે ધર્મ કે નિબંધ, વ્યાકરણ કે સંપાદન, ચરિત્ર કે વિવેચન—એમ બંને વિભાગોમાં આવતાં હોય, પણ કોઈ એક વિભાગમાં નિર્દેશ કરીને સંતોષ માન્યો છે, અને ત્યાં એ અંગે ખુલાસો કરવાનો પણ યત્ન કર્યો છે. અનુવાદનો જુદો વિભાગ કરવાને બદલે અનુવાદોનો નિર્દેશ તે તે વિભાગને અંતે જ કર્યો છે. તેમ છતાં, કાવ્ય-અનુવાદો, મુખ્યત્વે સંપાદનો હોવાથી એમને 'સંશોધન–સંપાદન' વિભાગમાં સ્થાન આપ્યું છે. આટલું આ ગ્રંથના પહેલા વિભાગ અંગે.

હવે ગ્રંથકાર–ચરિતાવલિના બીજા વિભાગ અંગે. અમે લેખકની વય અને એમનું પ્રદાન—એ બે મુદ્દાઓને લક્ષમાં રાખીને લેખકોને પ્રશ્નાવલી મોકલી હતી. એમાં દસમા ગ્રંથની સૂચિની ભૂલને કારણે, પૂર્વેના ગ્રંથોમાં જેમનો પરિચય આવી ગયેલો તેમાંના કેટલાકને પણ એ પ્રશ્નાવલી ભૂલથી પહોંચેલી. એમણે અમને એ પ્રશ્નાવલી ભરીને મોકલી આપેલી. એમાંના કેટલાકનો પરિચય પણ અમે લખી નાખ્યો હતો પણ સાથે સાથે આ ગ્રંથના ત્રીજા વિભાગ 'સૂચિ'નું કામ ચાલતું હતું એ નિમિત્તે જૂના દસે ગ્રંથો જોવાનું થયું, અને એ ગ્રંથોમાં આ લેખકોનો પરિચય આવી ગયેલો જોયો, એટલે એમનો પરિચય આ ગ્રંથમાં ફરીથી આપ્યો નથી. એ સર્વ લેખકોને પડેલી તકલીફ માટે અમે ક્ષમા માગીએ છીએ.

આ કાર્યમાં એથી વિપરીત અનુભવ થયો છે. કેટલાક લેખકોએ અમને પ્રશ્નાવલી ભરીને મોકલેલી નહિ. એમને વારવાર વિનંતી કરી એટલે કેટલાકે તે મોકલી આપી, પણ થોડાક ખ્યાતનામ ગ્રંથકારોની માહિતી તો અમારે અન્યત્રથી વાંચીને કે મળીને એકઠી કરવી પડી છે. તેમણે પ્રશ્નાવલી ભરીને મોકલી હોત તો અમારું કામ વિશેષ સરળ બન્યું હોત. સ્વ. કવિ ભાનુશંકર વ્યાસ 'બાદરાયણ' અને સ્વ. કવિ 'સાલિક' પોપટિયા માટે અમને શ્રી રમણભાઈ વકીલ અને શ્રી જમિયત પંડ્યા તેમજ શ્રી કિસ્મત

કુરેશીએ સહાય કરી છે. એ માટે અમે એમના આભારી છીએ.' શ્રી રસિકલાલ છો. પરીખનો પરિચય અગાઉના ગ્રંથોમાં નથી આવી ગયો એ જાણીને આશ્ચર્ય અનુભવેલું. ઉપલબ્ધ સામગ્રી અને એમની રૂબરૂ મુલાકાત દ્વારા એમનો પરિચય તૈયાર કર્યો છે. સદ્. કવિ "મોહિનીચંદ્ર', સદ્. નાટ્યકાર પ્રભુલાલ દ્વિવેદી અને સદ્. શ્રી ભદ્રકુમાર યાજ્ઞિકે એમના અવસાન પૂર્વે પ્રશ્નાવલી ભરીને મોકલી દીધી હતી. વિનંતીપત્રો મોકલવા છતાં જેમના તરફથી પ્રશ્નાવલીના ઉત્તરો ન મેળવી શકયા તે સર્વશ્રી સુરેશ જોશી, મકરંદ દવે, સ્વ. બકુલેશ, અશોક હર્ષ, પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, નીરુભાઈ દેસાઈ, સ્વ. વજુભાઈ ટાંક, અસીમ રાંદેરી, 'બેકાર', અવિનાશ વ્યાસ વગેરેના પરિચયનો આમાં સમાવેશ કરી શકાયો નથી. કેટલાક 'લેનાવા' જોઈતા લેખકો, અનવધાન દોષને કારણે રહી ગયા હોય એમ પણ બને. કેટલાકનાં ફૉર્મ્સ એટલાં મોડાં આવ્યાં કે એમનો પરિચય આ ગ્રંથમાં લઈ શકાયો નથી. શ્રી સ્વામી આનંદને પણ પ્રશ્નાવલી મોકલેલી, પણ જવાબમાં એમણે આ યોજનામાંથી પોતાને 'બાતલ રાખવા' જણાવ્યું. કેટલાક લેખકમિત્રોએ સામેથી પોતાનો પરિચય આ ગ્રંથમાં લઈ શકાય કે કેમ એમ પુછાવેલું, પરંતુ અમે નક્કી કરેલી નીતિયોજનામાં જે લેખકો નહોતા આવતા એમને અમે દિલગીરીપૂર્વક નકારાત્મક ઉત્તર આપ્યો છે. એ માટે અહીં ફરીથી દિલગીરી વ્યક્ત કરીએ છીએ. અલબત્ત, તેમનો સમાવેશ આગામી ગ્રંથમાં થઈ શકશે.

ઘણાખરા લેખકોનો પરિચય અમે 'પ્રવાહદર્શન' પછી તરત જ લખી નાખ્યો હતો, પરંતુ 'પ્રવાહદર્શન'ના પહેલા વિભાગનું છાપકામ મોડું શરૂ થયું એનો લાભ લઈ ૧૯૬૫ લગભગ જે લેખકોની કૃતિઓ પ્રગટ થઈ હતી તેમને પરિચયમાં ઉમેરી દીધી છે, અને એ પરિચયને અદ્યતન બનાવવાનો યત્ન કર્યો છે. તેમ છતાં સર્વ લેખકો માટે એ શક્ય બન્યું નથી. ઘણા લેખકોને વિનંતી કરવા છતાં એમની કૃતિઓનાં પ્રકાશન-વર્ષ તેમ જ અન્ય સામગ્રી પૂરી પાડેલ નથી. અમે બને એટલી માહિતી એકત્રિત કરીને અહીં રજૂ કરવાનો યત્ન તો કર્યો છે, છતાં જે લેખકોની માહિતી—ખાસ કરીને એમનાં છેલ્લાં પ્રકાશનો અંગેના—અધૂરી રહી ગઈ હોય તે માટે દિલગીરી વ્યક્ત કરીએ છીએ.

છેલ્લે આ ગ્રંથના ત્રીજા વિભાગ 'સૂચિ' વિશે થોડુંક. અત્યાર સુધીનાં ગ્રંથ-ગ્રંથકારનાં બધાં પુસ્તકોમાં જેમનો પરિચય આવી ગયો છે તે લેખકોની જન્મતારીખ અને લેખક વિદ્યમાન ન હોય તો અવસાનતારીખ આ

ગ્રંથની 'સૂચિ'માં અપાય તો આ ગ્રંથની ઉપયોગિતા વધે, અને સંદર્ભગ્રંથ તરીકે તે વિશેષ ઉપયોગી બને એવા મુ. શ્રી ઉમાશંકરભાઈ જોશીના ઉપયોગી સૂચનને સ્વીકારીને શક્ય તેટલા લેખકોની તારીખો (કે છેવટે વર્ષો) મેળવીને અહીં આપેલ છે. આ વિશેની ટૂંકી નોંધ અમે 'સૂચિ'ના આરંભે મૂકી છે. સઘળાં સંવત્‌વર્ષો અને તિથિઓ,- પંચાંગ જોઈ, ઈસ્વી સનનાં વર્ષો અને તારીખોમાં ફેરવી નાખ્યાં છે. તારીખો મેળવવા માટે અમે ત્રણસો ઉપરાંત પત્રો લખ્યા હતા, અને ઘણાંખરાંએ અમને તરત જ ઉત્તર આપીને આ કાર્યમાં સહાય કરી છે. જેમણે આવી સહાય કરી છે એ લેખકોનાં સર્વ સ્વજનો અને મિત્રોના અમે અંતરથી આભારી છીએ. એ સર્વનો નામનિર્દેશ કરવો પણ અહીં શક્ય નથી. પણ સર્વશ્રી બચુભાઈ રાવત, ભૃગુરાય અંજારિયા, લક્ષ્મીનારાયણ પંડ્યા, વિનોદિનીબહેન નીલકંઠ, ચિનુભાઈ પટવા, રતિલાલ દેસાઈ, ભૂપેન્દ્રભાઈ ત્રિવેદી, દર્શક, આઈ. વી. ત્રિવેદી, પ. કુ. ત્રિપાઠી, રામલાલ નવનીતલાલ, ચંદ્રવિદ્યાનંદ પંડિત, રા. ના. પાઠક, દલસુખભાઈ માલવણિયા, ઉપેન્દ્રભાઈ પંડ્યા, ધીરુભાઈ ઠાકર, સી. જી. રાવલ, નવીનભાઈ શાહ, નિમિષાબહેન શુકલ, 'મધુરમ્' તેમ જ 'સસ્તું સાહિત્ય' અને 'કરસનદાસ ઍન્ડ સન્સ'ના, આ કાર્યમાં સહાય કરવા માટે અમે આભારી છીએ.

વિદેહ થયેલા લેખકોની અવસાન–નોંધો આપણાં સામયિકોમાં લખાય છે ખરી, પણ એમાંની કેટલીક નોંધોમાં અવસાનની તારીખો આપવામાં આવતી નથી. એ નોંધોમાં જો ચોક્કસ તારીખો અપાય તો ભવિષ્યમાં આ પ્રકારના કાર્ય માટે તે ખૂબ ઉપયોગી થાય.

પ્રવાહદર્શન, ગ્રંથકાર–ચરિતાવલિ અને ગ્રંથ–ગ્રંથકારના અગિયારે ગ્રંથોના લેખકોની તારીખવાળી 'સૂચિ'—આ ત્રણે વિભાગોવાળું આ પુસ્તકનું સંપાદન સાહિત્યરસિકોને ઉપયોગી થશે એવી આશા છે. દસકામાં વિવિધ સામયિકોમાં પ્રગટ થયેલા ઉત્તમ લેખોની સૂચિ આમાં ઉમેરી શકાઈ હોત તો અમને આનંદ થાત. જોકે હવે એ પ્રકારના લેખો, આપણે ત્યાં વિવેચનસંગ્રહોનું પ્રકાશન ઝડપી બન્યું હોઈ, ગ્રંથરૂપે સુલભ થવા માંડ્યા છે એટલે 'ગ્રંથ-ગ્રંથકાર'ના એ ઉપયોગી અંગને અહીં સ્થાન ન આપીએ તો ખાસ ગેરલાભ થાય તેમ નથી.

આ કાર્યમાં અમને કેટલાક મિત્રોએ સહાય કરી છે. ખાસ કરીને પ્રા. હરિવદન મઝૂમદારે સહસંપાદક જેટલા ઉત્સાહથી, કેટલાક લખાણ–

કાર્યમાં પણ મદદ કરી છે. એ માટે એમના ખૂબ આભારી છીએ. ગુજરાત વિદ્યાસભાએ આ કાર્ય અમને સોંપીને દાયકાના સાહિત્યનું દર્શન કરવાની અને ગ્રંથકારોના માનસિક પરિચયમાં આવવાની ઉમદા તક આપી છે તે માટે અમે એ સંસ્થાના ઉપકૃત છીએ.

વિદ્યાસભાના કાર્યાલયમંત્રી શ્રી જેઠાલાલ ગાંધીએ આ ગ્રંથના સંપાદનમાં આવશ્યક માહિતી પૂરી પાડવામાં અને સાધનો સુલભ કરવામાં જે સહકાર આપ્યો છે તેની નોંધ લીધા વિના રહી શકતા નથી. ઉપરાંત, આદિત્ય મુદ્રણાલયના સહકાર માટે તેમ જ સુઘડ છાપકામ માટે અમે આભારી છીએ.

અમદાવાદ
૧-૧૨-૧૯૬૬

પીતાંબર પટેલ
ચિમનલાલ શિ. ત્રિવેદી

# અનુક્રમણિકા

ગ્રંથકાર-ચરિતાવલિ ૧૧૯-૨૮૯

# દાયકાના સાહિત્યનું પ્રવાહદર્શન

## [ ૧૯૫૧ થી ૧૯૬૦ ]

ભાષાનું સ્વરૂપ કે સાહિત્યના પ્રવાહ, વર્ષે વર્ષે કે દાયકે દાયકે પલટાતા નથી. એને સમયનાં કોઈ જડબંધનોની રેખાઓથી સીમિત કરી શકાય નહિ. કોઈ ચોક્કસ સ્વરૂપની સમયમર્યાદાથી એમનું ગણિત માંડવા બેસીએ તો થાપ ખાવાનો પૂરો સંભવ છે. કોઈ એક જ દાયકો સાહિત્યસર્જનની સમૃદ્ધિથી ભર્યોભર્યો હોય અને એ પછીનામાં સર્જનપ્રવૃત્તિએ ઓટ પણ અનુભવી હોય! અને એથી ઊલટું બનવાની સંભાવના પણ ઓછી નથી. તેમ છતાં ચોક્કસ સ્વરૂપની કાળમર્યાદામાં રહીને, સાહિત્યનાં વહેણો અવલોકવાનો પ્રયત્ન કરીએ તો એમાં કશું અનુચિત પણ નથી. જૂનાં કયાં વહેણો ચાલુ રહ્યાં, કયાં નવાં વહેણો ઉમેરાયાં અને સમગ્ર રીતે એની ફલશ્રુતિ શી—એ સર્વનું અવલોકન પણ આનંદપ્રદ બની રહે છે. અવલોકનમાં ઉચ્ચ શિખરોનું દર્શન આપણને ગૌરવાન્વિત કરે છે, આસપાસની સરવર કે સરિત્લીલા પ્રસન્નતા અર્પે છે અને કૂંળી કૂંળી હરિયાળીનું દર્શન પણ સંતર્પી રહે છે. મહાકાળના પ્રવાહમાં આ સર્વમાંથી શું અને કેટલું ટકશે એનું સમીકરણ માંડવું એ કદાચ અત્યારે અનુચિત લેખાય, તેમ છતાં સાહિત્યસ્વરૂપોના ભિન્ન ભિન્ન પ્રવાહોનું દર્શન કરતાં એમાં ક્યાંક ક્યાંક પેલા 'સનાતન'ની ઝાંખી તો અવશ્ય થાય જ. મહાકાળ વિવેચક પોતાના પ્રવાહમાં આ સર્વમાંથી કેટલું સંઘરશે એ ભલે અત્યારે આપણે ન ભાખીએ, પણ આવા પ્રવાહદર્શનમાં પ્રગટ થતા સત્ત્વને તો ઝીણી નજરે ઓળખવાનો યત્ન કરી શકાય. હવે પછીનાં પૃષ્ઠોમાં દસકાના વાઙ્મયપ્રવાહને આપણે વિભાગવાર અવલોકીશું, પરંતુ એ પૂર્વે આછેરું ઇતિહાસદર્શન કરી લઈએ.

આ દાયકો ઇતિહાસદૃષ્ટિએ અપૂર્વ પુરવાર થયો. ૧૯૬૦ના મે માસની પહેલીએ ગુજરાત રાજ્યનું નિર્માણ થયું. ગુજરાતનો છેલ્લો રાજપૂત રાજા કરણ વાઘેલો ઈ. સ. ૧૨૯૭માં, અલાઉદ્દીન ખિલજીના સૈન્ય સામે ટક્કર ન ઝીલી શકતાં, પાટણ ત્યજી ગયો અને ત્યારથી ગુજરાત પરાધીન

થયું. પૂરાં ૭૬૩ વર્ષો સુધી ગુજરાતે અનેક રાજસત્તાઓનું આગમન અને ગમન નિહાળ્યું. એ વર્ષોમાં ગુજરાતનું મધ્યકાલીન સાહિત્ય એકમાત્ર ધર્મના આલંબન વડે પ્રજાજીવનને ઓછીવત્તી પ્રેરણા અને બળ અર્પતું રહ્યું હતું. નરસિંહ, મીરાં, ભાલણ, અખો, પ્રેમાનંદ, શામળ અને દયારામ–મધ્યયુગના સાહિત્યગગનના આ સપ્તર્ષિઓ તેમ જ અર્વાચીનોમાં આદ્ય વીર નર્મદથી માંડી ગાંધીજી સુધીના બહુસંખ્ય જ્યોતિર્ધરોએ ગુજરાતની પ્રજાકીય ચેતનાના ઉત્થાનમાં ચિરંજીવ અર્પણ કર્યું છે. ગુજરાત હવે નિજના સ્વપ્ના અને અસ્મિતા સિદ્ધ કરી શકે એવી અનુકૂળતા સર્જાઈ છે. જનતાનો પુરુષાર્થ ગુજરાતના સર્વાંગી વિકાસમાં કેવો કાર્યશીલ બને છે અને ગુજરાતનો સાહિત્યસર્જક એ પુરુષાર્થીઓને કેવો પોરસ ચડાવે છે એ આવતી કાલનો ઇતિહાસકાર નોંધશે. આજે તો ભારતમાં લોકશાહી વિકસી રહી છે અને ગુજરાતમાં પણ જનજાગૃતિનાં પૂર ઊમટી રહ્યાં છે એ શુભચિહ્ન છે.

આ દાયકા દરમ્યાન આપણી વચ્ચેથી ચિરવિદાય પામેલ સાહિત્યકારોનું સ્મરણ કરી લઈએ. સર્વશ્રી રામમોહનરાય ગુણવન્તરાય દેસાઈ, કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, પ્રાણલાલ કિરપારામ દેસાઈ, હરગોવિંદ પ્રેમશંકર કવિ, ગજાનન વિશ્વનાથ પાઠક, ગોકુલદાસ રાયચુરા, બળવંતરાય ઠાકોર, કિશોરલાલ મશરૂવાળા, દુર્ગાશંકર શાસ્ત્રી, ખબરદાર, 'કવિચિત્રકાર' ફૂલચંદભાઈ, જગજીવનદાસ મોદી, રમણલાલ વસંતલાલ દેસાઈ, ડૉ. એરચ તારાપોરવાળા, જયસુખલાલ જોષીપુરા, રણછોડલાલ જ્ઞાની, દેસાઈભાઈ પટેલ, કેતન મુનશી, રામનારાયણ વિશ્વનાથ પાઠક, રત્નમણિરાવ ભીમરાવ જોટે, યશવંત પંડ્યા, મસ્તફકીર, અનંત ઠક્કર, સાકરલાલ દવે, દાદાસાહેબ માવળંકર, ચતુરભાઈ શંકરભાઈ પટેલ, અચુભાઈ શુક્લ, દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, નરહરિ પરીખ, બકુલેશ, શંકરપ્રસાદ રાવળ, કાંતિલાલ છ. પંડ્યા, સુકાની, વિદ્યાબેન નીલકંઠ, નાનાભાઈ ભટ્ટ, લાભશંકર પ્રભુરામ ભટ્ટ, કપિલ ઠક્કર, ચંદ્રશંકર શુક્લ, જીવણચંદ સા. ઝવેરી, કૃષ્ણલાલ શ્રીધરાણી, હીરાલાલ અ. શાહ, વજુ કોટક, ડૉ. રમણલાલ કલ્યાણરાય યાજ્ઞિક, જયેન્દ્રરાય દૂરકાળ, નાથાલાલ દવાણી વગેરે. આ ઉપરાંત પ્રસિદ્ધ પત્રકારો *સર્વશ્રી શામળદાસ ગાંધી, અમૃતલાલ દલપતભાઈ શેઠ, દેવદાસ ગાંધી* અને પુસ્તક-પ્રકાશક ભુરાભાઈ શેઠ આદિને પણ કેમ ભુલાય? આ સદ્ગતોનું વાઙ્મયક્ષેત્રે જે સત્ત્વશીલ અર્પણ હતું તે અવશ્ય ચિરંજીવ રહેશે.

આ દાયકો શતાબ્દી ઉત્સવોથી અને પછી પૂર્તિ ઉજવણીથી સભર બન્યો.

મહામનીષી ગોવર્ધનરામની જન્મશતાબ્દીની ગૌરવગંભીર ઉજવણી આ દાયકાનું એક મધુરમંગલ સંભારણું બની રહેશે. એ ઉજવણીના પરિપાક રૂપ 'ગોવર્ધન શતાબ્દી ગ્રંથ' ગોવર્ધનરામના અભ્યાસીને ખૂબ સહાયરૂપ નીવડશે. શતાબ્દીનિમિત્તે પ્રકાશક એન. એમ. ત્રિપાઠીએ 'સરસ્વતીચંદ્ર'ની શતાબ્દી આવૃત્તિ પડતર કિંમતે પ્રગટ કરી અને એ મહાગ્રંથ સર્વસુલભ કર્યો.

હજી આજે પણ 'સરસ્વતીચંદ્ર' સાથે બેસે એવી મહાકૃતિ પ્રગટવી બાકી છે. ગોવર્ધનરામની પરમ પ્રાજ્ઞ પુરુષ તરીકેની પ્રતિષ્ઠાને સ્થિરદ્યુતિ કરે એવી 'સ્ક્રેપબુક્સ'નું સંપાદન સ્વ. કાંતિલાલ છ. પંડ્યાએ કર્યું એ પણ આ દાયકાનું એક ઉત્તમ કાર્ય થયું. ગુજરાત યુનિવર્સિટીના ઉપક્રમે ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી વ્યાખ્યાનમાળા શરૂ થઈ તેનો મંગલારંભ આપણા પ્રસિદ્ધ વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'ગોવર્ધનરામ—ચિન્તક અને સર્જક'એ વિષય પર આપેલ વ્યાખ્યાનોથી થયો.

આપણા ખ્યાતનામ સર્જકો અને વિવેચકોનું સાહિત્યક્ષેત્રે વિશિષ્ટ પ્રદાન અને ગણનાપાત્ર સેવાઓ લક્ષમાં રાખી સાહિત્યપ્રેમીઓ અને તેમના મિત્રોએ ષષ્ઠીપૂર્તિ ઊજવેલી તેમાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની ષષ્ઠીપૂર્તિ નિમિત્તે પ્રસિદ્ધ થયેલ તેમનાં લખાણોનો ગ્રંથ 'ઉપાયન' ખાસ ઉલ્લેખનીય છે. પ્રગાઢ ચિંતક અને વિદ્વાન સર્જક કાકાસાહેબની પંચોતેરમા વર્ષની ઉજવણી પ્રસંગે 'કાલેલકર અધ્યયન ગ્રંથ' પ્રગટ થયો. આ સાથે શ્રી ધૂમકેતુની ષષ્ઠીપૂર્તિ ૧૯૫૩માં ઊજવાઈ અને 'નવચેતન'ના આજીવન તંત્રી — શ્રી ચાંપશીભાઈ ઉદ્દેશીએ પોતાની ષષ્ઠીપૂર્તિ ૧૯૫૨માં 'નવચેતન'નો 'તંત્રી અંક' પ્રગટ કરીને ઊજવી. અંબુભાઈ પુરાણીની ષષ્ઠીપૂર્તિ પણ આ જ દાયકામાં ઊજવાઈ. આપણા સમર્થ સાહિત્યકારો સર્વશ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી, બાલાશંકર અને નરસિંહરાવની જન્મશતાબ્દી ૧૯૫૮માં તેમજ કેશવ હર્ષદ ધ્રુવની ૧૯૫૯માં પૂરા ગૌરવ અને ગાંભીર્યથી ઊજવાઈ. એ નિમિત્તે યોજાયેલ સભા-સમારંભોમાં તે તે સાહિત્યકારની અક્ષરસેવાઓને અંજલિ અર્પવામાં આવી હતી. આ સર્વ પ્રસંગોમાં 'આકાશવાણી'નો સહકાર પ્રશસ્ય હતો.

આ દાયકા દરમ્યાન 'વિશેષાંકો' ઠીક ઠીક સંખ્યામાં પ્રગટ થયા છે. 'કુમાર' માસિકનો એપ્રિલ ૧૯૫૭નો ૪૦૦મો અંક અને 'સંસ્કૃતિ'નો ૧૦૧મો અંક ખાસ નોંધપાત્ર અંકો બની રહેશે. 'બુદ્ધિપ્રકાશ'નો માર્ચ ૧૯૫૯નો દળદાર અંક 'શ્રી વિદ્યાબહેન સ્મૃતિ અંક', નારીરત્ન સ્વ. વિદ્યાબહેન

રમણભાઈ નીલકંઠને અંજલિ અર્પે છે. ગુજરાતનાં પ્રથમ બે સ્નાતક સન્નારીઓ વિદ્યાબહેન નીલકંઠ અને શારદાબહેન મહેતાનું સન્માન પણ આ દાયકામાં થયું તે અહીં નોંધવું જોઈએ. શ્રી દિલીપ કોઠારીએ આ દાયકાના આરંભનાં વર્ષોમાં 'શ્રીરંગ' વાર્ષિકના કેટલાક અંકો પ્રગટ કરી કલા અને સાહિત્યનો સુરુચિપૂર્ણ સમન્વય સાધી બતાવ્યો હતો. એ 'શ્રીરંગ'ની યાદ તાજી કરાવે એવું વાર્ષિક 'કેસૂડાં' કલકત્તાથી સાહિત્યપ્રેમીઓ પ્રગટ કરી રહ્યા છે બીજા ખાસ ગણનાપાત્ર વિશેષાંકો છે 'સ્ત્રીજીવન'નો શ્રી ધૂમકેતુ ષષ્ઠીપૂર્તિ નિમિત્તે પ્રસિદ્ધ થયેલો ખાસ અંક અને ઓક્ટોબર ૬૦નો 'વિશ્વમાનવ'નો 'નવી નવલિકા વિશેષાંક.'

આ દસકા દરમ્યાન નવાં સામયિકો ઠીક ઠીક પ્રગટ્યાં, વિકસ્યાં અને ક્યારેક વિલાયાં પણ. શ્રી સુરેશ જોશીએ 'વાણી' અને હવે 'ક્ષિતિજ'નું સુકાન શ્રી પ્રબોધ ચોકસી સાથે સંભાળ્યું છે. શ્રી ભાનુ ઝવેરી (હવે ભાનુ પાટીલ)નું 'ગ્રંથાગાર' બેએક વર્ષ ચમકારો બતાવીને વિલીન થયું. મુંબઈથી 'ગુજરાતી નાટ્ય' સામયિક પણ વીજળી જેમ ઝબકી ગયું. શ્રી ભોગીલાલ ગાંધીએ 'માનવ' અને હવે 'વિશ્વ માનવ' દ્વારા એક અભ્યાસપૂર્ણ, ચિંતન-પ્રેરક સામયિકની ખોટ પૂરી છે. કવિતાનાં સામયિકોમાં 'કવિલોક' અને 'કવિતા અનિયતકાલિક' નોંધપાત્ર છે. બંનેમાં નવતર કવિતાનાં વહેણો અને વળાંકોનાં દર્શન થાય છે. શ્રી ધનવંત ઓઝાએ 'ગ્રંથ-પરિચય' થોડોક સમય ચલાવ્યું તેમાં નવાં પુસ્તકો અને દેશ-વિદેશના સાહિત્યસ્વામીઓનો સુરેખ પરિચય અપાતો હતો. ગુજરાતી સાહિત્ય પરિષદે 'પરબ' નામે પરિષદનું મુખપત્ર શરૂ કર્યું છે. 'પરબ' વિવેચન અને સંશોધનના ક્ષેત્રે ગણનાપાત્ર પ્રદાન કરી વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરે એવી શ્રદ્ધા અસ્થાને નથી. સુરતના ચુનીલાલ ગાંધી વિદ્યાભવન તરફથી પ્રગટ થતું વાર્ષિક અભ્યાસલેખોથી સભર હોય છે. ભારતીય વિદ્યાભવન તરફથી પ્રગટ થતું સામયિક 'સમર્પણ' ભવનની અનેકવિધ સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં એકનો ઉમેરો કરે છે. આ દાયકામાં પ્રસિદ્ધ થયેલું શ્રી. સોપાન-દંપતીનું 'ગૃહમાધુરી', ગુજરાત સમાચારનું 'શ્રીરંગ' વગેરે સ્થિર થતાં જાય છે. શિષ્ટ અને સંસ્કારી સામયિકો પ્રજાની ઊઘડતી જતી/ વાચનભૂખને પોષે છે અને સંસ્કારે છે. વધતી જતી વાચનતૃષા/ અને ઊભા થતા નવા વાચકવર્ગના કારણે સામયિકોનું પ્રસારણ પણ વિસ્તર્યું છે. 'અખંડ આનંદ' અને 'જન કલ્યાણ' દૈનિક જેટલી નકલો કાઢતાં થયાં છે એ આ દાયકાની નોંધપાત્ર હકીકત છે. પાંગરતી પેઢીને

સતત પ્રેરણા આપતું કલાત્મક માસિક 'કુમાર' અને પ્રજાના સાહિત્ય અને સરકારજીવનને સમૃદ્ધ કરતું 'સંસ્કૃતિ' આ દાયકાના ગૌરવશાળી માસિકો બની રહ્યાં છે 'ચાંદની', 'આરામ' અને બીજા કેટલાક નવા વાર્તામાસિકો આ દાયકાની દેન છે પરિણામે નવા વાર્તાલેખકો અને નવો વાચકવર્ગ પુષ્ટ થતો જાય છે

આ જ દાયકામા એક નહી પણ ત્રણ ત્રણ યુનિવર્સિટીઓ ગુજરાતમા કેળવણીક્ષેત્રે નવપ્રસ્થાન કરી રહી માધ્યમ પરત્વે ત્રણેય યુનિવર્સિટીઓ ભિન્નતા ધરાવે છે ગુજરાત યુનિવર્સિટીમાં ગુજરાતી અને/અથવા અંગ્રેજી, વલ્લભ વિદ્યાનગરમાં હિંદી અને મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરામા અંગ્રેજી માધ્યમ વિશેનો અભતગ ગુજરાતની ભૂમિની સહિષ્ણુતાનો દ્યોતક કહી શકાય ખરો ગુજરાત યુનિવર્સિટી ગુજરાતની મોટામાં મોટી પ્રાદેશિક યુનિવર્સિટી છે આજે આ યુનિવર્સિટી વટવૃક્ષની જેમ વિસ્તરી રહી છે ઉચ્ચ શિક્ષણમા બોધભાષા તરીકે માતૃભાષા ગુજરાતીનુ ગૌરવ કરીને ગુ યુનિ એ કેળવણીક્ષેત્રે એક પ્રશસ્ય પ્રયાણ કર્યું છે વિનયન, વિજ્ઞાન, વાણિજ્યની તમામ શાખાઓમા તેમ જ ટેક્નોલોજી, તબીબી વિદ્યા જેવા વિષયોમા આવતા અંગ્રેજી શબ્દો પરથી પારિભાષિક ગુજરાતી પર્યાયો યોજવાનો પુરુષાર્થ ગુજરાત યુનિવર્સિટી કરી રહી છે પારિભાષિક શબ્દોનો જેમ જેમ વપરાશ વધશે તેમ તેમ એ શબ્દો સ્થિર થશે અને એથી આપણી ભાષાની ગુંજાશ વધશે એટલુ જ નહી પણ અભિવ્યક્તિની સૂક્ષ્મતા પણ સધાશે ભાષાના ખેડાણમા થઈ રહેલી પ્રક્રિયા આજે તો અનિવાર્ય છે નવા શબ્દો લઢણો અને પ્રયોગોથી આપણી ગરવી ગુજરાતી વધુ ખમીરવતી થશે ઉચ્ચશિક્ષણક્ષેત્રે ગુજરાતીનો બોધભાષા તરીકે સ્વીકાર થતા વિવિધ વિષયોના અને વિવિધ લેખકોના પુસ્તકો પ્રકાશિત થઈ રહ્યા છે આમાના ઘણાખરાં અંગ્રેજી પુસ્તકોની સવિશેષ છાયા ઝીલતા અને તરજુમિયા પ્રકારના પણ છે ગુજરાતની પ્રકાશનપ્રવૃત્તિ આને કારણે જાણે દોટ મૂકી રહી છે આ હરીફાઈમાંથી લાખે ગાળે પણ ઉત્તમ કોટિનાં મૌલિક પુસ્તકો આપણને પ્રાપ્ત થાય અને આપણા વિચારકોનુ સત્ત્વ સહજ રીતે એમા ઊતરી આવે એવી આશા રાખીએ ત્યાંસુધી ગુજરાત યુનિવર્સિટીએ અન્ય ભાષાના ઉત્તમ શિષ્ટ ગ્રંથોને ગુજરાતીમા અનુવાદિત કરાવવાનો આદરેલો પ્રયોગ સફળ બની રહો ગુજરાતી ભાષા સાહિત્યના સર્વતોમુખી વિકાસ માટે અનેક ક્ષિતિજો ઊઘડી ચૂકી છે ભાષા પણ એક ધબકતી ચીજ છે ગુજરાતીની અભિવ્યંજના શક્તિ ખૂબ ખીલો

ગુજરાતી સાહિત્ય પરિષદ પુનર્જન્મ પામી એ આ દશકાની આપણા સાહિત્યજગતની મહત્ત્વની ઘટના કહી શકાય ઈ સ ૧૯૫૫ માં સાહિત્ય પરિષદનુ સમેલન શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે નડિયાદમાં મળ્યુ ત્યારે એ સાક્ષરભૂમિમા યુવાન સાહિત્યકારોની આગ્રહભરી માગના પરિણામે શ્રી મુનશીએ એનદિલીથી નવીતોને આવકાર્યાં અને પરિષદના બધારણમા આવશ્યક સુધારા સ્વીકાર્યા તે પછી તો સાબરમતીમાંથી ઘણુ પાણી વહી ગયુ અમદાવાદમા ૧૯૫૯ના ઑક્ટોબરમા શ્રી કાકાસાહેબ કાલેલકરના પ્રમુખ-પદે નવજીવન પામેલી પરિષદનુ સમેલન મળ્યુ ત્યારે શ્રી મુનશીએ હાજર રહી શુભેચ્છા અને આશિષ આપ્યાં ત્યાર પછી ૧૯૬૦ ના ઑક્ટોબરમાં પરિષદના ઉપક્રમે મોડાસા ખાતે જ્ઞાનસત્ર યોજાયુ અને મુક્ત મિલનનો આનદ આપતા 'લેખકમિલન' ની યાદ આપી ગયુ જ્ઞાનસત્રને નોંધપાત્ર સફળતા મળી આવા સત્રો પ્રજાની સાહિત્યિક સુરુચિ ઘડવામાં અને નવજાગૃતિ પ્રગટાવવામાં સારો ફાળો આપી રહે છે એક વર્ષ પરિષદનુ સમેલન યોજાય અને એક વર્ષ જ્ઞાનસત્ર ગોઠવાય એ પ્રથા આવકાર્ય છે આશા રાખીએ કે પરિષદ પ્રાણવાન બને અને સાચા અર્થમા પ્રજાની પ્રતિનિધિ બને

અહી 'લેખકમિલન'ને પણ યાદ કરવુ જોઈએ ૧૯૫૦ મા વડોદરા, ૧૯૫૩ મા સુરત, ૧૯૫૫ માં ફરી વડોદરા અને ૧૯૫૭ મા અમદાવાદમા 'લેખકમિલન'ની બેઠકો યોજાઈ હતી લેખકમિલનની ખૂબી એની અનૌપચારિકતામાં હતી પોતાને લેખક માનતી પ્રત્યેક નાનીમોટી વ્યક્તિ એમાં ઉલટભેર ભાગ લેતી વળી ગૌરવપ્રદ બીના એ હતી કે લેખકમિલનને એનુ બધારણ જ ન હતું એક અલગારી યુવાનની અદાથી એ સસ્થા ગુજરાતને એક સ્થળેથી બીજે સ્થળે ઘૂમતી રહી અને સત્કારાતી રહી સાહિત્યપરિષદમાં નવુ લોહી પ્રવેશ્યુ અને લેખકમિલનનો પ્રવાહ સાહિત્ય પરિષ માં સાહજિક રીતે સમરસ બની ગયો લેખકમિલનનો રગ પરિષદની પ્રૌઢતાને લાગશે તો જરૂર એનો કાયાકલ્પ થશે સાહિત્ય પરિષદ આતરે વરસે મળે છે એ પરિષદો વચ્ચેના વચલા વર્ષમા શહેરથી દૂર કોઈ આમવિસ્તારમા 'જ્ઞાનસત્ર' યોજાય છે જ્ઞાનસત્ર મા ખ્યાતનામ અને આશાસ્પદ લેખકો સાથે મળી મુક્ત ચર્ચા કરી શકે છે જાણેઅજાણે 'લેખક મિલન'નુ રૂપાંતર 'જ્ઞાનસત્ર'માં થયુ છે એ નોંધવુ જોઈએ

આ જ દાયકામા અખિલ ભારતીય ધોરણે 'સાહિત્ય અકાદેમી' નામની સસ્થા બારમી માર્ચ ૧૯૫૪ ને 'ઢાંઢીકૂચ-દિને' દિલ્હીમા સ્થપાઈ ત્યારે

અકાદેમીના પ્રમુખ શ્રી જવાહરલાલ નહેરુ હતા અને ઉપપ્રમુખ ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ હતા. ભારતનાં તમામ રાજ્યોના પ્રતિનિધિઓ એમાં છે. અકાદેમી ભારતીય સાહિત્યમંથસૂચિ તૈયાર કરી રહી છે. વીસમી સદીમાં હયાત હોય એવા સાહિત્યકારોનાં પુસ્તકોની (૧૯૫૩ સુધીની) સૂચિ, દેશની બધી જ ભાષાઓની, તૈયાર થઈ રહી છે. કેટલાક ભાગો છપાઈ ચૂક્યા છે. દરેક ભાષાના સાહિત્યનો ઇતિહાસ ત્રણસો જેટલાં પૃષ્ઠોમાં તૈયાર કરવાની યોજના પણ અમલમાં મુકાઈ રહી છે. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ તૈયાર કરવાનું શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ સ્વીકાર્યું છે. ભારતીય સાહિત્યકારોના પરિચયનું પુસ્તક Who's Who તૈયાર થઈ રહ્યું છે. 'સમકાલીન ટૂંકી વાર્તાઓ'નો સંગ્રહ પણ દેશની ભાષાઓમાંથી પ્રતિનિધિ વાર્તાઓ પસંદ કરીને પ્રગટ કર્યો છે. 'ઇન્ડિયન લિટરેચર' નામે એક અર્ધ વાર્ષિક ૧૯૫૮ થી અકાદેમી પ્રગટ કરે છે, જેમાં દર વરસે દેશની દરેક ભાષામાં થયેલી સાહિત્યપ્રવૃત્તિનો પરિચય અપાય છે. અકાદેમીમાં આરંભથી જ આપણા પ્રતિનિધિ તરીકે પ્રસિદ્ધ સાહિત્યકારો શ્રી કાકા કાલેલકર અને શ્રી ઉમાશંકર જોશી બેસે છે.

અકાદેમીએ ગોવર્ધનરામ ત્રિપાઠીની અપ્રગટ 'સ્ક્રેપ બુક'નાં બે વૉલ્યુમોના પ્રકાશનમાં આર્થિક સહાય કરી છે. દર વરસે ભારતની તે તે ભાષામાં પ્રગટ થયેલા ઉત્તમ ગ્રંથને પાંચ હજારનું પારિતોષિક આપવાનો પ્રબંધ અકાદેમીએ કર્યો છે. આ દાયકા દરમ્યાન ગુજરાતીમાં પ્રગટ થયેલ 'મહાદેવભાઈની ડાયરી' ભાગ–૧ (સ્વ. મહાદેવભાઈ દેસાઈકૃત), 'બૃહત્ પિંગલ' (સ્વ. રા. વિ. પાઠકકૃત), તેમ જ 'દર્શન અને ચિંતન' (પંડિત સુખલાલજી-કૃત), અકાદેમી પારિતોષિક પામ્યાં છે. અકાદેમીના સૂચન અનુસાર અન્ય ભાષાઓની ઉત્તમ કૃતિઓ ગુજરાતીમાં સુલભ બની છે. 'ભગવાન બુદ્ધ' (અનુ. સ્વ. ગોપાલરાવ કુલકર્ણી); 'રવિ–રશ્મિ' ૧–૨ (અનુ. સ્વ. બચુભાઈ શુક્લ); 'માટીની મૂર્તિઓ' (અનુ. જયન્ત બક્ષી); 'બાણભટ્ટની આત્મકથા' (અનુ. નવરંગ ધોળકિયા); 'મોલિયેરનાં બે નાટકો' (અનુ. હંસા મહેતા). આ ઉપરાંત 'ગુજરાતીનાં એકાંકી' (સં. શ્રી ગુલાબદાસ બ્રોકર); 'નાનાલાલ મધુકોષ' (સં. શ્રી અનંતરાય રાવળ); 'સરસ્વતીચંદ્ર બૃહત્ સંક્ષેપ' (સં. શ્રી ઉપેન્દ્ર પંડ્યા) અને 'ગૂજરાતી ટૂંકી વાર્તા' (સં. શ્રી મનસુખલાલ ઝવેરી) પણ અકાદેમીનાં પ્રકાશનો છે.

સાહિત્ય અકાદેમી હજી તો પાંગરતો છોડ છે. દેશની અને દુનિયાની વિવિધ ભાષાઓની ઉત્તમ કૃતિઓ દ્વારા સંસ્કારવિનિમય શક્ય બનાવતી

અકાદેમી ખૂબ ફૂલેફાલે એવી અભ્યર્થના. સાહિત્ય અકાદેમીના પ્રમુખ શ્રી જવાહરલાલ નહેરુને વરદ હસ્તે ૧૯૫૯ના નવેંબરની ૨૮મીની સવારે અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠના પ્રાંગણમાં કવિશ્રી ન્હાનાલાલની મહત્ત્વાકાંક્ષી કૃતિ 'હરિસંહિતા'નું પ્રકાશન થયું એ એક મધુર યોગ કહેવાય. તે દિવસે ગુજરાતનો લાડીલો કવિ રાષ્ટ્રના લાડીલા નેતાને હાથે બહુમાન પામ્યો એ ઘટના આપણા ઇતિહાસમાં ચિરંજીવ રહેશે.

જેમ સાહિત્ય એકાદમી ભારતની ભગિનીભાષાઓ વચ્ચે સેતુ બની રહી છે તેમ બીજી પણ એક સરકારપ્રેરિત પ્રવૃત્તિની અહીં નોંધ લેવી જોઈએ. ૧૯૫૬માં બૃહદ મુંબઈ રાજ્ય સ્થપાયું ત્યારે અને ૧૯૬૦માં ગુજરાત રાજ્ય સ્થપાયું ત્યારે પણ તે તે પ્રાદેશિક સરકારોએ રાજ્યભાષાઓની વર્ષની ઉત્તમ કૃતિઓને ઇનામ આપવાની પ્રથા શરૂ કરી છે. કવિતા, વાર્તા, નાટક, નવલકથા, વિવેચન, વિજ્ઞાન, બાલસાહિત્ય વગેરેમાં બબ્બે ત્રણ ત્રણ ઇનામો અપાય છે એથી સાહિત્યકારોને ઉત્તેજન મળે છે એ ચોક્કસ. પસંદગી સમિતિના નિર્ણયો વિશે ભાગ્યે જ એક મત પ્રવર્તી શકે. વાદવિવાદમાંથી જ ધીરે ધીરે સંવાદ સ્થપાય એવી શ્રદ્ધા સાહિત્યના ક્ષેત્રમાં વધુ પડતી ન ગણાય.

ગુજરાતી સાહિત્યનું સર્વોચ્ચ માન જેમાં ગૌરવપૂર્વક જળવાયું છે તે રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રાપ્ત કરનાર આ દાયકાના ક્રમે સાહિત્ય-સંસ્કાર સેવકોને અભિનંદન આપીએ છીએ અને એમની સાધના સિદ્ધિનાં નવાં શિખરો સર કરે એવી શુભેચ્છા સેવીએ છીએ. સર્વશ્રી જયશંકર 'સુંદરી' (૧૯૫૧), કે. કા. શાસ્ત્રી (૧૯૫૨), ભોગીલાલ સાંડેસરા (૧૯૫૩), ચંદુલાલ. પટેલ (૧૯૫૪), અનંતરાય રાવળ (૧૯૫૫), રાજેન્દ્ર શાહ (૧૯૫૬) ચુનીલાલ મડિયા (૧૯૫૭), કૃષ્ણલાલ શ્રીધરાણી (૧૯૫૮), જયંતી દલાલ (૧૯૫૯), હરિપ્રસાદ શાસ્ત્રી (૧૯૬૦). આવું જ બીજું માન છે નર્મદ સુવર્ણચંદ્રક. આ દાયકાના નર્મદ ચંદ્રક વિજેતાઓ છે સર્વશ્રી ચુનીલાલ મડિયા, સુન્દરમ્, ધૂમકેતુ, કિશનસિંહ ચાવડા, હરિપ્રસાદ શાસ્ત્રી, શિવકુમાર જોશી અને નિરંજન ભગત. આ સર્વ સાહિત્યકારોને પણ મુબારકબાદી. બંને ચંદ્રકો સાથે સંકળાયેલી ગુજરાતની અસ્મિતાના બે જ્યોતિર્ધરોની સ્મૃતિ એના ધારકોને સદાય પ્રેરણા આપતી રહેશે.

આ દાયકો ગયા દાયકા (૧૯૪૧-૧૯૫૦) જેટલો રોમહર્ષણ બનાવોથી ભરચક નથી. સર્જનક્ષેત્રે એ બનાવોને આલેખતી કે ગૂંથી લેતી કોઈ

નોંધપાત્ર કૃતિ એ દાયકામાં નહોતી મળી. સર્જક ચિત્ત ક્યારે સંવેદન અનુભવશે એ કહી શકાય નહિ. કાર્યકારણનો કોઈ નિયમ વાઙ્મય સૃષ્ટિમાં કારગત નીવડ્યો જાણ્યો છે? કેટલીયે ઐતિહાસિક ઘટનાઓ સર્જકને ઉશ્કેર્યા કે ઉત્તેજ્યા વિના કાળગર્ભમાં વિલીન થઈ જાય છે. આ દાયકાના મહત્ત્વના બનાવો સાથે સીધો સંબંધ નથી એવી કેટલીક મહત્ત્વની કૃતિઓનો ઉલ્લેખ અહીં અનિવાર્ય ગણાય.

આ દાયકાનું કવિતાસાહિત્ય ગયા દાયકાને મુકાબલે વિપુલ અને સમૃદ્ધ પણ છે. 'યાત્રા' અને 'ધ્વનિ' જેવા કાવ્યસંગ્રહો આ દાયકાનાં શ્રેષ્ઠ પ્રકાશનો છે, તો આપણા સદ્‌ગત કવિશ્રી ન્હાનાલાલનું સત્તાવીસ હજાર પંક્તિઓમાં વિસ્તરીને મહાન કાવ્યરચનાના આપણે ત્યાં થયેલા પ્રયોગોમાં વિશિષ્ટ અને લાક્ષણિક ભાત પાડતું 'હરિસંહિતા'નું પ્રકાશન પણ આ દાયકાની અવિસ્મરણીય ઘટના છે. વિવિધ પેઢીની કાવ્યપ્રવૃત્તિઓ આ દાયકાને એક અનોખી છટા અર્પે છે. ન્હાનાલાલ, રામનારાયણ, દેશળજી પરમાર, સુન્દરમ્–ઉમાશંકર અને એમની પેઢીના કવિઓ તેમ જ નવતર કવિઓની કવિતા–આ સર્વથી આ દાયકાની કવિતા વિવિધ રંગો ધારણ કરે છે.

તો, નવલકથાક્ષેત્રે શ્રી દર્શકની 'ઝેર તો પીધાં છે જાણી જાણી'ના બે ભાગ; શ્રી પન્નાલાલ પટેલની 'માનવીની ભવાઈ'ના અનુસંધાનમાં લખાયેલી 'ભાંગ્યાના ભેરુ' એ આ દાયકાની ઉત્તમ કૃતિઓ છે. જૂનાઓમાં શ્રી કનૈયાલાલ મુનશીની 'ભગ્નપાદુકા' (પહેલો ભાગ) અને 'તપસ્વિની' (ત્રણ ભાગ) નોંધપાત્ર છે. શ્રી ધૂમકેતુ અને શ્રી ગુણવંતરાય આચાર્ય સંખ્યાની દૃષ્ટિએ થોકબંધ નવલકથાઓ અને 'ગ્રંથાવલિ'ઓ આપ્યે જ જાય છે; જેમાંની મોટાભાગની કૃતિઓમાં વાર્તારસ સિવાય કશું જ ચિરંજીવ નથી. શ્રી પેટલીકરની 'પ્રેમપંથ', શ્રી મડિયાની 'વેળા વેળાની છાંયડી' અને 'લીલુડી ધરતી'; શ્રી પીતાંબર પટેલની 'ખેતરને ખોળે'; શ્રી સારંગ બારોટની 'નંદનવન' પણ ઉલ્લેખનીય છે. નવીન લેખકોમાં શ્રી શિવકુમાર જોશીકૃત 'કંચુકી બંધ' અને 'અનંગ રાગ'; શ્રી 'સુહાસી'ની 'મેઘલી રાતે'; શ્રી ભગવતીકુમાર શર્માની 'પ્રેમયાત્રા'; શ્રી વિશ્વમિત્રની 'મંગલયાત્રા'; શ્રી શ્રી મોહમ્મદ માંકડની 'કાયર'; શ્રી ચંદ્રકાંત બક્ષીકૃત 'પડઘા ડૂબી ગયા' અને 'રોમા' ખાસ નોંધપાત્ર છે. એમાં શ્રી શિવકુમાર અને શ્રી ચંદ્રકાન્ત, શ્રી ભગવતીકુમાર અને શ્રી મોહમ્મદ માંકડ ખૂબ જ આશાસ્પદ નવલકથાકારો છે.

નવલિકાના પ્રદેશમાં આ દાયકે ઠીક ઠીક સંખ્યામાં નવા વાર્તાસંગ્રહ મળ્યા છે. શ્રી સુરેશ જોષીકૃત 'ગૃહપ્રવેશ', શ્રી ચંદ્રકાન્ત બક્ષીકૃત 'પ્યાર'; સ્વ. કેતન મુનશીકૃત 'સ્વપ્નનો અંગાર', શ્રી મોહનલાલ પટેલકૃત 'હવા તુમ ધીરે બહો !', શ્રી રમણલાલ પાઠકકૃત 'સબમે ઊંચી પ્રેમસગાઈ', શ્રી સરોજબહેન પાઠકકૃત 'પ્રેમ પદારથ ઝુક આઈ'—આટલા ખાસ ઉલ્લેખપાત્ર સંગ્રહો છે. શ્રી કિશનસિંહ ચાવડાકૃત 'અમાસના તારા' વાર્તાક્ષેત્રે એક અપૂર્વ, અનોખું, અર્પણ છે. શ્રી ચુનીલાલ મડિયાના 'શરણાઈના સૂર' અને 'અંતઃસ્રોતા' એ બંને સંગ્રહો એમની સ્થિરવૃત્તિ વાર્તાકલાની શાખ પૂરે છે. શ્રી જયંતી દલાલકૃત 'આ ઘેર પેલે ઘેર', શ્રી પન્નાલાલ પટેલકૃત ' 'વાત્રકને કાંઠે' અને શ્રી ધ્રુવકરકૃત ' પુણ્ય પરવાર્યું નથી ' પણ નિજી વ્યક્તિત્વના મહોરવાળા વાર્તાસંગ્રહો છે.

નાટકની દિશામાં ખાસ કરીને એકાંકી નાટકો અને રેડિયો નાટિકાઓના ક્ષેત્રમાં આ દાયકે સારું એવું પ્રદાન થયું છે. નવીનોમાં સૌ પ્રથમ શ્રી શિવકુમાર જોશીકૃત 'પાંખ વિનાનાં પારેવાં' અને 'અનંત સાધના' તેમ જ 'સુમંગલા' નોંધપાત્ર નાટ્યકૃતિઓ છે. શ્રી મડિયાના 'રંગદા', વિષવિમોચન' અને 'શૂન્યશેષ', શ્રી ઉમાશંકર જોશીકૃત 'શહીદ', શ્રી ધ્રુવકર કૃત 'જવસંત અગ્નિ', શ્રી જયંતી દલાલકૃત 'બીજો પ્રવેશ', 'ત્રીજો પ્રવેશ' અને 'ચોથો પ્રવેશ', શ્રી ચંદ્રવદનકૃત 'રંગભંડાર' અને 'હોહોલિકા' તેમ જ શ્રી કનૈયાલાલ મુનશીકૃત 'વાહ રે મૈં વાહ' એ નોંધપાત્ર પ્રકાશનો છે. રેડિયોના માધ્યમે, નાટ્ય સ્પર્ધાએ અને સરકારી ઈનામોએ નાટ્યલેખનને ઉત્તેજન આપ્યું છે એમ કહેવામાં અત્યુક્તિ નથી.

સંખ્યાની દૃષ્ટિએ વિપુલ દેખાતો ચરિત્ર વિભાગ ટિળક, મણિલાલ, કિશોરલાલ, ત્રિભુવનદાસ ગજ્જર જેવાની જીવનકથાઓથી, ઈંદુલાલ, નાનાભાઈ ચંદ્રવદન, મુનશી, ધૂમકેતુ જેવાની આત્મકથાઓથી, ગાંધીજી જેવી વિભૂતિનાં આલેખાયેલાં વિવિધ સંસ્મરણોથી, મહાદેવભાઈની ડાયરીના પાંચમા ભાગના પ્રકાશનથી તેમ જ નરસિંહરાવની રોજનીશી અને ગાંધીજીના પત્રોના સંપાદનથી સભરવંતો બન્યો છે.

કાકાસાહેબ, રામનારાયણ, મશરૂવાળા તેમ ઉમાશંકરના નિબંધસંગ્રહો; જ્યોતીન્દ્ર, ઉમાશંકર, ચિનુભાઈ પટવા, બકુલ ત્રિપાઠીના લઘુ-લલિત નિબંધો આ દાયકાનાં આવકારદાયક પ્રકાશનો છે. બળવંતરાય, રામનારાયણ, સંજાણા, ઉમાશંકર, અનંતરાય, મનસુખલાલ, અને સુરેશ જોશીના

વિવેચનગ્રંથો, કે. કા. શાસ્ત્રી અને અનંતરાય રાવળના પ્રાચીનમધ્યકાલીન યુગ વિશેનાં સાહિત્ય-ઇતિહાસ-લેખનો આ દાયકાના નિબંધવિવેચન વિભાગને ઉજ્જમાળો બનાવે છે.

પંડિત સુખલાલજીના 'દર્શન અને ચિંતન' જેવા લલિતેતર વિભાગની સમૃદ્ધિ દાખવતા ગ્રંથો, 'બૃહત્ પિંગલ' જેવો ચક્રવર્તી સંશોધન ગ્રંથ, 'કચ્છનું સંસ્કૃતિદર્શન' જેવો તે પ્રદેશનો સર્વગ્રાહી આકરગ્રંથ, ડૉ. ભાયાણી, પ્રિ. કે. બી. વ્યાસ, ડૉ. સાંડેસરા અને શ્રી. કે. કા. શાસ્ત્રી જેવા વિદ્વાનોનાં શાસ્ત્રીય સંપાદનો અને બેત્રણ ભાષાવિજ્ઞાનનાં પુસ્તકો, ભગવદ્ગોમંડલના છેવટના ચાર ગ્રંથો, રસિકલાલ પરીખનું 'ગુજરાતની રાજધાનીઓ', હરિપ્રસાદ શાસ્ત્રીનું 'મૈત્રકકાલીન ગુજરાત' અને 'દર્શક'નું 'આપણો વારસો અને વૈભવ' જેવાં ઇતિહાસ વિભાગનાં સમૃદ્ધ પ્રકાશનો—આ સર્વ વીસમી સદીના ૬ઠ્ઠા દાયકાનો ઉત્તમ ફાલ છે એમ કહી શકાય.

હવે ક્રમેક્રમે સર્વ સાહિત્યસ્વરૂપોની કૃતિઓનું પંખીદર્શન કરીએ.



# કવિતા

કવિતા એ સાહિત્યનાં સર્વ સ્વરૂપોમાં સૌથી વિશેષ ઋજુ અને સંવેદનશીલ સાહિત્યસ્વરૂપ છે. માનવ-આત્માના સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાવો એમાં ઝિલાય છે અને એમનું સુરેખ કલાત્મક પ્રતિબિંબ એ ઉપસાવે છે. પોતપોતાની આંતર જરૂરિયાત પ્રમાણે તે તે સમયનો કવિ પોતાની અનુભૂતિને નિરૂપવા મથામણ કરે છે, એ માટે પ્રયોગો કરે છે અને એ દ્વારા અભિવ્યક્તિના સ્વરૂપને સિદ્ધ કરવા યત્નશીલ રહે છે. એટલે દસકે દસકે કે બીજા એવા કોઈ સમય-વિભાગથી સાહિત્યપ્રવાહના—કવિતાપ્રવાહના પલટાઓનું ગણિત માંડી શકાતું નથી. એમાં જૂના પ્રવાહો વહેતા હોય, નવા પ્રવાહો ઉમેરાતા જતા હોય, જૂના પ્રયોગો પરંપરારૂપે સ્થપાતા હોય અને નવા પ્રયોગો થતા રહેતા હોય—અને એમ કવિતાનો પ્રવાહ અસ્ખલિત ગતિએ વહેતો રહેતો હોય છે.

છેલ્લા દસકાની કવિતાની વાત કરીએ તો એ પ્રવાહમાં અનેક ઝીણી-મોટી સેરો ભળેલી છે. એમાં કોઈ સેરનું સાતત્ય મધ્યકાળની પરંપરા સાથે, કોઈકનું અર્વાચીનના ઊગમકાળ સાથે, કોઈકનું પંડિતયુગ કે ગાંધીયુગ સાથે છે, તો વળી કેટલીક નવી જ ફૂટેલી સેરો આ પ્રવાહને પુષ્ટ કરતી પણ દેખાય છે. એમાં પ્રત્યેક સેરનું આગવું વ્યક્તિત્વ પણ હોય છે એટલું જ નહિ, એક સેર પોતાના જૂના પ્રવાહ સાથે સાતત્ય રાખતી છતાં નવા પ્રવાહ સાથે પણ મળી જતી નજરે પડે; નવી ફૂટતી સેર પોતાના 'નવીન'ને પ્રગટ કરતી છતી પ્રાચીન તરફ મીટ માંડતી પણ દેખાય: આવાં આવાં મનોહર દશ્યો પ્રવાહનું અવલોકન કરતાં દૃષ્ટિએ પડવાનાં અને એ દ્વારા પેલા સનાતનની નવનવોન્મેષ સૌન્દર્યલીલાનો રમણીય આવિષ્કાર મનને ભરી દેવાનો.

આ દાયકામાં એક તરફ આપણા અર્વાચીન યુગના મહાન કવિ ન્હાનાલાલનો પોણાબારસો પાનાંમાં અને ૨૭૦૦૦ જેટલી પંક્તિઓમાં વિસ્તરીને 'હરિસંહિતા'ના ત્રણ ભાગમાં વહેતો કાવ્યપ્રવાહ જોવા મળે છે. 'નવ-ભાગવત બનાવવાના મનોરથ' સેવતા આપણા કવિએ યોગેશ્વર સ્વરૂપ

શ્રીહરિની ભારતપરિક્રમણા અહીં બહુધા અનુષ્ટુપમાં વર્ણવી છે એ સવિશેષ ધ્યાન ખેંચે છે. ૧૯૪૨ માં આરંભાયેલું, કવિમૃત્યુને કારણે અધૂરું રહેલું આ 'ભક્તિભીનું પુરાણકાવ્ય', ગુજરાતી કવિતામાં, મહાન કાવ્યરચનાના આપણે ત્યાં થયેલા પ્રયોગોમાં–સ્થૂળ પંક્તિસંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો પણ આટલો વિસ્તાર પ્રથમવાર જ આપે છે, અને આપણા આ કવિના ઊંચા નિશાનનો લાક્ષણિક પરિચય કરાવે છે; તો બીજી બાજુ, આ શતકના ત્રીજા દશકામાં નોંધપાત્ર સિદ્ધિઓ મેળવનાર દેશળજી પરમારની કૃતિ 'ઉત્તરાયન', ગાંધીયુગ સાથે અનુસંધાન દાખવતા પણ નવીન રચનારીતિનો સફળતાથી ઉપયોગ કરતા રામનારાયણ પાઠકનો કાવ્યસંગ્રહ 'વિશેષ કાવ્યો', અને ત્રીશીના બે પ્રમુખ કવિઓ–સુન્દરમ્ અને ઉમાશંકર—ના અનુક્રમે 'યાત્રા' અને 'વસંતવર્ષા' એ કાવ્યસંગ્રહો; ઉપરાંત કરસનદાસ માણેકનો 'મધ્યાહ્ન', મનસુખલાલ ઝવેરીનો 'અનુભૂતિ', સુંદરજી બેટાઈનો 'વિશેષાંજલિ', પૂજાલાલનો 'ગુર્જરી', ઇંદુલાલ ગાંધીના 'શ્રીલેખા' અને 'પલ્લવી' એ સંગ્રહો આ દાયકામાં પ્રકટ થયા છે. ત્રીજી તરફ નવતર પેઢીના પ્રમુખ કવિ રાજેન્દ્ર શાહનો 'ધ્વનિ', અને હરિશ્ચન્દ્ર ભટ્ટ, નિરંજન ભગત, બાલમુકુન્દ દવે, પ્રજારામ રાવળ, 'ઉશનસ્', જયન્ત પાઠક, પ્રિયકાન્ત મણિયાર, પિનાકિન્ ઠાકોર, રતિલાલ છાયા, વેણીભાઈ પુરોહિત, મકરંદ દવે, હસિત બૂચ, સુરેશ જોશી, હસમુખ પાઠક આદિના, અભિવ્યક્તિના નવનવીન પ્રયોગો કરતા કાવ્યસંગ્રહો, અને આ સમયાવધિમાં સંગ્રહસ્થ નહિ થયેલા છતાં સામયિકોમાં પ્રકટ થયેલ શ્રી હેમન્ત દેસાઈ, નલિન રાવળ જેવા અનેક કવિઓનાં કાવ્યો : આ દાયકાની કવિતાની લાક્ષણિક તાસીર ઉપસાવી આપે છે.

૧૯૪૭માં આપણને સ્વાતંત્ર્ય મળ્યું, દેશના ભાગલા પડ્યા, ગાંધીજીની હત્યા થઈ, સરહદોના પ્રશ્નો ઊભા થયા, ચારે બાજુ સંહારની લીલા આરંભાઈ, દેશી રજવાડાંઓનું વિલીનીકરણ થયું, પંચવર્ષી યોજનાઓ ઘડાઈ, ભૂદાનપ્રવૃત્તિ વિસ્તરવા લાગી, પ્રાંતોની પુનર્રચના થઈ; અને સમગ્ર રીતે પ્રજાજીવન વેરવિખેર થયું ..આ અને આવી ઘટનાઓનાં પ્રતિબિંબ ઉક્ત્ત દાયકાના સાહિત્યમાં ઝિલાયા વિના રહ્યાં નથી. ગાંધીયુગમાં સ્વતંત્રતાનો અગ્નિ પ્રજ્વલતો હતો અને એણે કવિતાને પ્રાણબળ પૂરું પાડેલું. પ્રસંગ કે ઘટનાની પ્રધાનતા એ યુગમાં વિશેષ મહત્ત્વ ધરાવતી હતી અને કવિતામાં એ સમયની ઘટનાઓ પ્રતિબિંબિત થઈ છે. અંગ્રેજસત્તા સામે અહિંસક યુદ્ધ ખેલાતું હતું, કવિઓમાં પણ એ ઉત્સાહનાં પૂર ઊભરેલાં હતાં. પરિણામે

કાવ્યસર્જનમાં એ ભાવો વિપુલ પ્રમાણમાં ગૂંથાયેલા છે. એમાં સત્ત્વશાળી કાવ્યકૃતિઓની સાથે સાથે કેટલીક પ્રાસંગિક રચનાઓ પણ જન્મેલી છે. પરંતુ સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ગાંધીયુગની ઘટનાઓનો પ્રવાહ ઓસર્યો અને કવિતા પણ ભિન્ન પથે સંચરી અંતર્મુખ બનેલો સર્જક નવા નવા રમણીય આકારો સર્જવા કટિબદ્ધ થયો. નરસિંહરાવના સમયમાં ચંદ્ર, સૂર્ય અને તારકનાં ગાન ગાઈ કવિતા સર્જતો કવિ, ગાંધીયુગમાં દલિતો અને પીડિતો પ્રતિ સમભાવનાં ગાન ગાવા લાગ્યો. એમાં સ્વ-પુરુષાર્થના ઉદ્યમને બદલે ક્યાંક ઈશ્વરની પીછાંનું બળ પણ દેખાય છે. એ પછી સમપરંગ ઝીલવાને બદલે માનવભાવો તરફ વળતી કલમનાં દર્શન થાય છે. રાષ્ટ્રીય જાગૃતિ અને સામાજિક વિષમતાનો આલેખ હવે મંદ પડે છે અને કવિતાનો પ્રવાહ નરવા સૌન્દર્યના નિરૂપણ તરફ વળે છે. પરંતુ છેલ્લા દશકામાં, શ્રી ઉમાશંકરે દર્શાવ્યું છે તેમ, એમાં સમાજ-સંદર્ભનું પરિમાણ પ્રવેશે છે. આ સમાજ-અભિમુખતા, ગાંધીયુગ કરતાં વિશેષ વાસ્તવલક્ષી છે. એની ગતિ સાચા વાસ્તવદર્શી વલણ પ્રતિની છે. આ દશકામાં જીવન ઉપર પણ વાસ્તવિકતાનું ક્રૂર મોજું ફરી વળે છે અને જીવન નવી વેદનાઓથી ઊભરાવા માંડે છે. આપણો સામાન્ય માનવ-માનવ જીવન એની ભીંસ અનુભવી રહે છે. આ નવીન પરિસ્થિતિમાં કાવ્યસર્જન પણ નિરાશા અને વ્યથાના ભાવો અંકિત કરે છે. સમકાલીન આર્થિક, સામાજિક કે પછી નૈતિક બળોને એ ઝીલે છે અને એમની વ્યંજનાત્મક અભિવ્યક્તિ એ સાધે છે. ૧૯૫૧માં પ્રગટ થયેલા શ્રી રાજેન્દ્ર શાહના 'ધ્વનિ' કાવ્યસંગ્રહમાં, સમકાલીન ઘટનાઓ ભાગ્યે જ જોવા મળે છે, પરંતુ એ પછીના અન્ય કવિઓના સંગ્રહોમાં સમકાલીન જીવનનો પડઘો પડે છે: માનવભૂમિકા પરથી કવિ એનું દર્શન અને નિરૂપણ કરે છે. કેટલીકવાર એ વિષમ પરિસ્થિતિનું આલેખન કરે છે તો વળી ક્વચિત્ અસહાયતાને કારણે કટાક્ષનો ચાબુક પણ વીંઝી લે છે. શ્રી જયન્ત પાઠકે, એમના 'આધુનિક કવિતા પ્રવાહ'ના બૃહન્નિબંધમાં દર્શાવ્યું છે તેમ, છેલ્લા દાયકાની કવિતામાં પરિસ્થિતિની વાસ્તવિકતાનો અને કવિહૃદયની નિખાલસ સચ્ચાઈનો સ્પષ્ટ રણકાર સંભળાય છે. એ પરિસ્થિતિ અને એ સચ્ચાઈ 'હું છિન્નભિન્ન છું' કે 'મને મુર્દાની વાસ આવે' (બંને શ્રી ઉમાશંકરનાં) એ કાવ્યો આપણા કવિ પાસે સર્જાવે છે. વ્યાકુળતા અને પ્રકોપ, નિરાશા અને હતાર્થતાના સૂર આ દશકાની કવિતામાંથી ઊઠતા સંભળાય છે. પરિસ્થિતિની ભીંસ, નવી યાતનાઓ, માનવીની અસહાયતા અને હતાશા એમાં અભિવ્યક્તિ

પામે છે. ચારે બાજુ જોવા મળતાં લાચારી અને દંભ કવિના હૈયાને અકળાવે છે. સ્વતંત્રતાને વધાવનારો કવિ, સ્વાતંત્ર્ય પછી નજરે પડતા માનવમનના અજંપાને, એની ગૂંગળામણને વ્યક્ત કરે છે. એમાં કવિનો અંગત દૃષ્ટિકોણ પણ વિશેષ જોવા મળે છે. ક્યાંક ક્યાંક સ્વાનુભૂતિની ઉત્કટતાને સ્થાને, જાણે ફેશન ખાતર, અસુંદરનો પુરસ્કાર અને સુંદરનો તિરસ્કાર કરવાનાં વલણો પણ અછતાં રહેતાં નથી. ચાલી આવતી પરંપરાને તોડી-ફોડી આઘાત આપવાની વૃત્તિ પણ જોર પકડતી દેખાય છે. એ માટે પરંપરાનાં પુષ્પ કે ચંદ્ર જેવાં પ્રતીકોનું સ્થાન લેવા સર્પ અને ઘુવડ, લોહી અને પરુ દોડી આવે છે: એ માટે જ જાણે કૃતિઓ રચાતી હોય, નિશ્ચિત બીબાંમાં ગોઠવાતી હોય એવી છાપ પણ કેટલીકવાર પડે છે. સ્વાનુભૂતિનો અભાવ, આવી રચનાઓને દીર્ઘાયુષી ન બનાવી શકે એ સ્વયંસ્પષ્ટ છે. પણ આ તો સમગ્ર પ્રવાહની એક સેર છે, અને એનું દર્શન, મુખ્યત્વે, દશકાના ઉત્તરાર્ધમાં થાય છે.

આ દશકાની કવિતાએ આમ તો પ્રચલિત કાવ્ય વિષયોને જ આલેખ્યા છે, પણ એમના નિરૂપણમાં નાવીન્ય છે. અહીં પ્રણય અને પ્રકૃતિ, માનવતા અને અધ્યાત્મભાવ જેવા વિષયોની ખોટ નથી. એમાંયે પ્રેમ જેવો મહત્તમ ભાવ વિવિધ રીતે આલેખાયો છે, અને એના નિરૂપણમાં કવિઓએ નવીન પ્રતીકો પણ આપ્યાં છે. એમાં યૌવનની કોમળ પ્રણયભાવના છે, મસ્તી અને આનંદના ઉલ્લાસ-ઉછાળા છે, દામ્પત્યપ્રેમની પ્રસન્નતા છે અને ભગિનીસ્નેહનું નિરૂપણ પણ છે. નારીસૌન્દર્યનાં વર્ણનો છે, મદનબાણના અનુભવો છે અને સ્ત્રી-પુરુષ સંબંધનું કુત્સિત ચિત્રણ પણ છે. ક્યાંક પ્રણયની મુગ્ધ ચારુતા શુચિતાથી મુદ્રાંકિત થઈ છે, તો ક્યાંક સજનીની સાથેનું સહજીવન મધુરતા નિર્ઝરે છે. ગઝલોમાં પ્રણયની ચકચૂર મસ્તી આલેખાઈ છે અને ગીતોમાં રાધા અને ગોરીના નેડાને નિરૂપતી પ્રીત-ચિનગારીઓ પણ ચમકી છે. ગાર્હસ્થ્યજીવનનું સુભગ દર્શન કરાવવા સાથે એના અસંતોષને પણ ક્યાંક ક્યાંક કવિઓએ નિરૂપ્યો છે. ક્યાંક ઊર્ધ્વયાત્રી કવિની મંગલ દૃષ્ટિનો પણ પરિચય થાય છે, તો ક્યાંક ગૃહના પ્રેમ અને વિરહ ઉપરાંત વાત્સલ્યનું પણ મનોરમ નિરૂપણ થયું છે. પરંતુ આ સર્વમાં મુગ્ધ પ્રણય અને અતૃપ્તિની ઝંખના વિશેષ ધ્યાન ખેંચી રહે છે. શ્રી રામપ્રસાદ શુક્લે નોંધ્યું છે તેમ, અદ્યતન કવિતા પર ‘અરતિના ઓળા’ વધુ પડેલા છે.

પ્રકૃતિનું નિરૂપણ, આ દશકામાં, આહ્લાદક લાગે એવું થયું છે. અલબત્ત, ઉદ્દીપન વિભાવ તરીકે એનો ઉપયોગ આ ગાળામાં પણ ઠીક ઠીક થયો છે,

વિશેષ કરીને ગીતોમાં. પ્રકૃતિનાં વિવિધ અંગોનાં—વન, સરિતા, સાગર કે પર્વત સૌન્દર્યનાં—પ્રસન્નચારુ વર્ણનો કવિઓએ આપ્યાં છે અને એની વિવિધ અવસ્થાઓ પણ આલેખી છે. શ્રી રતિલાલ છાયાનાં સાગરકાવ્યોમાં અને આફ્રિકાના કાવ્યગુચ્છમાં સુંદર ચિત્રો અંકાયાં છે. ગ્રામજીવન સાથે વણાયેલાં રમ્ય પ્રકૃતિચિત્રો પણ આ ગાળામાં અનેક કવિઓએ આપ્યાં છે. કવિઓની પ્રકૃતિપ્રીતિ અને એનાં દશ્યચિત્રણો હૈયે વસી-જાય એવાં છે. એમાં નવલાં પ્રતીકો અને અભિવ્યક્તિની નવીન રીતિ આકર્ષી રહે છે. વિવિધ ઋતુઓના પ્રભાવને આપણા પ્રજારામ, ઉશનસ્, બાલમુકુન્દ, જયન્ત જેવા કવિઓએ મન ભરીને નીરખ્યા છે અને એથી માનવહૃદયમાં ઊઠતા ભાવોને પારખીને એમણે પ્રસાદભરી વાણીમાં ગાયા છે. ઋતુવિષયક કાવ્યો, કદાચ, આ દશકાની નોંધપાત્ર સમૃદ્ધિ છે. પ્રકૃતિદ્વારા કેટલાકે પરમતત્ત્વની ઝાંખી પણ કરાવી છે, તો બીજી બાજુ પોતાની ભાવાવસ્થાના આલેખન માટે કોઈક કોઈકે પ્રકૃતિતત્ત્વોમાં કુત્સિત દર્શન પણ કર્યું છે. નવતર કવિને પુષ્પમાં ભ્રમરનું ગુંજન નહિ પણ અસહાય ક્રંદન સંભળાય છે; ચન્દ્ર –પરૂ ભરાયેલો પાકી ગયેલો સૂર્ય, સૂર્ય–ભીના લોહીનો ગોળો અને તારા –રાતપાળીના મજૂર જેવા લાગે છે. સવાર કે બપોરનું વર્ણન કરતાં કવિ પોતાના પ્રતિભાવોને પણ કેટલીકવાર ચોટદાર રીતે વ્યક્ત કરે છે. 'તડકો', 'અંધકાર' અને 'ચાંદની' જાણે આ ગાળાના કવિઓના પ્રિય પ્રકૃતિ-વિષયો રહ્યા છે. પ્રકૃતિનો અલંકારસર્જનમાં થતો વિનિયોગ અહીં વિશેષ ધ્યાન ખેંચી રહે છે અને પ્રતીક તરીકેનો એનો ઉપયોગ સંતર્પક બની રહે છે. 'બારમાસી' (રાજેન્દ્ર), 'ઋતુચક્ર' (હેમન્ત) જેવાં કાવ્યો આ સંદર્ભમાં તરત જ સ્મરણે ચડે એવાં છે. ક્યાંક ક્યાંક માનવભાવપ્રાણિત પ્રકૃતિનું નિરૂપણ પણ રોચક બન્યું છે. પ્રકૃતિચિત્રને માનવભાવોનાં ઉપમાનો આકર્ષક રીતે ઉપસાવી શક્યાં છે, તો ક્યાંક કવિની વિશિષ્ટ ભાવસ્થિતિ, પ્રકૃતિની ભૂમિકામાં, અચ્છી રીતે આલેખાઈ છે.

આગળ ઉલ્લેખ્યું છે તેમ આ દશકામાં કવિઓએ દરેક વસ્તુને પોતાનો પ્રતિભાવ આપીને વ્યક્ત કરી છે. કવિની સમાજદૃષ્ટિ અને એના વાસ્તવ-પ્રેમનું નિરૂપણ અહીં મળે છે. નિરંજન, પ્રિયકાંત, હસમુખ જેવા કવિઓમાં વાસ્તવદર્શી વલણની કલાત્મક અભિવ્યક્તિ થઈ છે. વાસ્તવદર્શનમાં કેટલાક કવિઓએ કટાક્ષનો આશ્રય પણ લીધો છે, અને શ્રીધરાણી, જયંત પાઠક જેવા કવિઓમાં, વિશેષ કરીને એ કવિના આંતરિક દર્દનો દ્યોતક બની રહે છે. કવિની મૂંઝવણોના અનુભવો અને એની માનસિક વેદનાઓ, જગતના

પ્રવાહો પર દૃષ્ટિ પડતાં જન્મતી આકુળતા અને અસહાયતાની વ્યથા અહીં સાકાર થઈ છે. કોઈક પ્રતીકરૂપે કે કલ્પનરૂપે કવિતામાં સમાજનો સંદર્ભ પ્રવેશે છે અને કવિતાના રસાયણમાં એકરૂપ પણ થઈ જાય છે.

આ ગાળાના કવિઓએ જેમ સ્વરાજ્યપ્રાપ્તિ પછી દેશની દુર્દશાના અને હત્યાકાંડના ભાવો ગાયા છે, તેમ ભારતભક્તિનાં, દેશની વિભૂતિઓનાં, નવસ્વાતંત્ર્યની સિદ્ધિનાં અને નવદેશદર્શનનાં ગાન પણ ગાયાં છે. સ્વરાજ્ય-પ્રાપ્તિ પછી કોઈકને ભારતદર્શન નિરાશ કરનારું પણ દેખાય છે, અને કડવા ઉદ્ગારો સરતાં ભારતમાં પ્રવર્તતી વિષમતાઓ પરત્વે કટાક્ષકોરડો પણ વીંઝ્યો છે. એક તરફ ગાંધીજી અને એમના મૃત્યુને નિમિત્ત બનાવીને આપણા કવિઓએ કેટલાંક ચિરંજીવ કાવ્યો આ ગાળામાં આપ્યાં છે, તો બીજી બાજુ વિનોબાજી અને ભૂદાનના નૂતન યજ્ઞને પણ એમણે મોકળે કંઠે બિરદાવ્યો છે. મહાગુજરાતની ભાવનાને પ્રેરતાં ગીતો ગાયાં છે, તો બીજે છેડે 'હું ગુર્જર ભારતવાસી'ની ભાવના પણ સેવી છે. વચમાં ગુર્જરીના મહિમાગાનનાં સ્તોત્રોની સરવાણી પણ વહી છે. શહેરી જીવનની કૃત્રિમતા અને એનાં શોષણને–શહેરી સંસ્કૃતિને–પણ ઘણા કવિઓએ વિવિધ રીતે કાવ્ય સુધી પહોંચાડેલ છે.

કોઈ પણ યુગમાં કે સમયના અમુક ખંડમાં પરમતત્ત્વનાં ગાન ન ગવાયાં હોય એવું ભાગ્યે જ જોવા મળશે. ધર્મ–ભક્તિ–અધ્યાત્મનાં ભાવ-ઝરણાં આ દશકામાં પણ વિવિધ છાયાઓ ઝીલતાં વહી રહ્યાં છે. હતાશા અને નિરાશાની સાથે જીવનની પરમ શ્રદ્ધાના સૂર પણ આ ગાળામાં રણકી ઊઠ્યા છે. રામનારાયણ, સુધાંશુ, સુન્દરમ્, સરોદ, પ્રજારામ, રાજેન્દ્ર, મકરંદ, બાલમુકુંદ, વેણીભાઈ, રતિલાલ છાયા, ઉશનસ્, પિનાકિન જેવા અનેક કવિઓમાં અધ્યાત્મની અભિવ્યક્તિ સાંપડી છે. અધ્યાત્મની ઝંખના નવતર કવિઓમાં પણ જોવા મળે છે. 'યાત્રા' જેવા કાવ્યસંગ્રહોમાં કવિની ઊર્ધ્વમંગલ દૃષ્ટિનો અને અધ્યાત્મયાત્રી કવિનો પરિચય થાય છે. અરવિંદ-જીવનદર્શનની અસર કેટલાક કવિઓએ સ્પષ્ટપણે ઝીલેલી છે. સુન્દરમ્, પ્રજારામ અને પૂજાલાલની કવિતામાં એ વિશેષરૂપમાં દૃષ્ટિગોચર થાય છે. તો આપણા અન્ય કવિઓ પર પણ એની છાયાનાં, ઓછેવત્તે અંશે, દર્શન થયા વિના રહેતાં નથી.

૨

આ ગાળામાં વેણીભાઈ જેવા ભક્તિરસભીનાં, સુધાંશુ અને સરોદ જેવા ભાવાનુભવની સચ્ચાઈથી હૃદયતારને ઝણઝણાવતાં ભજનો આપે છે; દેવજી મોઢા જેવા કવિઓ સોરઠી ભજનપરંપરાને અનુરૂપ હથોટી દર્શાવી પ્રભુઝંખનાને નિરૂપે છે, મકરંદ ભક્તિકાવ્યો આપે છે. આપણી પ્રાચીન પરંપરાનું અનુસંધાન દાખવતાં 'કીર્તનમંજરી', 'ભજનામૃત' કે 'કબીર ભજનમાલા' જેવા ભજનસંગ્રહો પણ આ દાયકામાં પ્રકાશિત થયા છે અને શ્રી દુલા કાગની વાણી પણ આ દાયકામાં સાંભળવા મળી છે. શ્રી મનસુખલાલ અને બેટાઈ જેવા કવિઓના પ્રાપ્ત સંગ્રહોમાં અધ્યાત્મ પ્રતિનો ઝોક, ક્યાંક તો ભજનના ઢાળોની આકર્ષક હથોટી સહિત, દેખા દે છે. શ્રી રાજેન્દ્ર જેવામાં તેમ અન્યત્ર પણ ટાગોરની રહસ્યમયતાની અસર વરતાય છે. તેમ છતાં આ ગાળાની કવિતા પર અરવિંદની અસર સૌથી વિશેષ ગાઢ છે. શ્રી અરવિંદ અને શ્રી માતાજી તો અનેક કાવ્યોના વિષય તરીકે જોવા મળે છે. તત્ત્વજ્ઞાન અને કવિતાના વિરલ સંગમ સમાં કાવ્યો વિરલ જ મળ્યાં છે. સ્વરૂપદૃષ્ટિએ ગીતોમાં પ્રાચીન ભજનપરંપરા ઘણી જળવાઈ છે, અને એમાં અધ્યાત્મનિરૂપણની રૂઢતા પણ આવી ગયેલી દેખાય છે; તો રાજેન્દ્ર જેવામાં અધ્યાત્મની સૂક્ષ્મ વ્યંજનાઓ પ્રગટી છે; બાલમુકુન્દે ઘૂંટાયેલી ભજનિક બાની સર્જી છે, અને બીજા કેટલાકે એમાં લયકેફની સાધના કરી છે. આ વ્યાપકરૂપના પ્રવાહમાં કોઈકને 'નકલી રહસ્યવાદ'નું તો કોઈકને 'કૃત્રિમ આધ્યાત્મિકતા'નું પણ દર્શન થયું છે. તેમ છતાં, એક તરફ ટાગોર અને બીજી તરફ શ્રી અરવિંદની અસરો આપણી કવિતામાં ઝિલાયેલી છે એનો ઇન્કાર થઈ શકે એમ નથી. રાજેન્દ્ર એક તરફ ધરાળુ બાનીનાં ભજનો આપે છે, તો બીજી બાજુ એમનાં કાવ્યોના પ્રિયલક્ષી વાચ્યાર્થમાંથી પણ પ્રભુલક્ષી વ્યંજનાનો અણસાર મળે છે અને 'ઉપશમની શુભ્રરેખા' તો એમનાં ઘણાંખરાં કાવ્યોમાંથી ઊપસી આવતી દેખાય છે. હરિશ્ચન્દ્ર ભટ્ટની કૃતિઓમાં પણ ધર્મઝંખનાની કેવી ઉત્કટતા વરતાય છે! ગુજરાતી કવિતાએ, આ દાયકામાં, હૃદયના ગેરુઆ રંગનાં પણ દર્શન કરાવ્યાં છે.

આ ગાળાની કવિતામાં હાસ્યવિનોદની લહરીઓ પણ ઊડેલી જોઈ શકાય છે. રામનારાયણ જેવા કોઈક વિનોદ દ્વારા જીવનદૃષ્ટિ સ્પષ્ટ કરી આપે છે, અને રેડિયો–મુશાયરા માટે 'હળવા હાથ'ની રચનાઓ પણ આપે છે. મુશાયરા પ્રવૃત્તિને કારણે કે અન્ય કોઈ પ્રયોજનસર કોઈક જુગા પંડ્યા જેવાની રચનાઓમાં સ્થૂળ હાસ્યના ચમકારા નજરે પડે છે. કોઈક ઉખાણાં જેવી રચનાઓ પણ આપે છે, તો ગીતાબહેન પરીખ કે પ્રબોધ જોશી જેવા કવચિત્

શબ્દશ્લેષ પર રાચતી ચાતુરીભરી રચનાઓ કરે છે. પરંતુ આ દાયકામાં રમણલાલ દેસાઈ અને શશિન્ ઓઝા('અભ્યર્થના')ના કાવ્યસંગ્રહોમાં પ્રતિકાવ્યોનું પ્રમાણ ઠીક ઠીક નજરે પડે છે. શ્રી ઓઝાને આ પ્રકાર વિશેષ ફાવતો લાગે છે અને એ દ્વારા આકર્ષક વિનોદલહરીઓ પ્રગટાવે છે. શ્રી વેણીભાઈને પણ હળવાં કાવ્યોનો પ્રકાર ઠીક ફાવે છે. એવી કૃતિઓ લોકાનુરંજક શૈલીવાળી છાપાળવી હળવી રચનાઓ હોય છે. ગઝલના સ્વરૂપમાં પણ હાસ્યનું વહેણુ ઠીક ઠીક વળેલું દેખાય છે. શ્રી શ્રીધરાણી તેમ જ અન્ય નવતર કવિઓની કવિતામાં તીખા–વેધક કટાક્ષનાં દર્શન થાય છે.

આ દાયકાની કવિતાનો અંતર્મુખ બનેલો કવિ પોતાની મૂંઝવણને, પોતાના અનુભવને, પોતાના ચિંતનને વિવિધ રીતે વ્યક્ત કરે છે. 'ફાઉન્ટનના બસરટોપ પર' ઊભો રહીને એ પોતાની વેદના નિરૂપે છે; પોતાની છિન્નભિન્નતાનું દર્શન કરાવે છે; વર્તમાન સમયની સંક્ષુબ્ધતા પ્રગટ કરે છે; આસપાસના જીવનની આલોચના કરે છે; વિલક્ષણતાથી ભરેલું વિપરીત દર્શન પણ કરે છે. સમાજના પ્રતિનિધિરૂપ ફેરિયો કે વેશ્યા જેવાં પાત્રો લઈને કે ઊંટ–શિયાળ–કૂતરાના 'પશુલોક'ને આલેખીને એ ચિંતન રજૂ કરે છે. એમાં ક્યાંક કવિતાનો આસ્વાદ આહ્‌લાદક રીતે માણવા મળે છે.

હવે આ દશકાનાં કાવ્યસ્વરૂપોનું વિહંગદર્શન કરીએ. આપણાં પ્રચલિત કાવ્યસ્વરૂપો ગીત અને સૉનેટ, મુક્તક જેવી રચનાઓ અને ગઝલો, પ્રસંગ-કાવ્યો ખંડકાવ્યો અને 'ઓડ' પ્રકારની મનનપ્રધાન રચનાઓ પણ આ સમયમાં સર્જાઈ છે. ઉપરાંત આપણાં પ્રચલિત કાવ્યરૂપોનાં ચોકઠાંમાં ન બેસાડી શકાય એવાં, ઉપર ઉલ્લેખેલાં નિરંજનનાં 'પાત્રો' કે હસમુખનું 'પશુલોક' પણ ધ્યાન ખેંચે છે. ઉમાશંકરનાં 'પ્રાચીના'નાં પદ્યરૂપકોનું સ્મરણ કરાવતી સુદીર્ઘ પરલક્ષી વૃત્તાંતાત્મક કૃતિઓ શ્રી ઉશનસે 'નેપથ્યે'-માં આપી છે. રામનારાયણ, રાજેન્દ્ર, બાલમુકુંદ, પ્રજારામ વગેરે કવિઓએ ખંડકાવ્ય કે કથનાત્મક ઊર્મિકાવ્યોમાં સુદીર્ઘ કૃતિઓ સર્જી છે. 'તુકારામનું સ્વર્ગારોહણ', 'નિર્વાણસંધ્યા', 'વિશ્વામિત્ર' જેવી કૃતિઓ, આ પ્રકારમાં, ધ્યાન ખેંચી રહે છે. પૌરાણિક, ઐતિહાસિક કે સમકાલીન પ્રસંગો આ પ્રકાર માટે આકર્ષરૂપ રહ્યા છે. શ્રી માર્કંડે 'વ્યાસ' પર એક સુદીર્ઘ કૃતિનો આરંભ કર્યો છે અને 'સંસ્કૃતિ'માં એના કેટલાક ખંડો પ્રગટ

થયા છે. જશવંત ઠાકરનું કથાકાવ્ય 'ઉર્વશી' પણ ઉલ્લેખવું જોઈએ. પ્રેમશંકર ભટ્ટ અને હસિત બૂચના સંગીતરૂપકોના સંગ્રહો પણ આ દાયકામાં પ્રગટ થયા છે. અમૃત ઘાયલ, ગની દહીંવાલા, જમિયત પંડ્યા, કુરેશી, રતિલાલ 'અનિલ', ડાયર, વિશ્વરથ, મકરંદ, હરીન્દ્ર, શેખાદમ આબુવાલા, વેણીભાઈ વગેરેની ગઝલ રચનાઓ, ગઝલ આપણે ત્યાં કેવી લોકપ્રિય રહી છે એની પ્રતીતિ આપી રહે છે. ગઝલના સંગ્રહો પણ આમાંના કોઈ કોઈએ આપ્યા છે, અને એમાં સાચી કવિતાને સિદ્ધ પણ કરી છે અને ગઝલના મૂળ સ્વરૂપની બરાબર પકડ પણ ક્યાંક ક્યાંક જણાઈ આવે છે.

આ સમયમાં લઘુરચનાઓ તરફ કવિઓની પ્રીતિ વિશેષરૂપમાં જોવા મળે છે. શુદ્ધ મુક્તકો પણ રામનારાયણ, હરિશ્ચન્દ્ર, પ્રજારામ, બાલમુકુન્દ, ઉશનસ્, જયંત વગેરે કવિઓએ સર્જ્યાં છે, અને કેટલાક તો સ્વચ્છ પાણીદાર કાવ્ય-મૌક્તિકોની પણ ભેટ ધરી છે. હસમુખ પાઠક જેવાએ 'આટલાં ફૂલો નીચે ને આટલો લાંબો સમય ગાંધી કદી સૂતો નથી!' જેવું દોઢેક પંક્તિનું અનવદ્ય મુક્તક પણ આપ્યું છે. મુક્તક જેવી ટૂંકી રચનાઓ—એકાદ વિચાર કે સંવેદનને સચોટ રીતે અભિવ્યક્ત કરતી, કવચિત્ વક્રદર્શનનો આશ્રય લેતી કૃતિઓ—નવતર કવિઓએ વિશેષ આપી છે. નિરંજન, પ્રિયકાન્ત, ઉશનસ્, સુરેશ જોષી વગેરે કવિઓની ચાર-છ પંક્તિઓની આવી રચનાઓ આ ગાળામાં વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. તો કેટલીક કેવળ આપણાં ઉખાણાંનું સ્મરણ કરાવતી, શબ્દશ્લેષનો આશ્રય લઈ દલપતશૈલીમાં સરી પડતી રચનાઓ પણ ગીતા પરીખ જેવાએ આપી છે ખરી. સૉનેટના સ્વરૂપનું આકર્ષણ હજી ઓસર્યું નથી. 'ગુર્જરી', 'આત્માની કલા', 'સૉનેટ' જેવા નર્યા સૉનેટના જ સંગ્રહો આ દશકામાં પ્રગટ થયા છે. તેમછતાં, આ પ્રકાર આગલા યુગને મુકાબલે ઓછો ખેડાયો છે. અભિવ્યક્તિના નવનવીન પ્રયોગો કરવાનું વલણ એમાં કારણભૂત છે. તેમ છતાં ઉમાશંકર, સુંદરમ્‌નાં 'વસંતવર્ષા' અને 'યાત્રા'માંનાં અતીવ રમણીય સૉનેટકાવ્યો, 'આયુષ્યના અવશેષે' કે 'વનખંડન' જેવાં રાજેન્દ્રનાં અનવદ્ય સૉનેટો, નિરંજન, બાલમુકુન્દ, ઉશનસ્, જયંત પાઠક, પ્રજારામ જેવાનાં વિવિધ વિષયો પરના રમ્ય-રસાન્વિત સૉનેટ આ દશકાની સિદ્ધિરૂપ છે. સંસ્કૃતવૃત્તોની ચોતાદારી ચારુતા એમાંના ઘણાખરા કવિઓએ પ્રગટ કરી છે. કરુણપ્રશસ્તિકાવ્યોમાં શ્રી બેટાઈનું 'સદ્ ચંદ્રશીલાને' સૌથી વિશેષ આકર્ષણ જન્માવે છે અને આપણાં આ સ્વરૂપનાં ઉત્તમ કાવ્યોની હરોળમાં પોતાનું સ્થાન મેળવે છે.

ચિત્રણ કરતી'અને ભાવકોને આઘાત:કે આંચકો આપવાની'વૃત્તિથી લખાતી આજની વાર્તા કાલે કેવો વળાંક લેશે એ કહેવું મુશ્કેલ છે. જમાને જમાને નવા પ્રશ્નો અને નવી સમસ્યાઓ જાગે જ. ૧૯૨૬ થી ૧૯૫૦ સુધીની પચીશી દરમ્યાન વાર્તાક્ષેત્રે 'તણખા'થી માંડી 'સુખદુ:ખનાં સાથી', 'લોહીની સગાઈ' અને 'ધૂષવતાં પૂર'માં કચડાયેલાં, ત્યજાયેલાં, તરછોડાયેલાં દલિતો અને પીડિતો તરફ અનુકંપા; મધ્યમવર્ગીય પાત્રો-પ્રસંગોનું અદીઠ નિરૂપણ; સ્વતંત્રતા, બંધુતા, સમાનતાની ભાવનાનું વાસ્તવિક આલેખન; પ્રગતિશીલતા અને પ્રયોગશીલતા વગેરેનું યથાર્થદર્શી ચિત્રણ સફળતાપૂર્વક થયું છે. તો, ૧૯૫૦ પછીની વાર્તાઓમાં આઝાદ ભારતની અનેક સમસ્યાઓનું આલેખન, વિશ્વયુદ્ધોથી ત્રાસેલી પ્રજાઓની આશા–નિરાશાનું આલેખન, સમાજના કોઈ પણ સ્તરના માનવીની આંતરમનની છબીનું નિરૂપણ, પ્રણયની—સનાતન છતાં નૂતન પ્રણયની—ભાવનાનું કે વાસનાનું અતિરાગી આલેખન; સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાવ કે વિચારનું વિશ્લેષણ વધુ પ્રમાણમાં જોવા મળે છે.

આ દાયકામાં વિશ્વ–પ્રતિષ્ઠિત વાર્તાકારો મોપાસાં, ચેખોવ, સ્ટીફન ઝ્વિગ આદિની વાર્તાઓના ગુજરાતીમાં અનુવાદ થયા છે અગર રૂપાંતર. શ્રી જયંત પાઠક અને શ્રી રમણલાલ પાઠકે 'ચેખોવની શ્રેષ્ઠ નવલિકાઓ' ૧૯૫૭માં આપી છે, તો મોપાસાંની કેટલીક વાર્તાઓનો 'ચંપાકલી' નામે રૂપાંતરિત વાર્તાસંગ્રહ શ્રી રમણીકલાલ જ. દલાલે પ્રગટ કર્યો છે. સ્ટીફન ઝ્વિગની બે પ્રસિદ્ધ વાર્તાઓ Amok અને Letter from the Unknown Womanનો અનુવાદ 'હૈયાની થાપણ' નામે શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહે આપ્યો છે. શ્રી ચુનીલાલ મડિયાએ 'કાળજાં કોરાણાં'માં વિશ્વના નામી વાર્તાકારોની કૃતિઓ સંગ્રહી છે. શ્રી મડિયાએ 'શ્રેષ્ઠ' અમેરિકન વાતો'નું પણ સંપાદન પ્રગટ કર્યું છે. અનુવાદપ્રવૃત્તિ વિકસે એ આપણી ભાષાની ધારણશક્તિને બળવતી કરવા માટે જરૂરી છે.

અહીં શ્રી ગુલાબદાસ બ્રોકરસંપાદિત 'આપણી શ્રેષ્ઠ નવલિકાઓ' અને સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત તેમ જ શ્રી મનસુખલાલ ઝવેરી-સંપાદિત 'ગુજરાતી ટૂંકી વાર્તા'ને પણ નોંધી લઈએ. બંને સંપાદકોએ પોતપોતાની રુચિ અનુસાર ઉત્તમ કક્ષાની કૃતિઓને સંગૃહીત કરી છે. આ દાયકામાં 'શ્રેષ્ઠ'નું લેબલ બહુ લપટું બની ગયું છે. કાળના પ્રવાહમાં આ 'શ્રેષ્ઠ' સંગ્રહોમાંથી કેટલા ટકશે એ ભવિષ્ય કહેશે.

૧૯૫૧ ના વર્ષમાં પ્રગટ થયેલી વાર્તાઓમાંથી વીણીને શ્રી ઉમાશંકર

જોશીએ 'વરસની શ્રેષ્ઠ વાર્તાઓ'નું સંપાદન કર્યું છે. એ રીતે 'વરસની શ્રેષ્ઠ વાર્તાઓ'નાં વર્ષે વર્ષે ત્રણ ચાર સંપાદનો થયાં છે. શ્રી તખ્તસિંહ પરમારે ૧૯૫૫માં 'દસ શ્રેષ્ઠ નવલિકાઓ'નું સંપાદન કરેલું. 'સવિતા' માસિક દ્વારા યોજાયેલ વાર્તાહરીફાઈની પ્રથમ ૫૪ વાર્તાઓનું 'મોગરાનાં ફૂલ' નામથી શ્રી ધીરજબહેન પારેખે સંપાદન કર્યું છે. એમાં ઊગતા, આશાસ્પદ, વાર્તાકારોની મધ્યમ કક્ષાની વાર્તાઓ છે. 'સંસ્કૃતિ', 'બુદ્ધિપ્રકાશ', 'કુમાર', 'ક્ષિતિજ', 'નવચેતન', 'અખંડ આનંદ', 'ગૃહમાધુરી', 'જનકલ્યાણ', 'ચાંદની', 'આરામ આદિ સામયિકોમાં તેમ જ દૈનિકોમાં પણ વાર્તાઓ આવતી રહે છે. એમા જૂના–નવા અનેક પ્રવાહોનું દર્શન થાય છે. વાર્તા-માસિકોની સંખ્યા ઠીક ઠીક વધતી રહી છે. આવાં સામયિકો 'ખાસ અંકો'—હાસ્યાંક, વિદેશ-વાર્તા અંક—પ્રગટ કરતાં રહે છે. ટૂંકમાં, ટૂંકી વાર્તાનું—નવલિકાનું મેદાન મોકળું છે પ્રત્યેક પ્રયોગવીરને માટે. નવલકથાની જેમ જ ટૂંકી વાર્તા લોકપ્રિય સાહિત્યપ્રકાર છે. દાયકાના નોંધપાત્ર વાર્તા-સંગ્રહો આટલા: તમામ 'શ્રેષ્ઠ વાર્તાસંગ્રહો', 'ઓરતા', 'વાત્રકને કાંઠે', 'આ ઘેર પેલે ઘેર', 'અંતસ્રોતા', 'ગૃહપ્રવેશ', 'પ્યાર', 'સ્વપ્નનો ભંગાર', 'સૌથી ઊંચી પ્રેમ સગાઈ', 'પ્રેમ ઘટા ઝુક આઈ'.

■

# નાટક

આ દાયકામાં શુમારે સો નાટ્યપુસ્તકો પ્રગટ થયાં છે. તેમાં એકાંકી, નિરંકી, ચતુરંકી, પાંચઅંકી નાટકો, રેડિયો રૂપકો યા રેડિયો નાટિકાઓ યા રેડિયો ધ્વનિકાઓનો સમાવેશ થાય છે. નાટ્યસાહિત્યનો વિકાસ હવે આપણે ત્યાં ઠીક ઠીક પ્રમાણમાં થતો જાય છે. ધંધાદારી રંગભૂમિ અને અવેતન રંગભૂમિના કલાકારો હવે એકબીજાની વધુ નિકટ આવ્યા છે અને ક્યારેક તો સહિયારા પ્રયોગો પણ રજૂ થાય છે. નાટ્યક્ષેત્રે પ્રતિભાશાળી લેખકો, દૃષ્ટિસંપન્ન દિગ્દર્શકો, કુશળ કલાકારો અને નાટ્યપ્રેમી જનતા વચ્ચે સારી એવી 'એકતા' અનુભવાય એવાં નાટકો વધુ ને વધુ લખાતાં, ભજવાતાં જાય છે. સિનેમાના અમોઘ આકર્ષણ વચ્ચે પણ રંગભૂમિ ટકી રહી છે; એટલું જ નહિ, નાટક પ્રત્યે પ્રેક્ષકોની અભિરુચિ ખૂબ ખૂબ જાગ્રત થઈ છે. એક ચિંતાજનક હકીકત સર્વને વિચાર કરતાં મૂકી દે એવી છે. આજકાલ પ્રહસનોની માંગ એટલી બધી વધી પડી છે કે ગંભીર અને શિષ્ટ કૃતિઓની રજૂઆત કરવાનું સાહસ બહુ ઓછા કરે છે. ફારસ, પ્રહસન ઘડી ગમ્મત કે આનંદ આપે છે એ સાચું, પણ એથી ક્યારેક સુરુચિનાં ધોરણો નીચાં ઊતરતાં જણાય છે. આ ભયસ્થાન નાનુંસૂનું નથી જ.

આ દાયકાના ધ્યાનપાત્ર નાટ્યલેખકોને યાદ કરતાં સૌ પ્રથમ શ્રી ચંદ્રવદનને જ મૂકવા પડે. એમની આ ક્ષેત્રની વિશિષ્ટ સેવાઓનું અહીં પુનરાવર્તન ન કરીએ. આ દાયકા દરમ્યાન એમણે 'રંગભંડાર' જેવો રેડિયો નાટિકાઓનો સમૃદ્ધ સંગ્રહ, 'કિશોર નાટકો'ના બે ભાગ, 'હોહોલિકા', 'પરમમાહેશ્વર', 'માઝમ રાત' અને 'સોના-વાટકડી' તેમ જ 'સતી' જેવાં નાટકો આપ્યાં છે. આ સર્વમાં 'હોહોલિકા' તથા 'રંગભંડાર'માંનાં રેડિયો રૂપકો, 'પ્રભાત ચાવડો', 'અત્ર લુપ્તા સરસ્વતી', 'મુઝફ્ફરશાહ', 'એચ. એમ. આઈ. એસ. બંગાલ' ખૂબ સફળ રહ્યાં છે.

શ્રી. કનૈયાલાલ મુનશીએ 'વાહ રે મૈં વાહ' નામનું એક વિલક્ષણ નાટક આપ્યું છે. આમ તો એ fantacy છે. ચારઅંકી આ નાટકમાં

મુનશીએ પાત્રમિલન યોજ્યું છે—પોતાની જ કૃતિઓનાં પાત્રોનું અને જીવનગત સ્નેહીસંબંધીઓનું. એમાં ઠઠ્ઠાખોરી છે મોટા માણસોની, પૂજ્ય પાત્રોની અને સૌથી વધુ મુનશીની પોતાની. આ બધાને એમણે 'અંજલિ' અર્પી છે તે વાંચતાં સાચે જ રસ પડે છે. મશ્કરા મુનશી જીવનની એક ગંભીર, કરુણતમ કર્તવ્ય પળે પણ કેવા ખીલી શકે છે તેનું સ–રસ નિરૂપણ એટલે 'વાહ રે મૈં વાહ'.

શ્રી જયંતી દલાલે આ દાયકામાં 'જવનિકા' પછી અનુક્રમે 'બીજો પ્રવેશ', 'ત્રીજો પ્રવેશ', 'ચોથો પ્રવેશ' આપીને એકાંકી નાટકો તેમ જ રેડિયો ધ્વનિકાઓના ક્ષેત્રમાં નોંધપાત્ર અર્પણ કર્યું છે. શ્રી જયંતી દલાલ, શ્રી ચંદ્રવદન મહેતાની જેમ નાટ્યક્ષેત્રના કસબી છે અને અવનવા-પ્રયોગો કુશળતાથી કરે જ જાય છે. આ સંગ્રહોમાં એમની કટાક્ષકલા, કથનકલા અને રેડિયો–ફીચર–રજૂઆત–કલાનો સ્પષ્ટ વિકાસ જોઈ શકાય છે.

શ્રી ચુનીલાલ મડિયાએ ૧૯૫૧ માં 'રંગદા' નામનો એકાંકી નાટ્ય-સંગ્રહ પ્રગટ કર્યો અને એને નર્મદચંદ્રક પ્રાપ્ત થયો. સફળ નવલિકાકાર મડિયા એટલા જ સફળ નાટ્યકાર પણ છે. આ દાયકામાં એમણે 'રંગદા', 'વિષવિમોચન', 'હું ને મારી વહુ', 'શૂન્ય શેષ', 'નાટ્યમંજરી' આદિ નાટ્યસંગ્રહો આપીને એકાંકીક્ષેત્રે સુંદર અર્પણ કર્યું છે. 'શ્રેષ્ઠ નાટિકાઓ'નું એમણે કરેલ સંપાદન પણ નોંધપાત્ર છે. એમાં સ્વ. યશવંત પંડ્યાના 'ઝાંઝવાં' નાટકથી માંડી શ્રી રાજેન્દ્ર શાહના 'ગતિ–મુક્તિ' સુધીનાં, ૧૯૨૫ થી ૧૯૫૦ લગીનાં, વિવિધ લેખકોનાં ૧૩ એકાંકીનો સમાવેશ કર્યો છે. એમાં ભજવી શકાય એવી, તખ્તાલાયક, કલાત્મક એકાંકી નાટિકાઓ છે.

શ્રી શિવકુમાર જોશી આ દાયકાને સાંપડેલા એક નવા નાટ્યકાર છે. 'પાંખ વિનાનાં પારેવાં', 'અનંત સાધના' અને 'સોનાની હાંસડી, રૂપાની હાંસડી' જેવા એકાંકીસંગ્રહો અને 'સુમંગલા', 'સાંધ્યદીપિકા' 'દૂર્વાંકુર', 'અંગારભસ્મ', 'એકને ટકોરે' અને 'ઘટા ઘીરી ઘીરી આઈ', જેવાં ત્રિઅંકી, પંચઅંકી, ચતુરંકી નાટકો શિવકુમારને સફળ નાટ્યકાર તરીકે સ્થાપે છે. એમની કૃતિઓમાં ચબરાક સંવાદો, સૌષ્ઠવવંતું ગદ્ય, જીવનને જોવાની મર્મગામી દૃષ્ટિ, કરુણ અને હાસ્ય ઉપર એકસરખું પ્રભુત્વ જોવા મળે છે. રેડિયો નાટિકાના વિકાસમાં એમની 'અનંત સાધના' કૃતિ સ્મરણીય અર્પણ છે. અહીં એક હકીકત ખાસ નોંધવી જોઈએ. નાટ્ય-સ્પર્ધાએ શિવકુમારને ઉત્તેજ્યા જણાય છે. સરકારી પારિતોષિક એમની

કૃતિઓને મળતાં જ રહ્યાં છે, એ ઘટના એમની સર્જકપ્રતિભાને જેબ આપનાર ગણવી જોઈ એ.

શ્રી રંભાબહેન ગાંધીએ પણ આ દાયકા દરમ્યાન ઉલ્લેખપાત્ર એકાંકીઓ આપ્યાં છે. નારીજીવન, ગૃહજીવનની અનેક સમસ્યાનું રંભાબહેન હૃદ્ય નિરૂપણ એમની કૃતિઓમાં કરે છે. 'કોઈને કહેશો નહિ' પછી 'રોજની રામાયણ' અને 'ચકમક' એ સંગ્રહોમાં એમણે નવ નવ એકાંકીઓ આપ્યાં છે. 'દેવ તેવી પૂજા'માં અગિયાર એકાંકી છે. 'પરણું તો એને જ'માં સાત એકાંકી છે. રેડિયો ઉપર એમની કૃતિઓ ઠીક ઠીક વૈવિધ્ય પૂરું પાડે છે. નારીની અનેક મૂંઝવણોનું સહૃદયી નિરૂપણ કરનાર રંભાબહેન પાસે વધુ કલાત્મક અભિવ્યક્તિની અપેક્ષા રાખીએ.

'સાપના ભારા' પછી વર્ષો બાદ શ્રી ઉમાશંકર જોશીએ 'શહીદ' નામે સફળ એકાંકીસંગ્રહ આપ્યો છે. શ્રી ગુલાબદાસ બ્રોકરનો પ્રથમ એકાંકીસંગ્રહ 'જ્વલંત અગ્નિ'; શ્રી ધનસુખલાલ મહેતાનો 'રંગોત્સવ' અને 'કુરસદના ફટાકા'; શ્રી યશોધર મહેતાકૃત 'ઘેલો બગલ' અને 'ઘાઘરાઘેલો' તેમ જ ઐતિહાસિક નાટક 'સમર્પણ'; સ્વ. અચુભાઈ શુક્લકૃત 'હરિરથ ચાલે'; શ્રી બાબુભાઈ વૈદ્યકૃત 'એ—આવજો' અને 'પ્રેરણા'; શ્રી પ્રાગજી ડોસાકૃત 'છોરુ કછોરુ' અને 'મંગલમંદિર'; શ્રી ગુણવંતરાય આચાર્યકૃત 'અખોવન' અને 'મા'રરાજ', શ્રી જયભિખ્ખુકૃત 'રસિયો વાલમ અને બીજાં નાટકો'; શ્રી દુર્ગેશ શુક્લકૃત 'ઉલ્લાસિકા', 'રૂપં પ્રથમમ્' અને 'પલ્લવી પરણી ગઈ'; શ્રી સુરેશ ગાંધીકૃત 'વૌઠાનો મેળો'; શ્રી મધુકર રાંદેરિયાકૃત 'અંતે તો તમારી જ'; શ્રી ચંદરવાકરકૃત 'યજ્ઞ' અને 'મહીના ઓવારે'; શ્રી વજુભાઈ ટાંકકૃત 'વૈભવનાં વિષ', સ્વ. રમણલાલ દેસાઈકૃત 'અંજુ બ્હાવરો' અને 'વિદેહી'; શ્રી રમણ પટેલકૃત 'પેલે પાર'; શ્રી નંદકુમાર પાઠકકૃત 'વૈશાખી વાદળ', શ્રી મૂળજીભાઈ પી. શાહકૃત 'તાજમહાલ'; શ્રી દામુભાઈ શુક્લકૃત 'રૂપા અને બીજાં ત્રણ'; શ્રી ભૂખણવાળાકૃત રૂપાંતરો 'જમાઉધાર' અને 'વારસદાર' શ્રી હકુમત દેસાઈકૃત 'મનના મેલ' અને 'ધરતીનાં ધણી'; શ્રી સુ. વ. શાહકૃત 'દેવનર્તકી; શ્રી કરુણાશંકર સાતાકૃત 'વિશ્વવિજેતા'; સ્વ. કવિચિત્રકાર ફૂલચંદભાઈ શાહકૃત 'મહાશ્વેતા કાદંબરી', 'માલતીમાધવ' અને 'મુદ્રાપ્રતાપ'; શ્રી જયમલ પરમારકૃત 'ભૂદાન'; શ્રી નાથાલાલ દવેકૃત 'ભૂદાનયજ્ઞ'; શ્રી રમેશ જાનીકૃત 'હુતાશની'— આ કૃતિઓ નાટ્યસાહિત્યના પ્રવાહને આગળ ધપાવવામાં પોતપોતાની રીતે ફાળો આપે છે.

સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીરચિત 'નૃસિંહાવતાર' નામે ત્રિઅંકી નાટકનું શ્રી ધીરુભાઈ ઠાકરે કરેલું સંપાદન પણ નોંધપાત્ર છે. 'કાન્તા'ના લેખકની આ બીજી કૃતિનું વસ્તુ પૌરાણિક છે, ખાસ રંગભૂમિ માટે તૈયાર થયેલ મંગલાન્ત નાટક છે. (શ્રી ધીરુભાઈએ આ દાયકામાં એક સુંદર કાર્ય કર્યું છે. એમણે 'અભિનેય નાટકો'ની ઉપયોગી સૂચિ તૈયાર કરી છે. ભજવનારાઓને સુગમ પડે એ દૃષ્ટિએ એમાં પ્રત્યેક કૃતિનો આછો રેખાત્મક પરિચય અપાયો છે.) શ્રી અનંત આચાર્યની પારિતોષિક પામેલી કૃતિઓ 'કરિયાવર' અને 'અબીલ ગુલાલ' નોંધપાત્ર છે. શ્રી હંસાબહેન મહેતાએ કરેલ અનુવાદ 'મોલિયેરનાં બે નાટકો' અકાદમીનું પ્રકાશન છે. શ્રી ફિરોઝ આંટિયાએ સ્વરચિત કૃતિઓનો સંગ્રહ '૭ નાટકો' અને બીજો '૧૫ નાટકો અને ૧૧ ટચૂકડીઓ' નામે પ્રકટ કરેલ છે. લેખક કુશળ નટ, નિર્માતા અને દિગ્દર્શક છે એટલે તખ્તાની દૃષ્ટિએ એમની તમામ કૃતિઓ સફળતાને વરી છે. શ્રી ચીનુભાઈ પટવાકૃત 'શકુન્તલાનું ભૂત', શ્રી અજિત પટેલકૃત 'જીવન નાટક અને બીજાં એકાંકી' પણ સફળ નાટિકાઓ છે.

શ્રી રસિકલાલ પરીખની આ દાયકાની મહત્ત્વની નાટ્યકૃતિ 'શર્વિલક'ને સાહિત્ય અકાદમીનું રાષ્ટ્રીય પારિતોષિક મળ્યું છે. 'દરિદ્ર ચારુદત્ત' તેમ જ 'મૃચ્છકટિક' એ બે નાટકોમાંથી પ્રેરણા મેળવીને 'શર્વિલક' લખાયું છે. વિવિધ સંસ્કૃતિમાં માનતાં પાત્રો દ્વારા લેખકે એ કાળનો સંસ્કૃતિસંઘર્ષ કુશળતાથી રજૂ કર્યો છે. 'મૃચ્છકટિક'માં ગૌણ પાત્ર તરીકે દેખાતો શર્વિલક આ નાટકમાં નાયક છે, એની પ્રિયા મદનિકા નાયિકા છે. રાજપરિવર્ત એ આ નાટકનું મુખ્ય વસ્તુ છે. 'શર્વિલક' સંસ્કૃત નાટકોની હરોળમાં બેસે એવી સમર્થ કૃતિ છે. પાત્ર, પ્રસંગ, રસ—સર્વ દૃષ્ટિએ આ નાટ્યકૃતિ સફળ રહી છે. બીજા એવા જ પ્રૌઢ નાટ્યલેખક સ્વ. રામનારાયણ વિ. પાઠકકૃત 'કુલાંગાર અને બીજી કૃતિઓ' એ પણ દાયકાનો નોંધપાત્ર નાટ્યસંગ્રહ છે. એમાં પાઠકસાહેબ જેવા સમર્થ સર્જકની દસ રચનાઓ છે. 'કુલાંગાર', 'દેવી કે રાક્ષસી' અને 'ભુલકણો પ્રોફેસર' એ ત્રણ મૌલિક રચનાઓ છે; અને 'ઊરુભંગ', 'ભગ વદજ્જુકીયમ' આદિ પાંચ, મૂળ સંસ્કૃતમાંથી અનુવાદિત નાટકો છે અને બાકીની બે શેક્સપિયરની બે નાટ્યકૃતિઓના પ્રવેશો છે — 'બાગમાં મિલન, અને 'શેર માંસનો મુકદમો'. આમાંની મોટા ભાગની કૃતિઓ રેડિઓ યા તખ્તા ઉપર સફળતાથી ભજવાઈ ચૂકી છે.

આ દાયકામાં એકાંકી નાટિકાઓના સંગ્રહોનાં સંપાદનો પણ થયાં છે. શ્રી મડિયાસંપાદિત 'શ્રેષ્ઠ નાટિકાઓ' ઉપરાંત શ્રી ગુલાબદાસ બ્રોકરનું સંપાદન 'ગુજરાતનાં એકાંકી'; શ્રી પુષ્કર ચંન્દરવાકરસંપાદિત નટીશૂન્ય નાટિકાઓનો સંગ્રહ 'રંગલીલા'; શ્રી મડિયા સંપાદિત 'નટીશૂન્ય નાટકો'. 'મારાં પ્રિય એકાંકી'ના સંપાદકો છે સર્વ શ્રી જશભાઈ પટેલ, ભાનુ ચોકસી અને મધુરમ્. આ સિવાય શ્રી વજુભાઈ ટાંક સંપાદિત 'નાટ્યવિહાર' નોંધપાત્ર છે.

નવલકથામાંથી નાટ્યરૂપાંતરો થયાં હોય એવી બે કૃતિઓ છે. રમણલાલ દેસાઈની 'પૂર્ણિમા'નું નાટ્યરૂપાંતર કર્યું છે શ્રી વિષ્ણુકુમાર વ્યાસે અને શરદબાબુના 'દેવદાસ'નું રૂપાંતર કર્યું છે શ્રી શિવકુમાર જોશીએ. બંને રૂપાંતરો સુંદર બન્યાં છે.

'ગુજરાતનાં નાટકો' (ગીતોની સારીગમ)નું સંપાદન શ્રી જયશંકર 'સુંદરી'એ કર્યું છે. એમાં જૂની રંગભૂમિનાં નાટકોનાં ગીતો એકઠાં કરીને સંગીત શોખીનો માટે એક જ સંગ્રહમાં એ સુલભ કર્યાં છે. 'નાટક ભજવતાં પહેલાં' એ શ્રી ધનસુખલાલ મહેતાની અનુભવપૂર્ત પુસ્તિકા છે. 'નાટક ભજવતાં' એ શ્રી ચંદ્રવદન મહેતાએ તૈયાર કરેલ પુસ્તિકા છે. નાટ્યેતર ગણાય એવી આ કૃતિઓ એટલા માટે નોંધી છે કે તે નાટકની કલાને સમજવામાં ઉપયોગી નીવડી છે. નાટકની તખ્તાલાયકી અને આપણી અભિનયક્ષમતાની સમજણમાં એથી જરૂર વધારો થાય છે. માત્ર નાટકનાં બે વિશિષ્ટ સામયિકો થોડો કાળ ચમકી ગયાં તેમને અહીં નોંધવાં જ જોઈએ. ગુલાબદાસ બ્રોકર અને સુશીલ ઝવેરીસંપાદિત 'એકાંકી' અને પ્રાગજી ડોસા આદિ સંપાદિત 'ગુજરાતી નાટ્ય' થોડી પણ અમૂલ્ય સેવા નાટ્યક્ષેત્રે કરી ગયાં છે. સમગ્રે લેતાં આ દાયકાનો નાટ્યફાલ સંખ્યા અને ગુણવત્તા બંને દૃષ્ટિએ નોંધપાત્ર બન્યો છે. શાળા–કૉલેજોના સમારંભો–ઉત્સવો નાટ્યલેખનપ્રવૃત્તિને વેગ આપે છે; એટલું જ નહિ, પણ સાહિત્યધોરણે નબળી ગણાતી કૃતિઓ કેટલીક વાર તો તખ્તા ઉપર, રંગભૂમિ ઉપર વધુ સબળ પુરવાર થઈ છે. રેડિયોનું માધ્યમ રૂપકોના સર્જન માટે મહદંશે નિમિત્ત બન્યું છે. આ દાયકાના નવીનોમાં બે કલમો વધુ તેજસ્વી ગણાવી શકાય. એક શિવકુમાર જોશી અને બીજા ચુનીલાલ મડિયા. જૂનામાં શ્રી ચંદ્રવદન મહેતા અને જયંતી દલાલ સમય સાથે તાલ મિલાવી શક્યા છે. આ અને અન્ય જૂના–નવા નાટ્યકારો પાસેથી આપણે ગૌરવ કે ગર્વ પ્રેરે એવી સિદ્ધિ માટે રાહ જોઈએ.

હજી આપણે ત્યાં શિષ્ટ સાહિત્યકૃતિઓ નાટકરૂપે પ્રમાણમાં ઘણી ઓછી રજૂ થાય છે. બંગાળી અને મરાઠી રંગભૂમિ ઉપર તો સંખ્યાબંધ નાટકો સમર્થ કૃતિ ઉપરથી, સમર્થ રીતે રજૂ થાય છે. ગુજરાતી રંગભૂમિમાં ધંધાદારી, અવેતન, અર્ધ–વેતન સંસ્થાઓ અને કલાકારો પોતપોતાની રીત-રસમ પ્રમાણે પ્રયોગો કરે જાય છે; પણ એમાં પરિવર્તન આણવાનો સમય પાકી ગયો છે. રંગભૂમિ નવજીવન પામે તે માટે સૌ નાટકપ્રેમીઓએ સહિયારો પુરુષાર્થ પ્રમાણિકપણે કરવાની જરૂર છે. નાટકના ઉત્સાહી દિગ્દર્શકો ઘણી વાર નાટયસર્જકો તરફ આશાભરી મીટ માંડી કહે છે: અમને હોંસભેર ભજવવાનું મન થાય એવાં નાટકો આપો.

## અનુવાદો

સંસ્કૃતમાંથી કાલિદાસ, ભવભૂતિ જેવાની નાટ્યકૃતિઓ સાહિત્યકારોને હંમેશા આહ્વાન આપતી રહી છે 'શાકુન્તલ' અને 'ઉત્તરરામચરિત'ના અનેક અનુવાદો આજસુધીમા આપણે ત્યાં થયા છે. આ દાયકા દરમ્યાન શ્રી ઉમાશંકર જોશીએ આ બંને નાટકોના સુંદર અનુવાદ આપ્યા છે. કવિવર્યની છાંટભર્યાં ટીકા–ટિપ્પણ અને હૃદયંગમ પ્રસ્તાવના આ અનુવાદોની ઝલક ઓર વધારે છે. શ્રી કે. કા શાસ્ત્રીએ કરેલ 'ભાસ નાટ્યચક્ર'નો અનુવાદ પણ અહીં સંભારી લઈએ. શ્રી પદ્મમાવતી દેસાઈનો 'ઉત્તર-રામચરિત' અનુવાદ પણ સુવાચ્ય છે ચુનંદી સંસ્કૃત કૃતિઓ યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસક્રમમાં અવારનવાર ભણવાની હોય છે એટલે તમામના ગુજરાતી અનુવાદો થાય છે ખરા, પણ તે બધા મોટે ભાગે વિદ્યાર્થીભોગ્ય હોય છે.

# વિવેચન

પંડિતયુગમાં અવલોકનાત્મક, પૃથક્કરણાત્મક, ભાષ્યાત્મક તેમજ નિજની મુદ્રાવાળી સમન્વયદર્શી વિવેચનપદ્ધતિઓ આપણે ત્યાં ફૂલીફાલી છે; અને એ સર્વ પર ભારતીય તેમ જ પાશ્ચાત્ય સાહિત્યમીમાંસાની પદ્ધતિઓનો પુટ બેઠેલો છે. ગયો દાયકો આનંદશંકર, ઠાકોર, કેશવલાલ, રામનારાયણ, મુનશી, વિશ્વનાથ, વિષ્ણુપ્રસાદ, નવલરામ ત્રિવેદી, ડોલરરાય, મેઘાણી, અનંતરાય, મનસુખલાલ, ઉમાશંકર જેવા વિવેચકોના વિવેચન-સંગ્રહોથી સમૃદ્ધ હતો. એમાં નીડર, વિશદ, પૃથક્કરણશીલ, સૌન્દર્યલક્ષી, મૂલગામી એમ વિવિધ પ્રકારનાં વિવેચનોથી સત્ત્વશીલ બનેલું વિવેચન-સાહિત્ય આપણને પ્રાપ્ત થયું હતું. આ દાયકામાં પણ આનંદશંકર, ઠાકોર, રામનારાયણ, વિજયરાય, સંજાના, ઉમાશંકર, મનસુખલાલ, રામપ્રસાદ બક્ષી, કે. કા. શાસ્ત્રી, મંજુલાલ મજમુદાર, રતિલાલ જાની, સુરેશ જોશી જેવા વિવેચકોના વિવેચનસંગ્રહો સાંપડ્યા છે, તો કૃષ્ણલાલ ઝવેરી અને રામલાલ મોદીના અભ્યાસયુક્ત લેખસંગ્રહો પણ પ્રકટ થયેલા છે. ન્હાનાલાલ, મેઘાણી, મણિલાલ, બાલાશંકર અને ગોવર્ધનરામના સ્મારક-સ્મૃતિ તેમ શતાબ્દી ગ્રંથો પણ આ દાયકાએ ઉપલબ્ધ કરી આપ્યા છે. એમાંના કેટલાક લેખો તે તે સર્જકના અભ્યાસ માટે ઉપકારક થાય એવા સ્વાધ્યાય-લેખો છે, ગોવર્ધન શતાબ્દી ગ્રંથ તો આપણા શ્રેષ્ઠ સર્જક ગોવર્ધનરામ વિશે લખાયેલા વિવેચન-લેખોને એક જ ગ્રંથમાં સુપ્રાપ્ય કરી આપે છે. ગુજરાત સાહિત્યસભાની કેટલેક અંશે અનિયમિત બનેલી છતાં અત્યારસુધીમાં પ્રગટ થયેલી છ જેટલી વાર્ષિક સમાલોચનાઓ, ગુજરાત વિદ્યાસભા તરફથી પ્રયોજાતાં અને ગ્રંથસ્થ થતાં 'વાર્ષિક વ્યાખ્યાનો' તેમ જ 'વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા', ગુજરાત સાહિત્ય પરિષદ તરફથી પ્રગટ થતા તેનાં સંમેલનોના અહેવાલ-નિબંધસંગ્રહ—આ સઘળું આ દાયકાને પણ જમે પક્ષે છે. આમાંના કેટલાક અધ્યયનલેખો આપણી વૈચારિક જાગૃતિ અને વિદ્વત્તાના પ્રતિનિધિરૂપ બની રહે એવા છે.

આ દશકાના વિવેચન–સાહિત્યને કંઈક આ રીતે અવલોકી શકાય:

(૧) આપણા ગઈ પેઢીના પીઢ અને વર્તમાન પેઢીના વિદ્વાન વિવેચકો તરફથી પ્રાપ્ત થયેલા વિવેચનસંગ્રહોમાં આનંદશંકરનો 'વિચાર–માધુરી' ભાગ–૨, બળવંતરાયનાં 'વિવિધ વ્યાખ્યાનો' ગુચ્છ–૩ અને 'પ્રવેશકો' ગુચ્છ–૧ તે તે વિવેચકની સંપન્નતાનો પૂરતો પરિચય આપી રહે છે. આનંદશંકરનો લેખસંગ્રહ મુખ્યત્વે કેળવણીવિષયક, ગ્રંથપરિચયો અને વ્યક્તિ પ્રસંગોને લગતી 'વસંત'–નોંધો છે, જ્યારે બળવંતરાયે ૧૯૧૨થી ૧૯૪૯ના ૩૭ વર્ષના ગાળા દરમિયાન 'ગુજરાતનાં પ્રશસ્તિકાવ્યો', 'સાહિત્ય અને ધીસ', 'આપણા ઇતિહાસના યુગો', 'એક લિપિ–એક ભાષા' જેવાં જુદે જુદે સ્થળે આપેલાં વ્યાખ્યાનો વિચારક અને વિવેચક ઠાકોરનું દર્શન કરાવે છે. એમના 'પ્રવેશકો', 'પારિજાત', 'આપણી કવિતાસમૃદ્ધિ', 'દિવ્યચક્ષુ' વગેરે કવિતા, નવલકથા, નવલિકા આદિ પુસ્તકોના એમણે લખેલા ૧૭ અભ્યાસનિષ્ઠ પ્રવેશકો છે. ગુજરાતી ઉપરાંત સંસ્કૃત, અંગ્રેજી અને બંગાલી પુસ્તકોના અનુવાદો માટે લખેલા આ 'પ્રવેશકો'માં ઠાકોરની, અને રામનારાયણના 'સાહિત્યાલોક'ના 'કાવ્ય અને સત્ય', 'ક્ષેમેન્દ્રની ઔચિત્યવિચારચર્ચા' જેવા મૂલગામી સૈદ્ધાંતિક ચર્ચાના લેખો તેમજ 'સરસ્વતીચન્દ્ર', ગાંધીજી, કાલેલકર અને આનંદશંકરવિષયક એમના અધ્યયનલેખોમાં પાઠકસાહેબની–સાહિત્યપદારથ વિશેની સૂક્ષ્મ સમજનો પરિચય થાય છે. ડોલરરાયની 'સાહિત્યમીમાંસાના બે પ્રશ્નો' વાળી નાનકડી પુસ્તિકા એમની સંસ્કૃત સાહિત્યમીમાંસાની ઊંડી પર્યેષણા અને મૌલિક સાહિત્યદષ્ટિનો પરિચય આપી રહે છે; રામપ્રસાદ બક્ષીનું 'નાટ્યરસ' પણ એ વિદ્વાન વિવેચકની સંસ્કૃત રસશાસ્ત્રમાંની ઊંડી ગતિનો ખ્યાલ આપવા સાથે કવિતા–નાટકમાં થતી રસનિષ્પત્તિની પ્રક્રિયા વિશદતાથી સ્પષ્ટ કરી આપે છે. રતિલાલ જાનીનું 'કાવ્યાલોચન' પણ લેખકના ભારતીય સાહિત્યમીમાંસાના અભ્યાસને સુબલ કરે છે.

બીજી બાજુ, શ્રી જ. એ. સંજાનાનો 'અનાર્યનાં અડપલાં અને બીજા પ્રકીર્ણ લેખો' વ્યુત્પન્ન વિદ્વાનના લેખોનો સંગ્રહ છે. ગુજરાતી સાહિત્યના એમના અનુશીલનનું અંગ્રેજી પુસ્તક 'સ્ટડીઝ ઇન ગુજરાતી લિટરેચર' પણ, ક્યાંક દૃષ્ટિભેદ રહે છતાં, એમનાં સ્વકીય મૂલ્યાંકનોની મૂલ્યવત્તાવાળું છે. એમના કેટલીકવાર એકતરફી લાગતા અભિપ્રાયો સાથે જ આપણને વિચાર કરતા કરી મૂકે એવા છે. શ્રી વિજયરાયનું 'ગત શતકનું સાહિત્ય'

કેટલાક શિક્ષણાચાર્યો, સાંસ્કારિક બળો તેમ જ જૂનાનવા પત્રસાહિત્યનો અચ્છો પરિચય કરાવે છે રમણલાલ દેસાઈની સાહિત્યવિષયક વિચારણા તેમ જ ધર્મવિષયક ચિંતન રજૂ કરતું 'સાહિત્ય અને ચિંતન' પણ અહીં સ્મરી લઈએ. અનંતરાય રાવળનાં 'સાહિત્યવિવેક' અને 'સાહિત્યનિકષ'-માંનાં કૃતિનિષ્ઠ અને કર્તાનિષ્ઠ તેમજ પ્રવાહદર્શન કરાવનારાં સહૃદયી વિવેચનો એક આજન્મ અધ્યાપકની અભ્યાસપરાયણતાનાં દ્યોતક છે. મનસુખલાલ ઝવેરીનું 'પર્યેષણા' વિવેચકની નીડરતા અને વિશદ તેમ જ ક્રમિક રજૂઆતથી આકર્ષી રહે છે. અંબાલાલ પુરાણીનું 'સાહિત્યની પાંખે' મનનીય સાહિત્યલેખોનો સંગ્રહ છે. એમાં કાવ્યકલા, નર્મદ–મણિલાલ જેવા સાહિત્યકારો તેમ જ 'સમૂળી ક્રાંતિ' જેવાં પુસ્તકો વિશે ઊંડી વિચારણા છે. કનૈયાલાલ મુનશીનું 'પરિષદના પ્રમુખસ્થાનેથી' એમણે પરિષદનાં ત્રણ અધિવેશનો પ્રસંગે તેમ જ અન્યત્ર આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ છે. ધનસુખલાલ મહેતાના 'સર્જનને આરે'માં કાવ્યેતર સર્જનોની સમીક્ષા અને સ્વસ્થ ગ્રંથાવલોકનો સંગ્રહાયાં છે. ભાઈલાલ કોઠારીનો 'વિવેચનસંચય' સહૃદય અધ્યાપકના અભ્યાસલેખોનો, તો મગનભાઈ દેસાઈનો 'વિવેકાંજલિ' ૧૩૫ જેટલાં વિવિધ કૃતિઓનાં અવલોકનોનો સંગ્રહ છે. આ સિવાય 'ત્રિવેણી' [અનામી], 'આસ્વાદ' [જિતેન્દ્ર દવે] અને 'સાહિત્યસુધા' [જનાર્દન પંડ્યા]માં પણ કેટલાક સાહિત્યવિષયક લેખો નોંધપાત્ર છે. ધનસુખલાલનાં 'રંગોત્સવ', 'નાટ્યવિવેક' તેમ જ એમનાં અને શ્રી ચન્દ્રવદન મહેતા, ચુનીલાલ મડિયાનાં નાટકની ભજવણી અંગેનાં લખાણો અને હીરાલાલ કાજીની 'ગુજરાતી રંગભૂમિ' પરની પુસ્તકો માહિતીપ્રદ છે. આ સર્વમાં પોતાના મનોહર તેજથી દેદીપ્યમાન શ્રી ઉમાશંકર જોષીના 'અભિરુચિ', 'શૈલી અને સ્વરૂપ' તેમ જ 'નિરીક્ષા' એ ત્રણ વિવેચનસંગ્રહો આપણા વિવેચનસાહિત્યના અલંકારરૂપ બની રહે છે. એમાં વિષય 'મહાભારતમાં માનવતા' હોય કે 'પૂર્વ પશ્ચિમની સાહિત્યક્ષેત્રમાં પારસ્પરિક અસર'નો, લેખ કાલિદાસ, રવીન્દ્રનાથ કે ન્હાનાલાલ વિશે હોય, અવલોકન 'અભિસાર', 'છંદોલય', 'ભગવાનની લીલા' કે 'ગાતાં ઝરણાં'નું હોય, પરિચય આન્દ્રે જીદ, એલિયટ કે રૉબર્ટ ફ્રૉસ્ટનો હોય—લેખકની મૌલિક અને વેધક સાહિત્યદૃષ્ટિ અને એમની તાજગીભરી પ્રસન્નચારુ ગદ્યશૈલી એ વિવેચનલેખોને સર્જનની સમકક્ષ લાવી મૂકે છે. સાહિત્યના નિબંધ, એકાંકી, ટૂંકી વાર્તા, સૉનેટ આદિ સાહિત્યસ્વરૂપો, બળવંતરાય, શ્રીધરાણી, હરિશ્ચન્દ્ર ભટ્ટ જેવા કવિઓની કવિતા, ગોવર્ધનરામનું મનોરાજ્ય, પચ્ચીસીની કવિતા, સરસ્વતીચન્દ્ર, માનવીની ભવાઈ કે ભારેલો

જેવી નવલકથાઓ—આ સર્વ વિશેના એમના રમણીય નિબંધો એમની ઝીણી મર્મગામી સાહિત્યદૃષ્ટિનો પરિચય આપી વર્તમાન યુગના અગ્રિમ વિવેચક તરીકે એમને પ્રતિષ્ઠિત કરે છે શ્રી સુરેશ જોશીનો દાયકાના અંતભાગમા પ્રગટ થયેલ 'કિંચિત્' બૌદ્ધિક જાગૃતિની વાટને સંકોરવાનુ શક્ય બનાવે એવા અભ્યાસનિષ્ઠ સાહિત્યલેખોનો સંગ્રહ છે 'કાવ્યનો આસ્વાદ' કે 'પ્રતીક-રચના' જેવા એમાંના લેખો આપણી નવ્ય-વિવેચનાને ગૌરવ અપાવે એવા છે પૂર્વ-પશ્ચિમના સાહિત્ય-'મુનિ'ઓના ચરણે બેસતાં પ્રાપ્ત થયેલી સાહિત્ય-પદારથની સૂઝ એમને નવતર પેઢીના અગ્રણી વિવેચકરૂપે સ્થાપે એવી છે.

(૨) આ દાયકામા કેટલાક સાહિત્યસર્જકો વિશેના સમગ્રદર્શી અધ્યયનના ગ્રન્થો પણ પ્રગટ થયા છે વિજયરાયનો 'નાનાલાલ કવિની જીવનદૃષ્ટિ'ને સ્પષ્ટ કરવાનો પ્રયત્ન સમગ્રદર્શી અધ્યયનગ્રન્થ નથી, તેમ છતાં એક જ સર્જકને અવલબીને આ સ્વતંત્ર પુસ્તિકા પ્રગટ થઈ છે, અને એમા લેખકે આપણા એ કવિવર પર ટેનિસન, માર્ટિનો આદિ કવિઓ-સંતોની અસરને, એમના જીવનના મહત્ત્વના પ્રસંગોના વર્ણન સાથે, અંયત લાઘવથી દર્શાવી છે રતિલાલ મો ત્રિવેદીએ પણ 'મીરા' વિશે પોતાના વ્યાખ્યાનને એક જ પુસ્તિકામા ઉપલબ્ધ કરી આપ્યુ છે

યુનિવર્સિટીની પીએચ ડી ની પદવી અંગે રજૂ થયેના મહાનિબંધો આ દાયકામાં પ્રકાશિત થયા છે, એથી આપણા કેટનાક સાહિત્યસેવીઓ અને આપણાં કેટલાક સાહિત્યસ્વરૂપોનાં સાંગોપાંગ અધ્યયન અભ્યાસીઓ માટે સુકર બન્યાં છે ક્યાંક ક્યાંક એ અધ્યયનગ્રન્થો અપેક્ષા કરતાં ઓછા ઊતરતા હોય એવી છાપ પણ પડે છે, તેમ છતા આવાં સમગ્રદર્શી અધ્યયનો વિશેષ પ્રમાણમા સુલભ થાય એ ઇષ્ટ છે ધીરુભાઈ ઠાકરનો મણિલાલ નભુભાઈ પરનો સમતોલ સ્વાધ્યાય અધ્યયનનો સારો આદર્શ રજૂ કરે છે બિપિનભાઈ ઝવેરીનો રમણભાઈ નીલકંઠ પરનો, સુસ્મિતાબહેન મેઢનો નરસિંહરાવ દિવેટિયા પરનો અને શાંતિલાલ દેસાઈનો ગાંધીજી પરનો મહાનિબંધ — આ દિશાના આવકાર્ય પ્રયત્નો છે શ્રી કે કા શાસ્ત્રીનાં પ્રેમાનંદ અને ભાલણ પરનાં અધ્યયનો પરંપરાના ધોરણોથી એ બંને કવિઓનો વિસ્તારથી પરિચય કરાવે છે એમા લેખકે અત્યંત શ્રમ લઈને એકત્રિત કરેલી માહિતી સુસંકલિત કરી આપી છે, પરંતુ આપણા આ બંને સમર્થ ખમતીધર કવિઓ વિશે મૌલિક મૂલ્યાંકનની અપેક્ષા હજી વણસંતોષાયેલી જ રહે છે. શ્રી બાલચંદ્ર પરીખે 'રસદ્રષ્ટા કવિવર'માં ન્હાનાલાલે ખેડેલા વિવિધ

સાહિત્યપ્રકારોની ચર્ચા કરીને એ દ્વારા કવિની કાવ્યકલાનો સહૃદયતાભર્યો અભ્યાસ કરવાનો સંનિષ્ઠ યત્ન કર્યો છે. તેમ છતાં ન્હાનાલાલ વિશે હજી સ્વસ્થ સમતોલ વિવેચનગ્રન્થને પૂરતો અવકાશ છે. હસિત બૂચનું 'દલપતરામ—એક અધ્યયન' દલપતરામના સમગ્રદર્શી અભ્યાસનું, પદવી-અપેક્ષા વિના એક અધ્યાપકના સ્વતંત્ર અધ્યયનનું પ્રાપ્ત થયેલું ફળ છે.

માત્ર સાહિત્યકારો જ નહિ, પણ સાહિત્યસ્વરૂપોને કેન્દ્રમાં રાખીને પણ આ દાયકામાં કેટલાંક સ્વતંત્ર પુસ્તકો પ્રગટ થયાં છે. એમાં ચન્દ્રકાન્ત મહેતાનું 'મધ્યકાળના સાહિત્યપ્રકારો' સૌથી વિશેષ ધ્યાન ખેંચે છે, અને આ પ્રકારનાં અધ્યયનો માટે નમૂનારૂપ બની રહે એમ છે. મંજુલાલ મજમુદારે પણ ગુજરાતી સાહિત્યનાં પદ્યસ્વરૂપો પર સુદીર્ઘ પુસ્તક પ્રકાશિત કર્યું છે, પણ એમાં વિસ્તાર ઝાઝો છે અને કેટલેક સ્થળે શાસ્ત્રીયતાનો પણ ભોગ અપાયો છે. છતાં ખંડીખંડીને ભરેલી માહિતી, અભ્યાસીઓને, એમાં એક જ સ્થળે ઉપલબ્ધ થાય છે એ મોટો લાભ છે. નંદકુમાર પાઠકનું 'એકાંકી—સ્વરૂપ અને સાહિત્ય' આ વિષયનું સુરેખ અને સમૃદ્ધ પુસ્તક છે. એમાં સંસ્કૃત સાહિત્યમાં એકાંકીની ઉત્પત્તિ અને એના પ્રકારો તેમ જ પાશ્ચાત્ય દેશોમાં પણ એની ઉત્પત્તિ અને વિકાસ દર્શાવી આ સ્વરૂપની ઝીણવટભરી ચર્ચા કરી છે. એક જ સ્વરૂપની ચર્ચાનું આ સળંગ પુસ્તક આપણા વિવેચનસાહિત્યમાં અત્યંત આવકારપાત્ર છે. જશવંત ઠાકરનું 'નાટ્યશિક્ષણનાં મૂળ તત્ત્વો' પણ એ વિષેનું ઉપયોગી પ્રકાશન છે. 'ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ સ્મારક ગ્રંથ'માંના કેટલાક લેખોમાં નાટ્યસ્વરૂપ અંગેની સુંદર વિચારણા છે. 'નાટ્યશાસ્ત્ર અને આચાર્ય અભિનવગુપ્તાચાર્ય'માંનાં વ્યાખ્યાનોમાં કે. કા. શાસ્ત્રીએ નાટ્યશાસ્ત્રનો રચનાકાળ, અભિનવગુપ્ત અને કાવ્યશાસ્ત્ર અંગે સારી છણાવટ કરી છે.

(૩) યુનિવર્સિટી શિક્ષણમાં સ્નાતકકક્ષાએ ગુજરાતી વિષય લેનાર વિદ્યાર્થીઓની સંખ્યામાં વૃદ્ધિ થતી રહી હોવાને કારણે એમને ઉપકારક થવાના આશયથી પણ કેટલાંક પુસ્તકો આ ગાળામાં પ્રકાશિત થયાં છે. એમાંનાં કેટલાંકમાં વિદ્યાર્થીભોગ્યતા પ્રતિ વિશેષ ઝોક અપાયો છે, તો ક્યાંક ક્યાંક શુદ્ધ વિવેચનનું ધોરણ પણ દૃષ્ટિગોચર થાય છે. કુંજવિહારી મહેતાનાં 'સાહિત્યરંગ' અને 'સાહિત્યસ્વરૂપો', જિતેન્દ્ર દવેનું 'સાહિત્ય-ઘડતર', રણજિત પટેલ અને રામચન્દ્ર પંડ્યાનું 'અર્વાચીન ગુજરાતી સાહિત્ય–સ્વરૂપોનો વિકાસ' આ રીતે નોંધપાત્ર છે. તો ભારતીય

સાહિત્યમીમાંસામાં વિદ્યાર્થીઓને શ્રદ્ધેય માર્ગદર્શન આપવાના ઉદ્દેશથી ઈશ્વરલાલ ર. દવેએ મમ્મટના 'કાવ્યપ્રકાશ'ના ત્રણ ઉલ્લાસોને સંપાદિત કર્યા છે અને વાસુદેવ શાસ્ત્રીએ પણ પછીના કેટલાક ઉલ્લાસો ગુજરાતીમાં સંપાદિત કર્યા છે. જયંત કોઠારી અને નટુભાઈ રાજપરાએ ભારતીય કાવ્યમીમાંસાનો વિશદ અને અભ્યાસપૂર્ણ પરિચય એમના પુસ્તકમાં પ્રથમવાર જ કરાવ્યો છે. ગુજરાતી, ઉચ્ચ શિક્ષણનું માધ્યમ બનતાં, સંસ્કૃતના કેટલાક અલંકારગ્રંથોની પણ ગુજરાતી–આવૃત્તિઓ પ્રગટ થઈ છે.

સહેજ આડા ફંટાઈને અનુવાદના ક્ષેત્રમાં ડોકિયું કરી લઈએ તો વર્સફોલ્ડ અને એબરક્રોમ્બીની સાહિત્યવિચારણાની બે પ્રસિદ્ધ પુસ્તિકાઓનો શ્રદ્ધેય અનુવાદ નગીનદાસ પારેખે અનુક્રમે 'સાહિત્યમાં વિવેક' અને 'સાહિત્યવિવેચનના સિદ્ધાંતો' એ નામે સુલભ કરી આપ્યો છે. એમણે કરેલો અતુલચંદ્ર ગુપ્તનો 'કાવ્યજિજ્ઞાસા'નો અને સુરેશ જોશીએ આપેલ વિષ્ણુપદ ભટ્ટાચાર્યની 'સાહિત્યમીમાંસા'નો અનુવાદ પણ આપણા વિવેચન-સાહિત્યમાં આવકારપાત્ર ઉમેરણો છે. કે. કા શાસ્ત્રીએ 'સંક્ષિપ્ત ભરત નાટ્યશાસ્ત્ર'માં ભરતના નાટ્યશાસ્ત્રના સિદ્ધાન્તોનો—તદ્‌વિષયક અધ્યાયોનો સમશ્લોકી અનુવાદ સુલભ કરી આપ્યો છે.

*

વિવેચનલેખોનો સંગ્રહ બીજી આવૃત્તિ પામે એ ઘટના પણ આપણે ત્યાં નોંધપાત્ર ગણાવી જોઈએ. મનસુખલાલ ઝવેરીનો 'થોડા વિવેચન–લેખો' સંગ્રહ એની નવી આવૃત્તિમાં ચારેક નવા લેખોના ઉમેરણ સાથે પ્રગટ થયો છે, અને વિવેચક મનસુખલાલનું એમાં ઊજળું દર્શન થાય છે.

આ દાયકામાં જેમણે પોતાના વિવેચન કે લેખસંગ્રહો પ્રગટ કર્યા નથી પણ જેમની અવિરત સાહિત્યસાધનાનાં ફળ સામયિકોમાં કે અન્યત્ર અધ્યયન-લેખરૂપે મળતાં રહ્યાં છે એવા અનેક—આગળ નહિ ઉલ્લેખાયેલા—સંનિષ્ઠ સાહિત્યસેવીઓનું અહીં સ્મરણ કરી શકાય. સર્વ શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, રસિકલાલ છો. પરીખ, 'દર્શક', નગીનદાસ પારેખ, ગૌરીપ્રસાદ ઝાલા, વ્રજરાય દેસાઈ, કાંતિલાલ વ્યાસ, ડૉ. સાંડેસરા અને ડૉ. ભાયાણી, યશવંત શુક્લ અને રામપ્રસાદ શુક્લ, ગુલાબદાસ બ્રોકર, ભૃગુરાય અંજારિયા, નિરંજન ભગત અને બીજા કેટલાક લેખકોના પ્રગટ થયેલા લેખો આપણી વિવેચનામાં માનભર્યું સ્થાન પામે એવા છે. નવતર પેઢીમાંથી જેમણે બેચાર લેખો દ્વારા પણ પોતાનુ હીર બતાવ્યું હોય એવા યુવાન સાહિત્યસેવીઓ પણ આપણે

ત્યાં ઠીક ઠીક સંખ્યામાં છે, પરંતુ એ સર્વનો ઉલ્લેખ કરવો અહીં ઉચિત ગણ્યો નથી. આ દાયકે એમની સિદ્ધિઓનો વિશેષ જોવો એ કદાચ વધુ પડતી ઉતાવળ ગણાય.

*

આપણાં શિષ્ટ સામયિકો અત્યાર સુધી આપણી વિવેચનાના પ્રકટન માટેનાં વાહન રહ્યાં છે. સાહિત્યપરિષદનો નિબંધ વિભાગ કે લેખકમિલનની ચર્ચાઓ, વિવિધ સ્થળોની વિદ્યાસંસ્થાઓ દ્વારા યોજાતાં વ્યાખ્યાનો કે વ્યાખ્યાન-માળાઓ, રેડિયો પરના વિષયો સૂચવીને યોજાતા વાર્તાલાપો, યુનિવર્સિટીના ગુજરાતી વિષયના અભ્યાસક્રમના અધ્યયન–અધ્યાપન અંગે થતા સ્વાધ્યાયો—આ અને આવાં બળોએ આ દાયકાની વિવેચનાને સમૃદ્ધ કરવામાં ઠીકઠીક ફાળો આપ્યો છે. સામયિકોનો સમીક્ષાવિભાગ કે દૈનિક પત્રોના અઠવાડિક સાહિત્યવિભાગો આપણા ગ્રંથાવલોકન વિભાગને સત્ત્વવંત કરવામાં હજી પૂરેપૂરા સફળ થયા નથી, તેમ છતાં એમનો ફાળો ઉલ્લેખપાત્ર તો છે જ.

*

કદાચને આપણી એ કમનસીબી છે કે આપણા કોઈ વિદ્વાન તરફથી ગુજરાતને હજી સાહિત્યમીમાંસાનો સળંગ ગ્રંથ ઉપલબ્ધ થયો નથી. પૂર્વ અને પશ્ચિમના સાહિત્યસિદ્ધાંતોનું પરિશીલન કરીને ઉજ્જ્વળદષ્ટિ બનેલા વિવેચકોની પરંપરા આપણે ત્યાં આનંદશંકરથી ઉમાશંકર સુધી વિસ્તરેલી છે. તેમ છતાં આવો કોઈ શ્રદ્ધેય ગ્રંથ આપણને મળ્યો નથી એ હકીકત છે. આપણા વિવેચનમાં સત્ત્વગર્ભ તાત્ત્વિક ચર્ચાના, રસલક્ષી—સૌન્દર્યલક્ષી વિવેચનાના પ્રમાણભૂત અને ઉત્તમ લેખો છે; એના એ ખંડદર્શનમાં નિર્મળ કાંચનની દ્યુતિ વિલસે છે, પરંતુ 'સાહિત્યપદારથ'ની સાંગોપાંગ ચર્ચા-વિચારણાનો વધુ નહિ તો એકાદ ગ્રંથ પણ આવતે દાયકે વર્તમાન પેઢીના પીઢ કે નવનર વિદ્વાનો પૈકી કોઈક તો પૂરો પાડશે જ એવી આશા સેવીએ તો એ વધુ પડતી નહિ જ ગણાય. અત્યારે તો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને જીવનલાલ પરીખના નર્મદથી આરંભી કેટલાક વિદ્યમાન વિવેચકોના સાહિત્યવિચારણાના બાર લેખોના સંપાદન — 'સાહિત્યમીમાંસા'( પ્રથમ ખંડ )થી જ સંતોષ માનવો રહ્યો અલબત્ત, આવા સંપાદનની મૂલ્યવત્તા કાંઈ ઓછી નથી; એનો પ્રવેશક એની ગુણવત્તાને દ્વિગુણિત કરે છે.

*

## સંશોધન—સંપાદન

આપણે ત્યાંના વિદ્વાન સંશોધકોએ પોતપોતાના ક્ષેત્રમાં, આ દાયકે, સ્વાધ્યાયના ફળરૂપ ઉત્તમ કૃતિઓ આપી છે. એમાં પિંગળ અને સંસ્કૃતિ, ઇતિહાસ અને ભાષાશાસ્ત્ર જેવા વિષયોમાંનું અધિકારી વિદ્વાનોનું અર્પણ આપણા સારસ્વત તપની ઉજ્જ્વલતા પ્રકટ કરે છે. આ વિભાગમાંનું કેટલુંક સંશોધન માત્ર ગુજરાતને જ નહિ, સમગ્ર ભારતવર્ષને ગૌરવ અપાવે એવું છે. એક જ કૃતિનો નિર્દેશ કરવો હોય તો રામનારાયણ પાઠકના 'બૃહત્ પિંગલ'ને, વિના સંકોચે, આપણે આગળ ધરી શકીએ. મધ્યકાળનાં સંશોધિત સંપાદનોમાંનાં કેટલાંક આપણા વિદ્વાનોના તેજસ્વી અધીતનું દર્શન કરાવનારાં છે.

આપણે ત્યાં દલપત–નર્મદથી પિંગળનો કંઈક વ્યવસ્થિત અભ્યાસ આરંભાયો, અને એ પછી રણછોડભાઈએ 'રણપિંગલ'ના ત્રણ ભાગ આપ્યા. કેશવલાલ ધ્રુવે 'પદ્યરચનાના પ્રકાર' અને 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' આપ્યાં, અને ત્યારબાદ રામનારાયણ પાઠકે 'અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય,' 'પ્રાચીન ગુજરાતી છંદો—એક ઐતિહાસિક સમાલોચના,' 'ગુજરાતી પિંગલ–નવી દૃષ્ટિએ' અને 'બૃહત્ પિંગલ'—એ ક્રમે 'પિંગળનો સુવ્યવસ્થિત શાસ્ત્રીય અભ્યાસ કર્યો. આ દાયકામાં સદ્. પાઠકસાહેબનાં છેલ્લાં બે પુસ્તકો પ્રકાશિત થયાં છે. એમાંનું પહેલું—'ગુજરાતી પિંગલ—નવી દૃષ્ટિએ' મહારાજા સયાજીરાવ ત્રીજા સુવર્ણ મહોત્સવ સ્મારકની વ્યાખ્યાનમાળાની યોજનામાં અપાયેલાં ત્રણ વ્યાખ્યાનો છે. અક્ષરમેળ વૃત્તો, માત્રામેળ કે જાતિછંદો અને પદ કે દેશી ઉપરનાં એ ત્રણે વ્યાખ્યાનોમાં યતિ અને સંધિની એમણે તાત્ત્વિક ચર્ચા કરી છે. એ પછી એમના જીવનભરના અભ્યાસના પરિપાકરૂપ 'બૃહત્ પિંગલ' પ્રકટ થયું. લગભગ ૭૦૦ પાનાંનો એ ગ્રંથ ૧૫ પ્રકરણો અને ૨૦ પરિશિષ્ટોમાં વહેંચાયેલો છે. અવિરત શ્રમ લઈ એકત્રિત કરેલાં અસંખ્ય દૃષ્ટાંતોને તપાસી–ચકાસી એમાંથી જ નિયમ તારવી આપવાની સહજસૂઝભરી વૈજ્ઞાનિક દૃષ્ટિયુક્ત શુદ્ધ શાસ્ત્રીય પદ્ધતિએ લખાયેલો આ ગ્રંથ, છંદોના મુખ્ય પ્રકારો, વૈદિક છંદો, યતિભંગની

અદોષતા અને સદોષતા, અનુષ્ટુપનું સ્વરૂપ, સંધિ, માત્રામેળ-જાતિછંદો, પિંગલ, ગઝલ, સંખ્યામેળ છંદો, દેશી, પ્રવાહી છંદ—એમ અનેકની ઝીણવટભરી સૂક્ષ્મ ચર્ચા કરે છે આ દશકાના ઉત્તમ ગ્રંથ તરીકે 'બૃહત્ પિંગલ' આપણા સમાનનો અધિકારી છે

'કચ્છનું સંસ્કૃતિદર્શન'માં રામસિંહજી રાઠોડે કચ્છ વિશે સર્વગ્રાહી સુસંકલિત માહિતી રજૂ કરીને એને કચ્છનો આકરગ્રંથ જ બનાવ્યો છે એમાં એના ઇતિહાસનું, એની વિવિધ કલાઓ અને સાહિત્યનું, એના સામાજિક જીવનનું—એમ પ્રદેશસંસ્કૃતિના સર્વાંગી સુભગ ચિત્રને એમણે ઉપસાવ્યું છે દુર્ગાશંકર કે શાસ્ત્રીએ 'આપણી સંસ્કૃતિનાં કેટલાક વહેણો'માં સાંસ્કૃતિક સામાજિક, ઐતિહાસિક એમ વિવિધ વિષયો પરના લેખો આપ્યા છે તો 'રત્નમણિરાવ ભીમરાવ જોટે'ના લેખસંગ્રહમાં સ્વર્ગસ્થના સંશોધનલેખોમાંથી ગુજરાતના ઇતિહાસ અને જૂનું ગુજરાતી સાહિત્ય—એ બંને વિષયો પરના કેટનાક અભ્યાસનિષ્ઠ લેખો ગ્રંથસ્થ થયા છે ભાલણ અને ભીમ પ્રેમાનંદનું શિષ્યમંડળ ઐતિહાસિક નવલમાં ઇતિહાસનિરૂપણ ચાવડાઓની વંશાવળી અને સોલંકીયુગને લગતા એમના લેખો ખૂબ ઉપયોગી છે એમ તો દી બ કૃષ્ણલાલ મો ઝવેરીના લેખસંગ્રહમાંના કેટલાક લખાણો પણ મૂલ્યવત્તાવાળા છે

મહાઅમાત્ય વસ્તુપાળનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો એ ડૉ ભોગીલાલ સાંડેસરાનો ગ્રંથ ગુજરાતની સાહિત્યિક-સાંસ્કૃતિક ભૂમિકા સાથે વસ્તુપાલ અને તેના સાહિત્યમંડળ વિશેની સારી માહિતી અને પરિચય આપી તેમના વિવિધ ક્ષેત્રોના ફાળાને અંકે કરે છે

શ્રી ઉપેન્દ્રરાય જ સાંડેસરાએ મહાભારત અને ઉત્તરાધ્યયનસૂત્રમાં કેટલાક વિષયોને લગતાં બંનેનાં ઉક્તિરત્નો તુલના માટે રજૂ કર્યાં છે અને બૌદ્ધ ગ્રંથોમાંથી પણ સ્વાધ્યાયમાં એવાં વચનો ટાંક્યાં છે ડૉ છોટુભાઈ નાયકનું સફીમત વિશેના થયેલા સંશોધનોને આધારે સમજ આપતું પુસ્તક સફીમત' અને ડૉ મણિભાઈ શિ પટેલનું 'મહાત્મા ગાંધીની કેળવણીની ફિલસૂફી'—આવાં પુસ્તકો તે તે વિષયના અભ્યાસી અને માહિતીપ્રદ પુસ્તકો છે ઈશ્વરલાલ ર દવેએ દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓમાં ભારતના દક્ષિણ પ્રદેશમાં વસેલા સૌરાષ્ટ્રીઓ વિશેનો ખંતભર્યો અભ્યાસ રજૂ કર્યો છે, જયંતીલાલ મનકાણીએ પંચમહાલના આદિવાસીઓ'માં ભીલ જાતિની સામાજિક-આર્થિક તપાસનું પરિણામ આપ્યું છે ત્રિભુવન વ્યાસે શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયની ઐતિહાસિક આલોચના કરી છે,

ગોવિંદલાલ ગો. શાહે 'શ્રી બારનાત મહાજનનો ઇતિહાસ'માં, મહારાષ્ટ્રમાં વસીને વેપાર કરતા ગુજરાતીઓના મહારાષ્ટ્રના ઉત્કર્ષમાંના ફાળાની વાત કરી છે.

ડૉ. ભોગીલાલ સાંડેસરાનાં 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત' 'અને 'ઉત્તરાધ્યયનસૂત્ર' પૈકી પહેલું આગમસાહિત્યમાં ગુજરાત વિશેની માહિતી આપે છે, અને બીજાનું સુંદર સંપાદન તેમની વિદ્વત્તા અને સંશોધનશક્તિનો પરિચય આપે છે. એમનું 'વર્ણક-સમુચ્ચય' ૧-૨ વિશેષ ધ્યાન ખેંચે છે. એમાં 'વર્ણક' નામક વિશિષ્ટ ગદ્યપ્રકારનું સંપાદન છે. રચનાઓના મૂળ પાઠ સહિત ગદ્યવર્ણકસમુચ્ચયનું સાંસ્કૃતિક અધ્યયન કરાવતું હોઈ એ પુસ્તક, વર્ણકો અંગેનો અધ્યયનગ્રંથ બની રહે છે. આચાર્ય જિનભદ્રના 'ગણધરવાદ'નો દલસુખભાઈ માલવણિયાનો અનુવાદ પણ અહીં સ્મરવો જોઈએ. જયમલ્લ પરમારે 'આપણી લોકસંસ્કૃતિ'માં લોકસંસ્કૃતિનાં તત્ત્વોની અભ્યાસપૂર્ણ માહિતી આપી છે. એમાંની રાસ-ગરબા વિશેની વિચારણા તેમ જ લોકનૃત્ય અને સંતવાણી વિષયક સમીક્ષા ગમી જાય એવી છે.

આ દાયકામાં આપણે ત્યાં અનેક સુંદર કાવ્ય-સંપાદનો પ્રગટ થયાં છે. એમાંના કેટલાંકની શાસ્ત્રીય સંપાદનપદ્ધતિ નમૂનેદાર છે, અને આપણા અભ્યાસીઓને પ્રેરક થઈ પડે એવી છે. મધ્યકાળના સાહિત્યની અનેક કૃતિઓ વિવિધ સંપાદકો દ્વારા સંપાદિત થઈ છે. એમાં શ્રી કાન્તિલાલ બ. વ્યાસનું 'કાન્હડદે પ્રબંધ' (અંગ્રેજી આવૃત્તિ) એક આદર્શ શાસ્ત્રીય સંપાદન છે. આ સંપાદન સંપાદકની ઊંડી અભ્યાસનિષ્ઠા અને વિદ્વત્તાના નમૂના તરીકે સદૈવ સ્મરણમાં રહેશે. એ જ કૃતિના પ્રથમ બે ખંડોનું એમનું ગુજરાતી-સંપાદન અને 'પંદરમા શતકનાં ચાર ફાગુ કાવ્યો'નું સ્વચ્છ સંપાદન પણ આપણાં મહત્ત્વનાં સંપાદનો છે.

ડૉ. હરિવલ્લભ ભાયાણીએ સ્વયમ્ભૂ કૃત 'પઉમચરિઉ'—નવમી શતાબ્દીનું જૈન રામાયણ વિષયક અપભ્રંશ સંધિબદ્ધ મહાકાવ્ય—વિસ્તૃત ભૂમિકા સાથે પ્રથમવાર સંપાદિત કર્યું છે. સંપાદકની શાસ્ત્રીય દૃષ્ટિનો પરિચય આપતું આ સંપાદન એમાંની વ્યાકરણ-કોશવિષયક ચર્ચા અને શબ્દકોશ તેમ જ અંગ્રેજી સારને પરિણામે સમૃદ્ધ બન્યું છે. આ જ સંપાદકે આપણને 'ત્રણ પ્રાચીન ગુર્જર કાવ્યો' (રેવંતગિરિરાસ, નેમિનાથ ચતુષ્પદિકા અને સ્થૂલિભદ્રફાગુ)નું સવ્યુત્પત્તિક કોશ સાથે સુંદર સંપાદન આપ્યું છે. એમનાં 'રુસ્તમનો સલોકો' તેમ જ શામળકૃત 'સિંહાસન બત્રીશી'ની પદ્યવાર્તાનાં શાસ્ત્રીય સંપાદનો પણ અહીં ઉલ્લેખવાં જોઈએ. બીજા સંપાદનમાં એમણે સિંહાસન

બત્રીશીની પૂર્વપરંપરા અને કથાઘટકો વિશે અત્યંત ઉપયોગી અને નવીન વિચાર કર્યો છે એ નોંધપાત્ર છે

ડૉ. ભોગીલાલ સાંડેસરા અને સોમાભાઈ પારેખ સંપાદિત 'પ્રાચીન ફાગુસંગ્રહ' પણ આપણાં ૪૦ ફાગુઓનુ શાસ્ત્રીય અને ઉપયોગી સંપાદન છે. એનો વિસ્તૃત શબ્દકોષ એનુ મોટુ આકર્ષણ છે ડૉ સાંડેસરાનાં 'ષષ્ટિશતક પ્રકરણ' અને 'નલદવદંતીરાસ' (મહીરાજ)નાં સંપાદનો પણ સુંદર છે બળવંતરાય ઠાકોર સંપાદિત 'વિક્રમચરિત્રરાસ (ઉદયભાનુકૃત) અને 'અંબડવિદ્યાધરરાસ' (મંગલમાણિક્ય) પણ અહી સ્મરવા જોઈએ. ભાલણકૃત 'નળાખ્યાન'નુ કેશવરામ કા શાસ્ત્રીનુ ભાષાભૂમિકા અને વ્યાકરણના વિસ્તૃત પરિચય અને નલકથાના તુલનાત્મક અભ્યાસયુક્ત સંપાદન, 'પ્રેમાનંદનાં ત્રણ આખ્યાન', તેમ જ કે. હ ધ્રુવ સંપાદિત ભાલણકૃત 'કાદંબરી'નો ઉત્તરાર્ધ પણ આપણા આ વિદ્વાન સંપાદકોની શ્રમનિષ્ઠાના દ્યોતક સંપાદનો છે શ્રી કે. કા શાસ્ત્રીએ મહાભારત પદ્યબંધની સંપાદનપ્રવૃત્તિના હેઠા ગ્રંથમા નાકર, વિષ્ણુદાસ, દ્વિજકવિ હરજીસુત કહાનનાં કેટલાંક પર્વો પ્રકાશમા આણ્યાં છે રમણલાલ ચી શાહસંપાદિત 'નલદવદંતીરાસ' (સમયસુન્દરકૃત), બિપિન ઝવેરીસંપાદિત 'દેવજીકૃત ૭ ભાથારો રાસ', જશભાઈ પટેલસંપાદિત 'જનંધરાખ્યાન', 'પરીક્ષિતાખ્યાન' અને 'ચિત્રસેનનુ આખ્યાન' પણ આપણી નવી પેઢીના સંપાદનરસની ઝાંખી કરાવે છે. જશભાઈ પટેલ અને હસિત બૂચે 'સિદ્ધહેમ'ના અપભ્રંશ વિભાગનો પદ્યાનુવાદ પણ આપ્યો છે

ઉમાશંકર જોશીનુ 'અખાના છપ્પા'નુ શાસ્ત્રીય સંપાદન એ જ્ઞાનના ગરવા વડલા સમા કવિ અખાનુ સમુચિત સંતર્પણ છે સંશોધક ઉમાશંકરની મૂલગામી અને વિવેચક ઉમાશંકરની તેજસ્વી દૃષ્ટિનુ એમાં દર્શન થાય છે બળવંતરાય ઠાકોરના ૧૫૦ ઉપરાંત સૉનેટોનુ એમનુ સંપાદન 'મ્હારાં સૉનેટ' પણ એવુ જ તેજસ્વી છે મધ્યકાળના અન્ય કવિઓની કૃતિઓના થયેલા સંપાદનોમાં 'નળાખ્યાન' અને 'મદનમોહના'ના સંપાદનો વિવિધ રીતે આકર્ષે છે પ્રેમાનંદના 'નળાખ્યાન'નુ મગનભાઈ દેસાઈનુ અને અનંતરાય રાવળનુ એમ બન્ને સંપાદનો પોતપોતાની રીતે ઉપયોગી છે મગનભાઈની શાસ્ત્રીય સંપાદનરીતિ અને અનંતરાયની અભ્યાસનિષ્ઠ સમાલોચના એ બન્ને સંપાદનોની તરી આવતી વિશેષતાઓ છે એ જ રીતે કવિ શામળની વાર્તા 'મદનમોહના'નુ ડૉ હરિવલ્લભ ભાયાણીનુ શાસ્ત્રીય

સંપાદન અને અનંતરાય રાવળનું રસિક સંપાદન એક જ કૃતિનાં એકમેકને પૂરક બનતાં સુભગ સંપાદનો છે. ઉચ્ચ શિક્ષણના અભ્યાસમાં મધ્યકાળની શિષ્ટ કૃતિઓને સ્થાન મળતાં આ પ્રકારનાં ઘણાં સંપાદનો આ ગાળામાં પ્રાપ્ત થયાં છે. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું તેજસ્વી પ્રસ્તાવનાવાળું અને ભૂપેન્દ્ર ત્રિવેદીનું વિદ્યાર્થીઓને સુગમ થઈ પડે એવી સમજૂતીવાળું 'અખેગીતા'નું સંપાદન પણ આ વિભાગને સમૃદ્ધ કરે છે. ફ્રુ. શાર્લોટ ક્રાઉઝનું, 'ત્રણ પ્રાચીન ગુજરાતી કૃતિઓ'નું વાચના, પાઠાંતર, ટિપ્પણ, પ્રસ્તાવનાયુક્ત સંપાદન પણ પરદેશીના આવકારપાત્ર પ્રયત્નનું ફળ છે.

કૃષ્ણલાલ શેઠે 'રસમય ધોળા પદસંગ્રહ' આપ્યો છે, તો મધુભાઈ પટેલે 'ગુજરાતનાં લોકગીતો' સુલભ કરી આપ્યાં છે. પુષ્કર ચંદરવાકરે 'નવો હલકો'માં લોકગીતોનું આસ્વાદ્ય સંપાદન કર્યું છે. ગુજરાત લોકસાહિત્યમાળા ૧–૨ પણ લોકસાહિત્યસંપાદનનાં સુભગ પરિણામ છે. રમેશ હ. પાઠકે 'આપણાં હાલરડાં' અને સ્વ. ધીરજબહેને 'ગીતસંહિતા' મંડલ ૧–૩માં વિવિધ અવસરનાં ગીતો સંગૃહીત કર્યાં છે. રમેશ હ. પાઠકે 'ગુજરાતી સાહિત્યનાં વિરહગીતો' સંકલિત કર્યાં છે અને રામનારાયણ વિ. પાઠક અને ગોવર્ધન પંચાલે 'રાસ અને ગરબા'નું સંપાદન કર્યું છે. મંગલજી શાસ્ત્રીએ 'ભક્ત સૂરદાસનાં પદો' પ્રકટ કર્યાં છે અને 'સસ્તું સાહિત્ય' તરફથી મધ્યકાળની 'નળાખ્યાન' અને કેટલીક પ્રસિદ્ધ કૃતિઓની સસ્તી આવૃત્તિઓ પણ પ્રગટ થઈ છે. મથાદાસે 'કબીર ભજનમાલા' અને બેરામજી માદને 'કબીરવાણી' સંપાદિત કરી છે, અને કાંતિલાલ શ્રીધરાણીએ 'સોરઠી દુહાસંગ્રહ' સુલભ કરી આપ્યો છે. 'સસ્તું સાહિત્ય' તરફથી 'ભોજા ભગતના ચાબખા' અને 'ધીરાનાં પદો' પણ સંપાદિત થયાં છે. ખાયણાં, ઉખાણાં અને હાલરડાં પણ આ દાયકે પ્રકાશિત થયાં છે.

મધ્યકાળની કેટલીક પ્રશિષ્ટ કૃતિઓ આ દાયકામાં વિદ્વાન સંપાદકો દ્વારા સુપ્રાપ્ય થતાં આપણું મધ્યકાળનું હીર સુપેરે પ્રકાશિત થયું છે. એમાં પંડિતયુગના કે. હ. ધ્રુવથી આરંભી વર્તમાન પેઢીના પ્રો. કે. બી. વ્યાસ, ડૉ. સાંડેસરા, ડૉ. ભાયાણી, અને પ્રો. ઉમાશંકર જોશી જેવા તેજસ્વી અનુભવી સંપાદકોની મર્મગામી સંપાદનદૃષ્ટિ નવીન પેઢી માટે અનુકરણીય અને પૂરક બની રહે એવી છે. નવીન પેઢી હજી આ વિષયમાં પોતાનું ઉત્તમ સત્ત્વ દર્શાવી શકી નથી. જે પ્રયત્નો થયા છે એમાં આશાનાં ચિહ્ન નથી

વરતાતાં એમ નથી, પણ ઉત્તમ કોટિનાં સંપાદનો પાછળ જે અપાર શ્રમ, ધૈર્ય અને તુલનાત્મક ભાષાજ્ઞાન જોઈએ, એને માટેની સજ્જતા જોઈએ, એની કંઈક ઊણપ દેખાય છે. કદાચ, નવીન પેઢી એની આગલી પેઢી પાસે 'સમિત્પાણિ' થઈને જતી નથી કે એ પ્રકારની તાલીમ મળે એવી કોઈ પરંપરા આ વાતાવરણમાં જામતી નથી;—કારણ ગમે તે હો, પરિસ્થિતિ આવી જ રહેશે તો આપણું મધ્યકાળનું કેટલુંક તેજસ્વી સાહિત્ય શાસ્ત્રીયતાનો પુટ પામ્યા વિના અણઘડ રીતે જ પ્રકાશમાં આવશે અને આપણા માટે એ નીચાજોણું ગણાશે.

અર્વાચીન સાહિત્યમાંથી કેટલાક કવિઓના કાવ્યસંગ્રહોમાંથી એમનાં ઉત્તમ કહી શકાય એવાં કાવ્યોના સંચયો પણ પ્રકટ થયા છે. એમાં મુખ્યત્વે કલાપી, ન્હાનાલાલ, નરસિંહરાવ, બોટાદકર જેવાના કાવ્યસંચયો પ્રકાશિત થયા છે. અનંતરાય રાવળનાં 'કલાપીનો કાવ્યકલાપ', 'બોટાદકરની કાવ્યસરિતા' અને 'ન્હાનાલાલ મધુકોષ'નાં સંપાદનો સંપાદકની અભ્યાસ-પૂર્ણ પ્રસ્તાવના અને અર્થલક્ષી ટિપ્પણોથી મૂલ્યવાન બન્યાં છે; જોકે કેટલાંક કારણોસર ન્હાનાલાલનાં બીજાં ઉત્તમ કાવ્યો 'મધુકોષ'માં સ્થાન પામ્યાં નથી એનો વસવસો રહે છે. સાહિત્ય અકાદમીનું એ પ્રકાશન ન્હાનાલાલની ગદ્યરચનાઓનું પણ પ્રતિનિધિત્વ ધરાવે છે. બાલચંદ્ર પરીખે પ્રકટ કરેલું 'રસગન્ધા' પણ ન્હાનાલાલના પ્રતિનિધિ–કાવ્યસંગ્રહની ગરજ સારે એમ છે. આઠ ખંડોમાં વિષયવિભાગ પ્રમાણે ન્હાનાલાલનાં સુંદર કાવ્યો એમાં સંગ્રહાયાં છે અને પ્રત્યેક ખંડનાં કાવ્યો પર સંપાદકે વિસ્તારથી ટિપ્પણો પણ આપ્યાં છે. સુસ્મિતાબ્હેન મેઢે પણ 'નરસિંહરાવનાં કાવ્યકુસુમ'ના સંચયદ્વારા નરસિંહરાવનાં કેટલાંક સારાં કાવ્યોને એક સાથે સુપ્રાપ્ય કરી આપ્યાં છે. 'કલાપીનો કેકારવ' પણ આ દાયકામાં ઇંદ્રવદન દવેના પ્રવેશક અને ટિપ્પણો સાથે નવી આવૃત્તિ પામ્યો છે. એથી એની મૂલ્યવત્તા વધી છે. ધીરુભાઈ ઠાકરે મણિલાલ દ્વિવેદીનો 'આત્મનિમજ્જન' કાવ્યસંગ્રહ, 'જ્ઞાનમુખી કવિતા'ના પ્રવેશક અને 'મિતાક્ષરી' નોંધથી મઢીને, અને અનંતરાય રાવળે પણ પ્રવેશક અને વિવરણ સાથે ગોવર્ધનરામ ત્રિપાઠીની 'સ્નેહમુદ્રા'ને સુલભ કરી આપેલ છે.

સ્વરૂપને કેન્દ્રમાં રાખીને થયેલા બે કાવ્યસંચયો પણ આવકારપાત્ર છે. 'મનીષા' (સં. મીનુ દેસાઈ અને રમણ શાહ) એ આપણાં કેટલાંક સુંદર સોનેટ–કાવ્યોનો સંગ્રહ છે, જ્યારે 'આપણાં ખંડકાવ્યો' (સંપાદકો–

હીરુભાઈ ઠાકર, ચિમનલાલ ત્રિવેદી, ચંદ્રશંકર ભટ્ટ ) એ મુખ્યત્વે કાન્ત-શૈલીનાં બત્રીસ ખંડકાવ્યોનો સંચય છે. હિમ્મતલાલ ગણેશજી અંજારિયાએ ' કાવ્યમાધુર્ય 'ના અનુસંધાનમાં ઈ. સ. ૧૯૧૦ થી ઈ. સ. ૧૯૪૯ સુધીનાં કાવ્યોમાંથી પસંદ કરેલાં ૧૫૦ ઉપરાંત કાવ્યોનો 'કાવ્યસૌરભ' નામે સંગ્રહ ઈ. સ. ૧૯૪૯માં પ્રકટ કરેલો; એની બીજી આવૃત્તિ ૧૯૫૪ સુધીનાં કાવ્યોને સમાવે છે અને એમાં ' અર્વાચીન કવિતા 'નું સંપાદક કરેલું ' એક વિહંગાવલોકન ' અને ચિમનલાલ ત્રિવેદીએ કરાવેલો પ્રત્યેક કાવ્યનો આસ્વાદ એની ઉપયોગિતા વધારે છે. મનસુખલાલ ઝવેરી અને રમણ વકીલનું ' નવી કવિતા 'નું સંપાદન પણ આવકારપાત્ર છે, અને ઝવેરીનો પ્રવેશક નવી કવિતાના પ્રવાહોને સમજવામાં ઉપકારક થાય એવો છે. ' પત્રમ્ પુષ્પમ્ 'માં વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને શારદાપ્રસાદ વર્માએ ભક્તિકાવ્યોનો સંચય, સહૃદય વાચકને નજર સમક્ષ રાખીને, સંપાદિત કર્યો છે, અને હીરાબહેન પાઠકે ' ગાવા જેવા ગરબા 'નું સંપાદન કર્યું છે.

આ દાયકામાં સુરેશ દલાલે વર્ષ–વર્ષની ( ' કવિતા ૧૯૫૩ ' થી ૫૭–૫૮–૫૯ ' ) કાવ્યકૃતિઓના સંચયો પ્રકટ કરીને એક ઉપયોગી કાર્ય કર્યું છે. વિવિધ સામયિકોમાં પ્રગટ થતાં કાવ્યોમાંથી થયેલા આ સંચયો આપણી કવિતાની વર્ષે વર્ષે પ્રગટ થતી તાસીરને સમજવામાં સહાયભૂત થાય છે. બુધકાવ્યસભા ( કુમાર કાર્યાલય ) તરફથી પ્રગટ થયેલી અનિયત-કાલિક પ્રકાશનશ્રેણી ' કવિતા 'ના વિવિધ મણકા, ' કવિલોક 'ની પણ એવી જ દ્વૈમાસિક પ્રકાશનની યોજના અને અનિયતકાલિક ' મંજરી 'ના અંકો આપણે ત્યાં કાવ્યક્ષેત્રે ચાલી રહેલી સર્જનપ્રક્રિયાનું મધુર ચિત્ર ઉપસાવે છે. ' કવિતા 'પ્રકાશન પ્રવૃત્તિને આપણે ત્યાં ઉમળકાભર્યો સત્કાર મળતાં એ પ્રકારની પ્રવૃત્તિઓ વિવિધ સ્થળે વિકસી એ અત્યંત ઉજમાળા ભાવિની અપેક્ષા જગાડે છે.

*

ગુજરાતનો પરિચય આપતા કેટલાક વિશિષ્ટ ગ્રંથો પણ આ દાયકામાં પ્રકટ થયા છે. શિવપ્રસાદ રાજગોરનો ' ગુજરાત એક દર્શન ' ગુજરાતની ઐતિહાસિક–ભૌગોલિક માહિતી—તેની ખનિજસંપત્તિ, તેનું પશુધન, લોકો વગેરે—વ્યવસ્થિત રૂપમાં રજૂ કરે છે. એ જ રીતે ધનવંત ઓઝાનું '.ઊર્મિસાર ગુજરાત ' અને ભોગીલાલ ગાંધીનું 'ગુજરાત દર્શન' પણ ગુજરાતના પરિચય માટે ઉપયોગી વિચારણા પૂરી પાડે છે. [ આ પ્રકારનાં પ્રકાશનોમાં ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસના ૬૬મા અધિવેશન પ્રસંગે પ્રગટ

થયેલ સ્મૃતિગ્રન્થ 'ગુજરાત એક પરિચય' (સં. રામલાલ પરીખ) ગુજરાતના વિવિધ પાસાનો પરિચય કરાવતો ૭૦૦ ઉપરાંત પાનાનો માહિતીપ્રધાન બૃહદ્ ગ્રંથ બન્યો છે, પણ એનું પ્રકાશન જાન્યુઆરી '૬૧મા થયું છે ]

'આપણી કહેવતો' (શંકરભાઈ પટેલ), 'કહેવતો અને કથાનકો' (સ્વામી પ્રણતતીર્થજી) જેવા સંપાદનો પણ આવકારપાત્ર છે. બીજા સંપાદનમાં કહેવતોનું અર્થ સહિત સારું સંકલન થયું છે અને એમાં કહેવતો પાછળનાં કથાનકો અને પ્રજાની સંસ્કારિતાનો પણ પરિચય છે.

છેલ્લાં સો વર્ષના આપણા ગદ્યસાહિત્યના મહત્ત્વના નિબંધાત્મક લેખોનું સંપાદન વ્રજરાય દેસાઈ અને કુંજવિહારી મહેતાએ 'ગદ્યરંગ' નામની સંચય-કૃતિમાં કર્યું છે. 'અભિનેય નાટકોમાં'માં ડૉ. ધીરુભાઈ ઠાકરે અત્યંત શ્રમપૂર્વક ૩૬૦ ગુજરાતી નાટકોની રંગસૂચિ આપી છે. એની અભ્યાસયુક્ત પ્રસ્તાવના પણ એવું આકર્ષક અંગ છે.

ખ્યાતનામ સાહિત્યકારોના કેટલાક શતાબ્દી-સ્મૃતિ-અભિનંદન-જયંતી ગ્રંથો પણ આ દાયકામાં પ્રકટ થયા છે. વિવેચનવિભાગમાં એમાંના કેટલાકનો નિર્દેશ કર્યો છે. ગોવર્ધનરામ અને મણિલાલ-નાનાભાઈના શતાબ્દીગ્રંથ, ખબરદાર, રમણલાલ, અંબુભાઈ પુરાણીના પષ્ટિપૂર્તિ ગ્રંથ, મેઘાણીનો સ્મૃતિગ્રંથ તેમ જ મગનભાઈ દેસાઈ (કેળવણીકારનું પોત અને પ્રતિભા')નો અભિનંદન ગ્રંથ, દીવાન બહાદુરભાઈ શાળાના સુવર્ણ જયંતી મહોત્સવનો સ્મારક ગ્રંથ, નૃસિંહાચાર્યજી શતાબ્દી-સ્મૃતિગ્રંથ 'નવચેતન'ના તંત્રીનો ષષ્ટિપૂર્તિ અંક—આ સઘળા ગ્રંથો ચરિત્રરેખાઓથી, સંસ્મરણોથી, તે તે લેખકો વિશેના કે અન્ય અભ્યાસલેખોથી સમૃદ્ધ થયેલા છે. તેમ છતાં આ પ્રકારના ગ્રંથોને અધ્યયન-ગ્રંથો જ બનાવાય તો એમની ગુણવત્તા વધે એમ લાગે છે. (૧૯૬૧માં પ્રગટ થયેલ કાલેલકર-અધ્યયન ગ્રંથ એનો આદર્શ નમૂનો ગણાય.)

ચરોતર સર્વસંગ્રહ ભા. ૧-૨, પાટીદાર સર્વસંગ્રહ, અમદાવાદ ડિરેક્ટરી, આજનું અમદાવાદ, લુહાણા સર્વસંગ્રહ, જૈનતીર્થ સર્વસંગ્રહ, ગુજરાત વેપારી મંડળના પ્રમુખ-ઉપપ્રમુખનાં ભાષણો, સૌરાષ્ટ્રની પઠાન કોમો, ભારતીય સંસ્કૃતિ દિગ્દર્શન (સં. લક્ષ્મીરામ શાસ્ત્રી), કલ્પસૂત્રનાં સોનેરી પાનાઓ તથા ચિત્રો (સં. સારાભાઈ નવાબ)—આ સર્વ સંપાદનો પણ પોતપોતાની રીતે મહત્ત્વ ધરાવે છે.

સાહિત્યકારોની કૃતિઓમાંથી એમની વિચારકણિકાઓને સંકલિત કરી ગ્રંથસ્થ પણ કરવામાં આવી છે. 'સુવર્ણરજ' એ રમણલાલ વ દેસાઈના સુવિચારોનો સંગ્રહ છે, તો 'મધુસંચય' કાકાસાહેબ કાલેલકરના. 'ગોરસ'માં રમણલાલ સોનીએ શરદબાબુના સાહિત્યમાંથી ચૂંટી કાઢેલા વિચારો સંગ્રહ્યા છે; રવીન્દ્રનાથ ટાગોરના ગ્રંથોમાંથી 'રત્નકણ' (મનુ દેસાઈ)નો વિચારરત્નસંગ્રહ અને શ્રી ખાંડેકરના વિચારરત્નોનો 'સુવર્ણ-રેણુ' સંગ્રહ પણ પ્રગટ થયા છે.

પિંગળ–અલંકાર જેવા વિષયોમાં કેટલીક જે તે વિષયની પ્રવેશ પુસ્તિકાઓ પણ પ્રગટ થઈ છે એમાં 'પિંગળદર્શન' (ચિમનલાલ ત્રિવેદી), 'અલંકારદર્શન' (ચિમનલાલ ત્રિવેદી અને ચંદ્રશંકર ભટ્ટ), 'સરળ અલંકાર વિવેચન' (ઉપેન્દ્રભાઈ પંડ્યા) નોંધપાત્ર છે.

*

### અનુવાદ

અન્ય ભાષામાંથી કાવ્યોના અનુવાદોનો પ્રવાહ પણ આ દાયકે આપણે ત્યાં વહ્યો છે ઉચ્ચશિક્ષણમાં માધ્યમ તરીકે માતૃભાષાને સ્થાન મળતાં સંસ્કૃત સાહિત્યનાં મહાકાવ્યોના વિવિધ સર્ગો કે 'મેઘદૂત' જેવું ખંડકાવ્ય જુદા જુદા અધ્યાપકોએ ગુજરાતીમાં સંપાદિત કરેલ છે એમાંના ઘણા-ખરાનો મુખ્ય ઝોક વિદ્યાર્થી–આવૃત્તિઓ પ્રકટ કરવા તરફ રહ્યો છે અને સંપાદનની શાસ્ત્રીયતા તરફ નહિવત્ ધ્યાન અપાયું છે 'સસ્તું સાહિત્ય' તરફથી રામાયણાદિ ગ્રંથોની, ગીતાની અને અન્ય પુરાણોની યથાપૂર્વ આવૃત્તિઓ પ્રકટ થતી રહી છે ઉપરાંત, 'સુભાષિતરત્નમંજરી' (વિષ્ણુદેવ પંડિત)નો ગદ્યાનુવાદ, ભર્તૃહરિનાં 'ત્રણ શતકો અને શુક–રંભાસંવાદ' (તનમનીશંકર શિવ) અને શંકરાચાર્યના 'સૌંદર્યલહરી' તેમજ 'શ્રી દક્ષિણામૂર્તિ સ્તોત્ર'-ના અનુક્રમે શાંતિકુમાર ભટ્ટ અને પ્રતાપરાય દેસાઈના અનુવાદો ઉ નેખપાત્ર છે પરંતુ હંસાબહેન મહેતાએ રામાયણના (બાલ, અયોધ્યા, અરણ્ય, કિષ્કિંધા, સુંદર આદિ કાંડો) વિવિધ કાંડોનો સમશ્લોકી ગુજરાતી અનુવાદ પ્રકટ કર્યો છે એ આ વિભાગનું મહત્ત્વનું સંભારણું કહી શકાય; આ મોટા પટ પરનો એમનો પ્રયત્ન આપણે ત્યાં બીજા એવા પ્રશિષ્ટ કાવ્યગ્રંથોને અવતારિત કરવામાં પ્રેરક બનશે એવી આશા જન્મે છે કાલિદાસવિરચિત 'ઋતુસંહાર'નું ત્રિભુવન ગૌ વ્યાસે પ્રાસાદિક પણ મુક્ત ભાષાન્તર

આપ્યું છે એ પ્રયોગની દૃષ્ટિએ આવકારપાત્ર છે. અંગ્રેજી કે અન્ય પાશ્ચાત્ય ભાષાનાં કાવ્યોના છૂટક છૂટક અનુવાદો સામયિકોમાં પ્રગટ થતા રહે છે, પરંતુ એકસાથે ગ્રંથસ્થ બહુ ઓછા થાય છે. આપણા કવિઓના કાવ્ય-સંગ્રહોમાં પણ એવાં છૂટક છૂટક અનૂદિત કાવ્યો પ્રગટ થયેલાં આપણે જોઈએ છીએ. શ્રી સુંદરમે ક્રમેક્રમે શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'ના અનુવાદ-ખંડો 'દક્ષિણા'માં પ્રકાશિત કર્યા છે. કીટ્સના 'ધ ઈવ ઑફ સેન્ટ એગ્નીઝ'નો 'ગૌરીની સંધ્યા' નામે ડૉ. એમ. ઓ. સુરૈયાએ પુસ્તકાકારે પ્રકટ કરેલો અનુવાદ (કે રૂપાંતર?) એમની આ પ્રકારની અંગ્રેજી-ગુજરાતી અનુવાદપ્રવૃત્તિ સાથે સાતત્ય ધરાવે છે. એમણે છેલ્લા બે દાયકામાં આ પ્રકારનાં દોઢ ડઝન જેટલાં પ્રકાશનો આપ્યાં છે. 'ઝુમખડુ'માં એમણે શેલીનું 'ધી સ્કાયલાર્ક' અને વર્ડ્ઝવર્થનાં 'ટુ એ હાઇલૅન્ડ ગર્લ', 'ટુ એ કકુ' અને 'એ પરફેક્ટ વુમન' એ ચાર કાવ્યોને અનુક્રમે 'ચંડૂલને', 'ગિરિબાળાને', 'કોયલને' અને 'સિદ્ધક્રિયા' નામે અવતાર્યાં છે.

કવિવર ટાગોરની 'ગીતાંજલિ'નો શ્રી ધૂમકેતુએ ભાવવાહી ગદ્યમાં અને 'તુલસી સતસઈ'નો નાગજીભાઈ મહેતાએ અનુવાદ આપ્યો છે. 'ધમ્મપદ'ના શ્રી હસિત બૂચના અને મધ્યકાળના પ્રસિદ્ધ ફાગુકાવ્ય 'વસંતવિલાસ'ના શ્રી ચીનુ મોદીના પદ્યાનુવાદો પણ આવકાર્ય છે.



# સાહિત્ય-ઇતિહાસ

આ દાયકે ગુજરાતી સાહિત્યના ઇતિહાસલેખનના કેટલાક પ્રયત્નો થયા છે, પરંતુ મોટાભાગના પ્રયત્નો જાણે વિદ્યાર્થીઓને કેન્દ્રમાં રાખીને જ થયા હોય એવી છાપ પડે છે. પરિણામે નરી અભ્યાસદૃષ્ટિથી પ્રેરાઈને લખાયેલા સ્વાધ્યાયના સ્વરૂપના ઇતિહાસની આપણી આકાંક્ષા વણસંતોષાયેલી જ રહે છે. આપણે ત્યાં વિદ્યાસંસ્થાઓ છે, ત્રણ ત્રણ યુનિવર્સિટીઓમાં ગુજરાતી ભાષા-સાહિત્યના ખાસ વિભાગો છે, અને છતાં ગુજરાતી સાહિત્યનો સુસંકલિત પ્રમાણભૂત ઇતિહાસ હજી પ્રકટ થયો નથી એ આપણી કમનસીબી છે. વિવેચનવિભાગમાં ઉલ્લેખ્યું છે તેમ સાહિત્યવિવેચનના સિદ્ધાંતોનું સળંગ પુસ્તક હજી આપણે ત્યાં લખાયું નથી એ જેમ દુઃખદ હકીકત છે તેમ એક વ્યક્તિ કે અનેક વ્યક્તિઓનો સહકાર મેળવીને પણ કોઈ સંસ્થા ગુજરાતી સાહિત્યના ઇતિહાસલેખન માટે કટિબદ્ધ થઈ નથી એ આપણી મોટી કરુણતા છે. અત્યારે તો જે પ્રયત્નો થયા છે એથી જ સંતોષ માનવાનો રહે છે.

ગયે દાયકે 'અર્વાચીન કવિતા' અને 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા' એ બે જ ગ્રંથો એ વિભાગની સમૃદ્ધિ દર્શાવવા પૂરતા હતા. આ દાયકે ઇતિહાસલેખનના દસેક જેટલા પ્રયત્નો થયા છે એમાં પ્રાચીન-મધ્યકાલીન સાહિત્યના ઇતિહાસ વિશે આપણે કંઈક ઊજળું મોઢું રાખી શકીએ એમ છીએ.

'ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન' ખંડ ૧ (શ્રી કેશવરામ કા. શાસ્ત્રી) એ હેમયુગ, રાસયુગ, આદિભક્તિયુગ અને આખ્યાનયુગ—એમ લેખકની ૧૮ પ્રકરણોની યોજનામાંનાં ૮ પ્રકરણો અહીં સાહિત્યસ્વરૂપ પ્રમાણે નામકરણ પામીને પ્રસિદ્ધ થાય છે. પુસ્તકની વિશેષતા એની કેટલીક પ્રથમવાર અહીં રજૂ થતી સામગ્રીમાં છે. 'ગુજરાતી સાહિત્ય' (મધ્યકાલીન—શ્રી અનંતરાય રાવળ) હેમચંદ્રથી દયારામ સુધીના ઇતિહાસકથનનો એક સુભગ પ્રયત્ન છે. સાહિત્યનો ઇતિહાસ જે રીતે વાંચવો, શીખવો અને શીખવવો જોઈએ એ દૃષ્ટિ અને પદ્ધતિને કેન્દ્રમાં રાખીને લેખકે મધ્યકાળની

રાજકીય-સામાજિક પશ્ચાદ્ભૂ, એ સાહિત્યની વિશિષ્ટતાઓ અને મર્યાદાઓ, એના વિવિધ સાહિત્યસ્વરૂપો વગેરેની ચાર પ્રકરણોમાં ચર્ચા કરીને પછીના આઠ પ્રકરણોમાં શતકવાર અને વ્યક્તિનિષ્ઠ સાહિત્યપરિચય કરાવ્યો છે એના સંકલના અને નિરૂપણ શાસ્ત્રીય છે, અને લેખકે મધ્યકાળના સાહિત્યને જાતે વાંચીને પોતાના અભિપ્રાયો આપ્યા છે પરંતુ પૃષ્ઠમર્યાદા એમની કલમને બંધનમાં જકડી રાખતી હોવાથી શૈલી પણ જાણે પ્રાસાદિક રહેતી નથી અને ક્યાંક ક્યાંક તો કર્તા કે કૃતિની યાદીઓવાળી વાક્યાવલીઓથી શુષ્કતાનું વાતાવરણ જન્મે છે

આ સિવાય શ્રી ઇશ્વરલાલ ર દવેએ 'ગુજરાતી સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' ભા ૧ અને ૨, શ્રી મનસુખલાલ ઝવેરી અને શ્રી રમણલાલ શાહે 'ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન', શ્રી રામપ્રસાદ શુક્લ અને શ્રી બિપિન ઝવેરીએ 'આપણું સાહિત્ય' ભા ૨ ('આપણું સાહિત્ય ભા ૧ બિપિન ઝવેરી'), શ્રી ધીરુભાઈ ઠાકરે 'ગુજરાતી સાહિત્યની વિકાસરેખા' ભા ૧ અને ભા ૨, શ્રી દિલાવરસિંહ જાડેજાએ 'મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન'—એ સર્વમાં આપણને મધ્યકાલીન-અર્વાચીન ગુજરાતી સાહિત્યનો પરિચય આપવાનો યત્ન કર્યો છે પરંતુ આગળ કહ્યું તેમ, આમાંના ઘણાખરા પ્રયત્નો, વિદ્યાર્થીઓની જરૂરિયાતને જ સંતોષવાની મનોવૃત્તિવાળા છે એમાંના કેટલાકમાં તારીખો અને વિગતોની અક્ષમ્ય ભૂલો પણ છે અને મોટેભાગે સ્વતંત્ર અભિપ્રાયદર્શનને સ્થાને પોપટિયા અભિપ્રાયોનું ઉચ્ચારણ છે તેમ છતાં આ સર્વ પ્રયત્નો મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને અને સામાન્ય વ્યક્તિઓને ગુજરાતી સાહિત્યનો પરિચય કરાવવામાં એક યા બીજી રીતે સહાયભૂત થાય તેવા છે એમાં કોઈ એ વચ્ચે વચ્ચે વિવિધ સ્વરૂપોને કેન્દ્રમાં રાખીને આપેલો વિકાસ કોઈ એ ગુજરાતી સાહિત્યકૃતિઓનું કરાવેલું આચમન કે કોઈકની આકર્ષક નિરૂપણછટા—તે તે પુસ્તકોની આગવી વિશેષતાઓ છે 'આપણાં ઓકવિઓ' (શ્રી કુલીન વોરા) તેમ જ 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ-૧' (શ્રી હીરાલાલ કાપડિયા) અને 'ગુજરાતી બિનધંધાદારી રંગભૂમિનો 'ઇતિહાસ' (ધનસુખલાલ મહેતા) વગેરે તે તે વિષયના આવકારપાત્ર પુસ્તકો છે

વિવેચન વિભાગમાં નિર્દેશેલા કેટલાક પુસ્તકોમાં, ખાસ કરીને સાહિત્યસ્વરૂપ વિષયક ચર્ચા કરતા પુસ્તકોમાં, પણ ઇતિહાસનિષ્ઠ નિરૂપણ થયું છે શ્રી ધનવંત ઓઝાએ પણ રસિક રીતે 'સાહિત્યકથા' આલેખી છે,

અને શ્રી ઉમાશંકર જોશી અને શ્રી સુરેશ જોશી જેવાએ 'ઊડતી નજરે' અત્યંત સંક્ષેપમાં આપણા સાહિત્યનો લેખરૂપે મધુર પરિચય કરાવ્યો છે. સ્વરૂપવિષયક વિકાસ દર્શાવતા પણ કેટલાક સ્વતંત્ર લેખો સામયિકોમાં પ્રકટ થયેલા છે.

ગુજરાતી સાહિત્યના મધ્યકાળ અને અર્વાચીન કાળ—એ બંનેનો સવિસ્તર શાસ્ત્રીય અને નવાં મૂલ્યાંકનો યુક્ત ઇતિહાસ આપણા કોઈ વિદ્વાન આપે અને એ શક્ય ન હોય તો અનેકોના સહકારથી એ સત્વરે લખાય એ દિવસની આપણે પ્રતીક્ષા કરીએ.



## ભાષાવિજ્ઞાન–વ્યાકરણ–કોશ

આ વિભાગમાં ડૉ ભોગીલાલ સાંડેસરાનું ‘શબ્દ અને અર્થ’ ડૉ હરિવલ્લભ ભાયાણીનું ‘વાગ્વ્યાપાર’, શ્રી કે કા શાસ્ત્રીના ‘ગુજરાતી રૂપરચના’ અને ‘વાગ્વિકાસ’, તેમ જ ડૉ ભાયાણી સંપાદિત ‘સિદ્ધહેમગત અપભ્રંશ વ્યાકરણ’ આગળ તરી આવતાં પુસ્તકો છે

‘શબ્દ અને અર્થ’ તેમ જ ‘ગુજરાતી રૂપરચના’ બંને મુંબઈ યુનિવર્સિટીમાં અપાયેલ ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો છે ડૉ સાંડેસરાનું પ્રથમ પુસ્તક ગુજરાતી ભાષાશાસ્ત્રમાં મહત્ત્વના અર્પણરૂપ છે એમાં લેખકે મુખ્યત્વે ઐતિહાસિક દૃષ્ટિએ શબ્દોના અર્થપરિવર્તનના કેટલાક પ્રધાન વ્યાપારોની, વિશેષ કરીને ગુજરાતી ભાષાને અનુલક્ષીને, ચર્ચા કરી છે અર્થસંકોચ અર્થવિસ્તાર, અર્થસંક્રાંતિના કારણો અને પરિણામ શબ્દ અને સંસ્કૃતિ જેવા વિષયો ઝીણવટથી ચર્ચતાં આ વ્યાખ્યાનો શબ્દાર્થ-શાસ્ત્રના અભ્યાસમાં મહત્ત્વનું સીમાચિહ્ન છે જ્યારે શ્રી કે કા શાસ્ત્રીનો ગ્રંથ ગુજરાતી ભાષાના શબ્દસ્વરૂપોને કેન્દ્રમાં રાખી એનો પારંપરિક વિકાસ દર્શાવે છે ‘રૂપરચના’ની અદ્યતન ચર્ચા કરતો આ ગ્રંથ આ દિશામાં નવીન યત્ન છે અને એમાં લેખકે શબ્દસ્વરૂપોની સિદ્ધિ, પ્રાતિક રૂપોના પરિચય સુધ્ધાં સપ્રમાણ રીતે આલેખી છે સ્વરભાર, શબ્દાગસિદ્ધિ, નામિકી અને આખ્યાતિકી વિભક્તિઓ—એ સર્વની ચર્ચા આ આરૂઢ ભાષાશાસ્ત્રીએ વિવેકપૂર્વક કરી છે અને એમાંયે સ્વરભાર વિશેની એમની ચર્ચા એમના આ દિશાના એક સ્વતંત્ર પ્રયત્ન તરીકે વિશેષ ધ્યાન ખેંચે છે આ જ લેખકનું ‘વાગ્વિકાસ’ પણ ગુજરાતી ભાષાના શબ્દોના ક્રમિક વિકાસનો શાસ્ત્રીય પરિચય આપતું અને એના સિદ્ધાંતોની ઝીણવટમાં ઊતરતું ઉપયોગી પુસ્તક છે શ્રી ગોકુળભાઈ પટેલનું ‘સ્વરભાર અને તેનો વ્યાપાર’ સ્વરભારની દિશાના અભ્યાસનો સ્વતંત્ર પ્રયત્ન છે, જોકે એમાં પૂરેપૂરી શાસ્ત્રીયતા જળવાઈ નથી ડૉ ભાયાણીનું ‘વાગ્વ્યાપાર’ ભાષાવિજ્ઞાનવિષયક લેખોનો સંગ્રહ છે સિદ્ધાંત ઇતિહાસ ધ્વનિવિચાર, પ્રત્યયવિચાર કોશવિચાર વ્યુત્પત્તિવિચાર—એવા ઉપશીર્ષકો નીચે એમણે

ભાષાવિજ્ઞાનના સામાન્ય સિદ્ધાંતો વિશે પ્રમાણભૂત વિચારણા રજૂ કરી છે. વ્યુત્પત્તિચર્ચા આ ગ્રંથનું વિશિષ્ટ અને મૂલ્યવાન આકર્ષણ છે. ગુજરાતીભાષાનાં અનેક પાસાંનો આધુનિક ભાષાવૈજ્ઞાનિક દૃષ્ટિએ એમણે અહીં અભ્યાસ કર્યો છે. લેખક અપભ્રંશના સારા અભ્યાસી છે અને એમના જ્ઞાનનો લાભ આ પુસ્તકમાં સર્વત્ર વરતાય છે. ભાષાવિજ્ઞાનીની ચોકસાઈ અને ચીવટ, ખંત અને નિષ્ઠા, વિદ્વત્તા અને મૂલગામી દૃષ્ટિ—આ સર્વના સુભગ સુફળ જેવો આ ગ્રંથ, એમાંના કેટલાક ચિરંજીવ અર્પણ-વાળા લેખોથી, આપણે ત્યાં આ વિષયમાં સીમાચિહ્નરૂપ બન્યો છે. આ જ લેખકનું હેમચંદ્રના અપભ્રંશ વ્યાકરણ—'સિદ્ધહેમગત અપભ્રંશ વ્યાકરણ'—નું વિસ્તૃત ભૂમિકા (અપભ્રંશ સાહિત્ય અને ભાષા તેમ જ હેમચંદ્રીય અપભ્રંશ વિશેની), શબ્દાર્થ, છાયા, ગુજરાતી ભાષાંતર, ટિપ્પણ અને શબ્દસૂચી સહિતનું સ્વચ્છ શાસ્ત્રીય સર્વાંગપૂર્ણ સંપાદન પણ આપણા સંશોધન-સંપાદન વિભાગની સમૃદ્ધિ વધારનારું છે. નરસિંહરાવ દિવેટિયાનાં ગુજરાતી ભાષા-સાહિત્ય વિશેનાં વ્યાખ્યાનગ્રંથોનો શ્રી કે. કા. શાસ્ત્રીએ કરેલો સંક્ષેપ પણ અહીં યાદ કરવો જોઈએ. એમાં શ્રી શાસ્ત્રીજીએ નવા સંશોધનના પ્રકાશમાં પોતાના અભિપ્રાયો પણ વ્યક્ત કર્યા છે, એ એની ઉપયોગિતા વધારે છે.

શ્રી છોટુભાઈ નાયકનું 'ગુજરાતી પર અરબી-ફારસીની અસર' એ બે ભાગમાં પ્રગટ થયેલું પુસ્તક ઈરાનના ઇતિહાસની રૂપરેખા સાથે, એનાં ભાષા-લિપિ-સાહિત્યનો ટૂંકો પરિચય આપી, ઈરાન-અરબસ્તાનની પ્રજાઓનું ગુજરાતમાં આગમન નિર્દેશી, ગુજરાતી ભાષામાં વિવિધ વિષયોને લગતા અરબી-ફારસી શબ્દો અને આપણી ભાષા પર ફારસીની અસરનો પરિચય આપે છે. ગુજરાતી શબ્દકોશ, વ્યાકરણ અને સાહિત્ય પર એ બંને ભાષાના મહત્ત્વના ફાળાની એમાં વિગતપૂર્ણ ચર્ચા છે. ઉપરાંત પારસી બોલી અને સાહિત્યનો તેમ જ મુસલમાનો દ્વારા ગુજરાતીમાં પ્રવેશેલા અરબી-ફારસી શબ્દોનો અને હિંદુ લેખકો પર એમની અસરનો પણ ઝીણવટભર્યો ખ્યાલ આપ્યો છે. એ જ રીતે 'ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ' પણ એમના સંશોધનરસનો પરિચય કરાવે છે.

ડૉ. પ્રબોધ પંડિતે નવી દૃષ્ટિએ ગુજરાતી ધ્વનિતંત્રના વિષયમાં ઉત્તમ કોટિનું કાર્ય કર્યું છે, પરંતુ વીતેલા દસકા દરમ્યાન એમનું લેખન મુખ્યત્વે અંગ્રેજીમાં જ થયું છે.

શ્રી સુનીતિકુમાર ચેટરજીના અંગ્રેજી પુસ્તકનો ડૉ. ભોગીલાલ સાંડેસરાએ કરેલો અનુવાદ 'ભારતીય આર્યભાષા અને હિન્દી' ભાષાવિષયક પ્રાચીન સાંસ્કૃતિક ઇતિહાસના અભ્યાસ માટે ખૂબ ઉપકારક છે. એ પુસ્તકનો અનુવાદ આપણા ભાષાશાસ્ત્રવિષયક સાહિત્યમાં કિંમતી ઉમેરણરૂપ છે.

*

ચાર દાયકા પૂર્વેના શ્રી કમળાશંકર ત્રિવેદીના 'બૃહદ્ વ્યાકરણ'ના પ્રકાશન પછી એ વિષયમાં આપણે ત્યાં આ પ્રકારના પ્રયત્નો થયા નથી. પાઠ્યપુસ્તકોના રૂપમાં જુદા જુદા વિદ્વાનોએ એ દિશામાં કાર્ય કર્યું છે, પરંતુ વ્યાકરણવિષયક શાસ્ત્રીય પુસ્તક પ્રાપ્ત થયું નથી. શ્રી હરિવલ્લભ ભાયાણીએ "'બૃહદ્ વ્યાકરણ' પછીની કાર્યદિશા" નામના એમના લેખમાં ('સંસ્કૃતિ' અંક ૧૭૧) આ અંગે વિગતે ચર્ચાવિચારણા કરી છે. શ્રી કે. કા. શાસ્ત્રીએ શ્રી સયાજી સાહિત્યમાળાના ૩૨૮માં પુષ્પરૂપે 'ગુજરાતી ભાષાશાસ્ત્ર' ભાગ ૨, ખંડ ૩માં ગુજરાતી ભાષાનું પારંપરિક વ્યાકરણ પ્રગટ કર્યું છે. એમાં એમણે વિશ્વવિદ્યાલયોની ઉચ્ચ કક્ષાઓમાં ગુજરાતીના વિષયમાં શીખવવામાં આવતા વ્યાકરણને અદ્યતન કક્ષાએ મૂકી આપવાનો આવકાર્ય પ્રયત્ન કર્યો છે. ૧૩ પ્રકરણોમાં એમણે પદવિચાર અને વિભક્તિ વિચારથી આરંભી પ્રત્યયો અને ગુજરાતી સમાસો સુધીની છણાવટ સમુચિત રીતે કરી છે.

*

આ દાયકે 'ભગવદ્ગોમંડલ' કોશના બાકીના ચાર ગ્રંથો પ્રગટ થતાં આ ભગીરથ કાર્યની પૂર્ણાહુતિ થાય છે. કુલ નવ મહાગ્રંથોમાં વિસ્તરેલો આ ગુજરાતી શબ્દકોષ આપણે ત્યાં અભૂતપૂર્વ છે. લગભગ અઢી લાખ શબ્દો સમાવતો આ સર્વસંગ્રાહક કોષ શબ્દોનાં મૂળ અને એના વિવિધ અર્થ ઉપરાંત અનેક માહિતી અને વિગતોનો સંભાર સંગ્રહે છે. રૂઢિપ્રયોગો એનું આગવું આકર્ષણ છે. શબ્દકોષ બનાવવાની દૃષ્ટિને બદલે એને જ્ઞાનકોષ બનાવવાનો ઉદ્દેશ છે, અને એ કેટલેક અંશે ફળીભૂત પણ થયો છે. 'સાર્થ જોડણી કોશ' (નવજીવન)ની ૧૯૪૯ની ચોથી આવૃત્તિ પછી હજી નવી આવૃત્તિ થઈ નથી. એ હાલ અપ્રાપ્ય છે. એની વિદ્યાર્થી આવૃત્તિ જેવો 'વિનીત જોડણીકોશ' નવજીવને પ્રગટ કર્યો છે. શ્રી. કે. કા. શાસ્ત્રીનો 'લઘુ શબ્દકોશ' ને એ પછી વિદ્યાર્થીઓને ઉપકારક થવાના આશયથી પ્રગટ

થયેલા 'ખિસ્સાકોશ', 'જોડણીપ્રવેશ' (રતિલાલ નાયક) અને 'નાનો કોશ' (ભટ્ટ અને નાયક) ખાસ ઉલ્લેખપાત્ર છે.

ગુજરાતી ભાષા ઉચ્ચ શિક્ષણનું માધ્યમ થતાં એમાં પ્રગટ થતાં પુસ્તકોમાં અંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાયોમાં હજી અતંત્રતા પ્રવર્તે છે, અને એક જ શબ્દ માટે વિવિધ ગુજરાતી પર્યાયો જુદા જુદા લેખકો પ્રયોજે છે. કાલક્રમે એ પૈકીના કેટલાક પર્યાયો સ્વીકૃત થઈને રૂઢ બનશે. ગુજરાત યુનિવર્સિટીએ ગણિત, પદાર્થવિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, નાગરિકશાસ્ત્ર, વૃત્તવિવેચન, વનસ્પતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર એમ કેટલાક વિષયોની પરિભાષા–પુસ્તિકાઓ પ્રગટ કરી છે એ આ દિશાનું એક સ્તુત્ય પગલું ગણાય. આ પ્રકારની વિવિધ પુસ્તિકાઓનું પ્રકાશન પરિભાષાની એકવાક્યતા જાળવવામાં સહાયરૂપ થઈ, આપણા ભાષાભંડોળને સમૃદ્ધ કરશે અને ભાષાની ક્ષમતાનો વ્યાપ પણ વિસ્તૃત કરશે.

ગુજરાતી જ્ઞાનકોશની આપણી જરૂરિયાત હજી વણસંતોષાયેલી રહી છે.

# ચરિત્ર

આ દાયકાનો ચરિત્રવિભાગ સંખ્યાની દૃષ્ટિએ વિપુલ છે નાનકડી પુસ્તિકાઓથી માંડી બૃહત્કાય ચરિત્રગ્રંથો આ દાયકામાં પ્રસિદ્ધ થયા છે. પૂર્વ–પશ્ચિમની ખમતીધર વ્યક્તિઓ કે કોઈ કોઈ ઘરદીવડાનાં ચરિત્રો પણ આ દાયકાએ આપણને સંપડાવી આપ્યા છે એ આશાસ્પદ ચિહ્ન છે. ઉપરાંત કેટલાક સારા ચરિતગ્રંથોના અનુવાદો પણ પ્રગટ થયા છે એ બિનાનું મહત્ત્વ પણ ઓછું આંકી શકાય એમ નથી

આપણે ત્યાં સામાન્ય રીતે જોવા મળે છે તેમ કોઈ રાજકારણની વ્યક્તિ કે કોઈ સંતપુરુષ, કોઈ સમાજસેવક કે કોઈ ઐતિહાસિક વ્યક્તિ એમ ચરિત્રનાયકોની પરંપરા અમુક જ ક્ષેત્રની, પહેલી નજરે તો દેખાય છે અને એમાં અત્યંત પ્રતિભાવંત સરસ્વતીસેવકોનાં ક્વચિત્ દર્શન થવાં પણ દુર્લભ લાગે છે તેમ છતાં, આ દાયકાએ એવા વિરલ અપવાદોને પણ નોંધ્યા છે એ આનંદપ્રદ ઘટના છે એટલું જ નહિ કેટલાક ચરિતકારોએ તો ચરિત્રનાયકના જીવન વિષે શ્રેય માહિતીને શાસ્ત્રીય રીતે રજૂ કરી, એને વિષે પ્રવર્તતા અસ્પષ્ટ ખ્યાલોને દૂર કરી, નમૂનેદાર જીવનચરિત્રો પણ આપ્યાં છે.

આ દાયકામાં પણ નિર્ગ્રંથ ભગવાન મહાવીર અને શ્રીમન્નૃસિંહાચાર્ય, શ્રીમત્ શંકરાચાર્ય અને વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ, નરસિંહ મહેતા અને હેમચંદ્રાચાર્ય, શ્રી સાંઈબાબા અને શ્રી રામકૃષ્ણ પરમહંસ, શ્રી મા આનંદમયી અને ભક્ત પીપાજી મોરારના સિદ્ધો અને કચ્છના સંતો—એમ અનેક ધર્મસંસ્થાપકો, સંતો, ભક્તોના ચરિત્રો ઉપલબ્ધ થયાં છે શ્રી જયભિખ્ખુ લિખિત 'નિર્ગ્રંથ ભગવાન મહાવીર' માહિતીપ્રચુર ચરિત્ર છે, તો શ્રી અશ્વિન બ્રહ્મચારીનું 'શ્રીમન્નૃસિંહાચાર્ય' એમની જીવનસૌરભને આલેખે છે. મહાવીર પર તો શ્રી ધીરજલાલ શાહે અને શ્રી ન્યાયવિજયજીએ પણ ચરિત્ર-કૃતિઓ આપી છે અને પં સુખલાલજી સંઘવીએ પણ 'ચાર તીર્થંકર' નામે પુસ્તક પ્રકટ કર્યું છે ભદ્રંકરવિજયજીનું 'વિજયધર્મસૂરીશ્વરજી મહારાજનું જીવનચરિત્ર', શ્રી શુકદેવજીનું 'નવનાથ ચરિત' અને રોશનલાલનું 'તપસ્વી માણિકચંદનું ચરિત્ર' આ સંદર્ભમાં સ્મરણે ચડે એવા છે, તો

બીજી બાજુ શ્રી કે કા શાસ્ત્રીએ તવારીખી હકીકતો પર આધારિત 'શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજી'નું લખેલું જીવનચરિત અને એમનો જીવનસંદેશ, શ્રી વાસુદેવ જોશીનાં 'મહાત્મા દાદુ દયાળ' અને 'મહાત્મા સરયૂદાસ', કુંજલિની લાખિયારચિત બંગાળના 'ધર્મપુરુષ મહાત્મા દેવેન્દ્રનાથ', સસ્તું સાહિત્ય તરફથી સ્વામીજીના વિસ્તૃત જીવનચરિત પરથી રસિક સંક્ષેપરૂપે આવતું 'સ્વામી વિવેકાનંદ' અને શ્રી અમૃતલાલ બ્રહ્મભટ્ટનું રામાનંદી સાધુ-મહંત સ્વામી નીકારામનું ચરિત્ર તેમ જ વિષ્ણુદેવ પંડિતનું 'ચૈતન્ય મહાપ્રભુ' એમ અનેક પ્રયત્નો, આપણી આ પ્રકારની ચરિત્ર પરંપરામાં દેખા દે છે શ્રી સાંઈબાબા, શ્રી શંકરાચાર્ય અને પ્રેમાવતાર ઈશુ (લે દેસાઈભાઈ પટેલ) વગેરે ચરિતનાયકો પણ આ પરંપરામાં પોતાનું સ્થાન લે છે આ સર્વમાં મુખ્યત્વે ચરિત્રનાયકના જીવનની માહિતી આપી ચરિત્રનાયકના ગુણોથી વાચકને સભર બનાવી, પ્રેરક થઈ પડવાનો આશય હોય છે પરંતુ શુદ્ધ ચરિત્રગ્રંથો તરીકે બહુ ઓછી કૃતિઓ સંતર્પક નીવડે છે સંપ્રદાયની મર્યાદા કે લેખકનો અહોભાવ એમાં ઘણીવાર મહત્ત્વનો ભાગ ભજવતો હોય છે અને એમાં આવતા ચમત્કારોને કારણે કોઈ જુદી જ, અત્યારે બુદ્ધિગ્રાહ્ય ન બને એવી, છાપ જન્માવે છે તેમ છતાં મહાવીર જેવા સંસ્કૃતિના જ્યોતિર્ધરનું (હજીય એમના સાંગોપાંગ ચરિત્રની અપેક્ષા વણસંતોષાયેલી રહે છે તે છતાં) ચરિત આ પ્રકારના ચરિત્રોમાં વિશેષ ધ્યાન ખેંચી રહે છે

ચરિતનાયકના વિધાવધ પાસાને આલેખીને નમૂનેદાર ચરિત્રો બનવા મથતી કેટલીક કૃતિઓ આ દાયકામાં પ્રકાશિત થઈ છે એમાં ચરિત્રનાયક તરીકે સાહિત્યકારો છે રાજકારણની ખ્યાતનામ વ્યક્તિઓ છે તેમ જ સમાજ અને સંસ્કારના સેવકો પણ છે એમાં માહિતીનું જેટલું પ્રાચુર્ય છે તેટલું કલાત્મકતાનું પલ્લું નમતું દેખાતું નથી ઉપરાંત ચરિત્રલેખકો તત્કાલીન રાજકીય કે સામાજિક પ્રવાહોનું નિરૂપણ કરવામાં એટલા લીન બની જાય છે કે ચરિત્રનાયકનું વ્યક્તિત્વ બરાબર ઊપસ્યું કે કેમ એ તપાસવા જેટલું તાટસ્થ્ય વીસરી બેસે છે તેમ છતાં આ વિભાગને સત્ત્વવંતો બનાવનાર કેટલાંક ચરિત્રોમાં શ્રી પાંડુરંગ દેશપાંડેનું 'લોકમાન્ય ટિળક', શ્રી નરહરિ પરીખનું 'શ્રેયાર્થીની સાધના', શ્રી ધીરુભાઈ ઠાકરનું 'મણિલાલ નભુભાઈ જીવનરંગ', શ્રી 'દર્શક'નું 'ત્રિવેણીતીર્થ', શ્રી નરહરિ પરીખનું 'સરદાર વલ્લભભાઈ ભા-૨', શ્રી અંબેલાલ જોશીરચિત 'પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધી (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ)', અને 'રાષ્ટ્રપ્રિય જવાહરલાલ નહેરુ (પૂર્વાર્ધ

અને ઉત્તરાર્ધ), શ્રી પ્રબોધ ચોકસી અને શ્રી નારાયણ દેસાઈરચિત 'સામ્યયોગી વિનોબા', શ્રી મગનભાઈ દેસાઈ અને શ્રી પાંડુરંગ દેશપાંડેનું 'સાધુચરિત ત્રિવેદીસાહેબ, અને 'ત્રિભુવનદાસ ગજ્જરની જીવનકથા' જેવી કૃતિઓ આગળ તરી આવે છે. લોકમાન્ય ટિળકનું ચરિત્ર આપણે ત્યાં પ્રથમ વાર જ, આ દાયકામાં અનેક આધારો પરથી પરિશ્રમપૂર્વક લખાયું છે. પરંતુ ચરિત્રલેખકની કલમ તે યુગપ્રવાહોનું નિરૂપણ જેટલી આસાનીથી કરે છે એટલી આસાનીથી ચરિત્રનાયકના ચિત્રને ઉઠાવ આપતી નથી. શ્રી કિશોરલાલ મશરૂવાળાના અનેક જીવનપ્રસંગો આલેખીને ચરિત્રલેખકે ચરિત્રનાયકનાં લખાણો દ્વારા એમના વિચારો પણ સફળતાથી સંકલિત કરી, આપણને આપ્યા સુલભ કરી છે અને આપણા એ સ્થિતપ્રજ્ઞ બુદ્ધિયોગીની સમત્વદર્શી મૂર્તિને સુરેખ રીતે ઉપસાવી આપી છે.

ગાંધીયુગના એક તેજસ્વી વિચારક તત્ત્વજ્ઞની—શ્રેયાર્થીની સાધનાનો આ શ્રદ્ધેય ચરિત્રગ્રંથ આપણા વિચાર અને આચારજીવનને પ્રેરક બની રહે એવો છે. આપણી સાક્ષરપેઢીના જ્ઞાનવીર શ્રી મણિલાલ નભુભાઈનું જીવનચરિત્ર શ્રી અંબુભાઈ પુરાણીએ પણ આ દાયકામાં આપણને આપ્યું છે, પરંતુ શ્રી પુરાણીએ લખેલા ચરિત્રગ્રંથને મણિલાલની આત્મકથાનો પૂરેપૂરો લાભ મળી શક્યો નથી, જ્યારે ડૉ. ધીરુભાઈના બૃહન્નિબંધના એક ભાગરૂપ પણ સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રકટ થયેલ આ જીવનચરિત્રને એ ઉપરાંત પણ બીજી કેટલીક ઝીણવટભરી પ્રમાણભૂત માહિતી પ્રાપ્ત થઈ હોવાથી એની શાસ્ત્રીયતાના ટકા વધે છે. લેખકે સમભાવ અને તાટસ્થ્યથી મણિલાલના વ્યક્તિત્વને આકર્ષક રીતે ઉપસાવ્યું છે અને એમ કરતાં મણિલાલની મહત્તાને અને મર્યાદાઓને તપાસવાનો સનિષ્ઠ પ્રયાસ કર્યો છે. શ્રી 'દર્શક' સૉક્રેટીસ, રામકૃષ્ણ પરમહંસ અને મહાત્મા ગાંધીજી એ ત્રણે વ્યક્તિઓના જીવનનાં વિવિધ પાસાંને માર્મિક આલેખ આપીને જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણે ભાવોનો રસપૂર્ણ પરિચય કરાવ્યો છે: અને એ દ્વારા ત્રણે ભાવોના પ્રતીક જેવા આ ત્રણે મહાનુભાવોના જીવનમાંથી પ્રેરક પાથેય પૂરું પાડી ત્રિવેણીસંગમનું પુણ્ય વાચકને રળી આપે એવી સત્ત્વવતી કૃતિ આપી છે. સરદાર વલ્લભભાઈ ભા. ૨, ખાસ તો ૧૯૨૯ સુધીના સરદારના જીવનને આલેખતી આ કથા, ગુજરાતની ઘડતરકથા હોઈ, એનું દસ્તાવેજી મૂલ્ય વિશેષ છે. શ્રી અંબેલાલ જોશીકૃત મહાત્મા ગાંધી અને જવાહરલાલ નહેરુનાં જીવનચરિત્રો આટલા વિસ્તૃત પટ પર પહેલી જ વાર પ્રાપ્ત થાય છે. લેખકે અપાર શ્રમ લઈને એકત્રિત કરેલી સામગ્રી અહીં સેંકડો પૃષ્ઠોમાં પાથરી-

છે. આ બે વિરલ વિભૂતિઓ ઉપરાંત આ લેખકે રાજકારણની અન્ય વ્યક્તિઓ—પટ્ટાભિ સીતારામૈયા અને મોરારજી દેસાઈનાં પણ વિસ્તૃત જીવનચરિત્રો આપ્યાં છે. લેખકનાં શ્રમ અને ધૈર્ય દાદ માગી લે એવાં છે. અતિ વિશાળ પટ પર રચાયેલાં આ ચરિત્રો રસભર હોવા છતાં કેટલીકવાર વ્યસ્ત પણ લાગે છે. લેખકના ઉચ્ચાશયને કારણે અતિ આદર અને અહો-ભાવમૂલક આ કૃતિઓમાં અત્યુક્તિઓનું પ્રમાણ પણ ઠીક ઠીક હોવા છતાં આપણા ચરિત્રસાહિત્યમાં એ વિશેષ ધ્યાન ખેંચી રહે છે. ભૂદાનયજ્ઞના પ્રણેતા શ્રી વિનોબાજીનું ચરિત્ર સામ્યયોગી વિનોબાનો અચ્છો પરિચય આપે છે અને એમના જીવનપ્રસંગોને વર્ણવે છે. મહાન વ્યક્તિના જીવન અને એના દર્શન માટે આપણે ત્યાં આ પુસ્તક કિંમતી ઉમેરારૂપ છે. ઉદારચરિત, સાધુવ્રત સેવાભાવી વ્યક્તિના ચરિત્રનો સુંદર નમૂનો 'સાધુચરિત ત્રિવેદીસાહેબ' પૂરો પાડે છે, તો આપણા ઉચ્ચકોટિના વૈજ્ઞાનિક શ્રી ગજ્જરની જીવનકથા, આ પ્રકારના મહાનુભાવોના જીવનને પ્રમાણભૂત રીતે રજૂ કરીને, આપણા પ્રજાજીવનને સાચાં જીવનમૂલ્યો પ્રબોધી રહે છે.

શ્રી અરવિંદના જીવનની પ્રધાન ઘટનાઓ દ્વારા એ મહાયોગીના જીવનચરિતને સંક્ષેપમાં નિરૂપતી શ્રી સુન્દરમ્‌કૃત 'મહાયોગી અરવિંદ', આદિવાસીઓ અંગેના કાર્યનો ઉપયોગી ઇતિહાસ આલેખી સ્વ. અમૃતલાલ ઠક્કરનું વ્યક્તિત્વ ઉપસાવતી શ્રી કાંતિલાલ શાહરચિત 'ઠક્કરબાપા', અમેરિકાના પ્રમુખ એબ્રહેમ લિંકનની ઉત્સાહ અને આશા પ્રેરતી શ્રી રમણલાલ શાહે લખેલી જીવનકથા 'ગુલામોનો મુક્તિદાતા' પણ આપણા આ વિભાગની આવકારપાત્ર કૃતિઓ છે. ગાંધીજીને કેન્દ્રમાં રાખીને આ દાયકામાં પણ ઘણા લેખકોએ ચરિત્રાત્મક કૃતિઓ આપી છે. શ્રી મનુબહેન ગાંધીનું 'બાપુ—મારી મા', શ્રી જુગતરામ દવેનું 'ગાંધીજી', શ્રી ત્રિભુવનદાસ પાનવાલાનું 'ગાંધીજીની ઉત્તર જીવનકથા' અને 'સંસ્મરણો'નો પરિચય આપતાં નોંધીશું તે અનેક કૃતિઓ એ મહાપુરુષના સહસ્રદલપદ્મસમા વ્યક્તિત્વના વિવિધ અંશોને પ્રકટ કરવા પ્રયત્ન કરે છે. એ સાથે જ 'મહાદેવભાઈનું પૂર્વચરિત', શ્રી બબલભાઈ મહેતાકૃત (શ્રી દેસાઈભાઈ પટેલકૃત 'મહારાજ થયા પહેલાં' અને 'રવિશંકર મહારાજ' એ બંને કૃતિઓનો ૧૫૦ જેટલાં પૃષ્ઠોમાં) 'રવિશંકર મહારાજ' નામે પ્રકટ કરેલો સંક્ષેપ, શ્રી મણિભાઈ દેસાઈની 'હિન્દના જવાહર', શ્રી ભોગીલાલ ગાંધીની 'નહેરુ'—આ સર્વ કૃતિઓ વર્તમાન યુગની વિભૂતિઓના જીવનનો પરિચય કરાવે છે. શ્રી બિપિન ઝવેરીનું 'મહારાજ અને મહાત્માજી' એ બંનેને સમજવામાં

ઉપકારક થાય એવું છે. આ સિવાય રોમાં ગેલાં અને યુગપુરુષ સ્તાલિન (ભોગીલાલ ગાંધી), એતાજ બાદશાહ (ફિરોજશાહ મહેતાનું ચરિત્ર—ચૂનીલાલ બારોટ), સ્વ. સર લલ્લુભાઈ શામળદાસ (શ્રી ધનસુખલાલ મહેતા), કર્મયોગી વૈકુંઠભાઈ (શ્રી ઠાકોરલાલ ઠાકોર), નવ સંતો (શ્રી યશોધર મહેતા), કચ્છના સંતો (શ્રી દુલેરાય કારાણી), સરદારશ્રીની પ્રતિભા–૧ (શ્રી મુકુલભાઈ કલાર્થી), દુર્ગાશંકર રૂગનાથજી દવે (શ્રી કાશીરામ ઓઝા), શિક્ષકવિભૂતિ કરુણાશંકર (શ્રી દેસાઈભાઈ પટેલ), શહીદવીર વિનોદ કિનારીવાલા (શ્રી બિપિન આંગણકર), સદ્. છોટુભાઈ કોરા (પ્ર. રામપ્રસાદ બક્ષી), ગ્રંથકાર ભીમાશંકર (સં. ગોકુળભાઈ ભટ્ટ), સાબરકાંઠાના કર્મવીર મથુરદાસ લા. ગાંધી (પુરુષાર્થની પ્રતિમા: ભોગીલાલ અને રમણલાલ ગાંધી), ઉદ્યોગપતિ જમશેદજી ટાટા અને બીજાં અનેક ચરિત્રો પ્રકટ થયાં છે. તેમ જ કેટલીક ઐતિહાસિક વ્યક્તિઓનાં ચરિત્રોમાં ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહ (જયભિખ્ખુ) પણ ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે.

આ વિભાગમાં એક તરફ રાધાકૃષ્ણન્ તો બીજી તરફ શેઠ હરિદાસ ('જીવનપ્રયાગ': વિષ્ણુદેવ પંડિત) પ્રો. હેરલ્ડ લૅસ્કી (પુરુષોત્તમ માવળંકર), 'સૌરાષ્ટ્રના મંત્રીશ્વર' (વિજયરાય વૈદ્ય) ગગા ઓઝા અને પુરુષોત્તમલાલ મહારાજ (પુરુષોત્તમ પ્રતિભા: પ્રેમલાલ મેવચા), હબસી શિક્ષિકા (મુક્તિદ્વાર: માધવસિંહ સોલંકી), બેન્જામિન ફ્રેન્કલિન (શાંતિ ના. શાહ) અને આલ્બર્ટ સ્વિટ્ઝર (ચંદુલાલ પરીખ) એમ ચરિત્રનાયકોનું વૈવિધ્ય ભીડીને આંખે વળગે એવું છે. કેટલીક નાનકડી ચરિત્રાત્મક પુસ્તિકાઓ પણ આ દાયકે પ્રકટ થઈ છે. એમાં શ્રી ધનવંત ઓઝા, શ્રી રસુલભાઈ વ્હોરા અને અન્યોએ હેમચંદ્રાચાર્ય, નર્મદ, મહાદેવભાઈ, મશરૂવાળા, ભિક્ષુ અખંડાનંદ, ઠક્કરબાપા, ટિળક, સંત વિનોબા અને પ્રેમાનંદ, ન્હાનાલાલ જેવા કવિઓના જીવનનો કિશોરોને પ્રેરક થઈ પડે એવો પરિચય કરાવ્યો છે. ચંદુભાઈ ભટ્ટનું 'સોક્રેટીસ અને પ્લેટો', શ્રી શેઠના અને ડૉ. ન. મૂ. શાહનાં 'મહાન વૈજ્ઞાનિકો–૧, ૨' જેવી કૃતિઓનું આ દૃષ્ટિએ ઘણું મૂલ્ય છે.

'ગુજરાતી સાહિત્યના સર્જકો' એ ગુજરાતના, નરસિંહથી રાજેન્દ્ર સુધીના ચાળીસ સાહિત્યસેવીઓનું ચરિત્રાત્મક તેમ જ આલોચનાત્મક સચિત્ર પુસ્તક છે, અને એમાં રુચિભેદ રહેતો હોવા છતાં આ પ્રકારનો પ્રથમ પ્રશસ્ય પ્રયત્ન હોઈ આવકારપાત્ર છે. આ ગ્રંથ ચરિત્ર અને વિવેચન એમ

બંને વિભાગમાં પોતાનો દાવો નોંધાવી શકે એમ છે, પરંતુ એનો એક વિશેષ પરિચયાત્મક હોવાથી એને અહીં સ્થાન આપવું ઉચિત ધાર્યું છે. આ સિવાય 'ઉત્તર ગુજરાતના ઘરદીવડા' (શ્રી પટેલ અને શ્રી દાણી), હેનરી ફોર્ડ (ન. મૂ. શાહ) જેવી અનેક પરિચયાત્મક ચરિત્રકૃતિઓ આ દાયકામાં પ્રસિદ્ધ થઈ છે.

ગુજરાતી ભાષામાં, આ દાયકામાં પ્રકટ થયેલાં ચરિત્રો આ રીતે ચરિત્રનાયકોની વૈવિધ્યભરી ભાત ઉપસાવે છે. એમાં સાંપ્રદાયિક વલણ છે, તો ભક્તિધર્મનો ઉચ્ચાશય પણ છે; વિવિધ ક્ષેત્રો—પછી એ રાજકારણ હોય, સાહિત્ય હોય, વિજ્ઞાન હોય કે સરકાર હોય—માંથી થયેલી ચરિત્રનાયકોની પસંદગી આપણા કિશોરોથી આરંભી સર્વને બોધક અને પ્રેરક થઈ પડે એવી છે. ક્યાંક વ્યક્તિના વિકાસની કડીબદ્ધ માહિતી કે ક્યાંક એમાંથી પમરતી માનવતાની સુવાસ, ક્યાંક વ્યક્તિનાં સ્ખલનો અને એની વચ્ચે મોરતું એવું આંતર સત્ત્વ, ક્યાંક રોગ અને વ્યાધિઓનાં અસહ્ય દેહકષ્ટો અને એની વચ્ચે વિલસતી અપ્રતિમ વૈચારિક સંપત્તિ, ક્યાંક જીવનમાંથી સ્રવતી નરી ભદ્રતા તો ક્યાંક ભગીરથ પુરુષાર્થ—માનવજીવનનું આ બહુમુખી ચિત્ર આ દાયકાનું ચરિત્રસાહિત્ય ઉપસાવે છે.

આ સર્વ કૃતિઓમાંથી કેટલીક આપણા પ્રજાજીવનને અવશ્ય પ્રેરણારૂપ બનશે. હા, પશ્ચિમની જેમ રસાત્મક કલાકૃતિઓના વર્ગમાં પોતાનું સ્થાન લઈ શકે એવી ચરિત્રકૃતિઓ આ દાયકામાં આપણને મળી નથી. તેમ છતાં જે પ્રયત્નો થયા છે એમાંના કેટલાકની શાસ્ત્રીયતા હવે પછી અનુકરણીય બની રહે એવી છે. હજી ય તળ ગુજરાતના કેટલાય મહાનુભાવોનાં જીવન ચરિત્રકારને પડકારતાં પ્રતીક્ષા કરી રહ્યાં છે. ગયે દાયકે ૧૦ મા ગ્રંથના સંપાદકોએ વ્યક્ત કરેલી અભિલાષા હજી આ દાયકે સંતોષાઈ નથી; તેમ છતાં જે કેટલીક સુંદર ચરિત્રકૃતિઓ આ દાયકે પ્રાપ્ત થઈ છે એ ઉજ્જવળ ભાવિની આશા તો આપે જ છે.

*

## સ્મૃતિચિત્રો-સંસ્મરણો-રોજનીશી વગેરે

આ દાયકામાં સ્મરણચિત્રો કે સંભારણાંનાં પુસ્તકો પણ ઠીકઠીક પ્રમાણમાં પ્રકાશિત થયાં છે રેખાચિત્રોને પણ આ વિભાગમાં જ સમાવી લેવાં જોઈએ. શ્રી કિશનસિંહ ચાવડાનાં હૃદયંગમ સ્મરણચિત્રો 'અમાસનાં

તારા' (એને નવલિકા-વિભાગમાં સ્થાન આપ્યું છે) કે દાદાસાહેબ માવળંકરનું 'માનવતાનાં ઝરણાં'ને અહીં સ્મરી શકાય. શ્રી ચારુડાનું ચારુરમણીય ગદ્ય એની અનોખી સિદ્ધિ છે, તો શ્રી માવળંકરનાં પ્રસંગ ચિત્રોમાં વ્યક્ત થતો માનવતાનો આદર્શ આસ્વાદ્ય છે. એ જ લેખકનાં ગાંધીજી સાથેનાં 'સંસ્મરણો'માંથી પણ સચ્ચાઈનો રણકો સંભળાય છે, પણ એમાં ગાંધીજીનું વ્યક્તિત્વ પ્રત્યક્ષ થતું નથી અને પ્રસંગોમાં જાણે લેખક જ મધ્યમાં રહેતા હોય એવું લાગ્યા કરે છે. તેમ છતાં ગાંધીજી-વિષયક બીજાં અનેક સ્મરણોની સાથે આ પુસ્તક પણ આપણને મૂલ્યવાન દસ્તાવેજી સામગ્રી પૂરી પાડે છે. શ્રી મનુબહેન ગાંધીનાં 'બાપુની શીળી છાયામાં', 'બાપુનાં સંભારણાં', 'બાપુજીના જીવનમાંથી', 'બાપુના જીવનપ્રસંગો', 'બાપુના જીવનમાં પ્રેમ અને શ્રદ્ધા' જેવી કૃતિઓ પણ દસ્તાવેજી મૂલ્યવાળી છે અને એ મહાત્મા પુરુષના વ્યક્તિત્વની વિવિધ રેખાઓને મધુર રીતે પ્રગટ કરી આપે છે. આ નાનકડા વિભાગમાં જાણે કે ગાંધીજી જ કેન્દ્રમાં રહેતા હોય એવું લાગ્યા કરે છે અને એ સ્વાભાવિક છે. એમના સાંનિધ્યમાં રહેનાર અને એમના નિકટ સહવાસમાં આવનાર કેટલાક સદ્ભાગી જીવો એ વિરલ વિભૂતિનાં સંસ્મરણો આલેખીને, એમની સાથેના કેટલાક વિવિધ પ્રસંગો રજૂ કરીને આપણા પ્રજાજીવનને એમના આંતરસત્ત્વથી ભરી દે એ સર્વથા ઇષ્ટ છે. શ્રી મનુભાઈ પંડિતે 'બાપુ આવા હતા'માં, શ્રી મુકુલભાઈ કલાર્થીએ 'બા અને બાપુ'માં, શ્રી લલ્લુભાઈ મકનજીએ 'ગાંધીજીના પાવન પ્રસંગો—૧'માં, શ્રી સરોજિની મહેતાએ 'બાપુજીની શીતળ છાયા'માં (સં.), શ્રી રામનારાયણ ચૌધરીએ 'બાપુ—મારી નજરે'માં — આવાં સુભગ પ્રસંગચિત્રણો આપ્યાં છે. શ્રી ધનવંત ઓઝાએ તો ગાંધીજી વિશેની પુસ્તિકાશ્રેણિ પ્રગટ કરી છે. પણ શ્રી કાકાસાહેબ કાલેલકરકૃત 'મીઠાના પ્રતાપે' આ વિભાગનું (જોકે કોઈને રોજનીશી વિભાગમાં પણ મૂકવાનું મન થાય) સમૃદ્ધ પુસ્તક છે. ૧૯૩૦માં મીઠા સત્યાગ્રહને કારણે યરવડા જેલમાં ગાંધીજીના અંતેવાસી તરીકે રહેવાની તક કાકાસાહેબને મળેલી અને એ સમયની ડાયરી એમણે સ્મૃતિ પરથી અહીં લખી છે. પાંચેક માસના ગાળાને અવલંબીને લખાયેલી આ ડાયરી ગાંધીજીના વ્યક્તિત્વના કેટલાક પાસાને સમજવામાં મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે. અલબત્ત મહાદેવભાઈની ડાયરી સાથેની આની સરખામણી કરવી અહીં ઉચિત નથી. શ્રી સુશીલાબહેને 'બાપુના કારાવાસની કહાણી' આપી છે, એમાંનો ખૂટતો સમય-ગાળો આ પ્રકાશનથી પુરાય છે.

આ ઉપરાંત શ્રી રમણલાલ દેસાઈનું 'મધ્યાહ્નનાં મૃગજળ' એમના પુસ્તક 'ગઈકાલ'ના અનુસંધાનમાં સ્મૃતિકથાને—જીવનસંસ્મરણોને નિરૂપી એમની સંસ્કારિતાની સૌરભ પ્રસરાવે છે આ કૃતિને સ્મરણો જ કેન્દ્રમાં હોવાથી, અહીં સ્થાન આપવું ઉચિત ધાર્યું છે શ્રી પ્રાણશંકર સો. જોશીએ પણ આફ્રિકાની પ્રજાના રાજકીય-સામાજિક ઇતિહાસ તરફ વિશેષ ઝોક આપતા 'સ્મૃતિ પ્રસંગો' આલેખ્યા છે શ્રી રઘુનાથદાસ ગોસ્વામીએ 'મા આનંદમયીના સાંનિધ્યમાં-૨'માં પણ સ્મરણોને વાચા આપી છે,

દી બ કે મો ઝવેરીના લેખસંગ્રહ-૨માં પણ વિપુલ પ્રમાણમાં સંસ્મરણો આલેખાયાં છે શ્રી વિદ્યાબહેન નીલકંઠનું 'ફોરમ' એકવીસ મહાનુભાવોનાં સ્મૃતિચિત્રો આપે છે, શ્રી લીના મંગળદાસ 'વ્યક્તિચિત્રો'મા પાંચ વ્યક્તિઓનાં રેખાચિત્રો દોરે છે, શ્રી શારદાબહેન 'સંભારણાં-૨' રજૂ કરે છે, શ્રી વિજયકુમાર ત્રિવેદી 'મારા અનુભવો' આલેખે છે, શ્રી ચિમનલાલ પરમાર 'દુર્ગારામ મહેતાજીનાં જીવનપુષ્પો' વેરે છે, શ્રી ઈશ્વર પેટલીકર 'ધૂપસળી'માં મુલાકાત માટે પસંદ કરેલ અઢાર સેવાભાવી પુરુષોના વ્યક્તિત્વનો પરિચય કરાવતી પ્રસંગોની ચિત્રાવલિઓ દોરે છે, તો શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ 'સ્મરણમંજરી'મા રંગભૂમિના સ્મરણો આલેખતા પોતાના અનુભવોનો પરિચય કરાવે છે નારાયણ દેસાઈના 'પાવનપ્રસંગો' કે હિંમ્મત સુધાકરના હિમાલયયાત્રાનાં સંસ્મરણો' પણ અહીં યાદ કરી લઈએ પ્રવાસનાં સંસ્મરણો એક તરફ, તો 'નિવાપાંજલિ' (સં મગનભાઈ દેસાઈ)—ગાંધીજી, ટાગોર, શ્રી અરવિંદ વગેરે મહાન વ્યક્તિઓને અપાયેની શ્રદ્ધાંજલિઓ—બીજી તરફ આ વિભાગના વિષયવૈવિધ્યનો પણ ખ્યાલ આપે છે

આ સર્વમાં મનીષી શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીની રોજનીશીઓ 'સ્ક્રેપ બુક્સ' (વૉલ્યુમ ૧-૬) (સંપાદક કાન્તિલાલ પંડ્યા) એ ગુજરાતના પનોતા પુત્રના જીવનનાં વિવિધ પાસાંને સમજવામાં ઉપકારક સામગ્રી પૂરી પાડતી, એમની વિવિધ પ્રવૃત્તિઓનો પરિચય કરાવતી એમના પ્રશ્નો, એમની મુશ્કેલીઓ અને એમના મનોમંથનોનો ચિતાર રજૂ કરતી અને એ દ્વારા માનવ ગોવર્ધનરામનું ચિત્ર સ્પષ્ટ કરી આપી એમના હૃદયદ્રવ્ય સુધી પહોંચવાની તક પૂરી પાડતી મૂલ્યવાન કૃતિઓ છે

મહાદેવભાઈની ડાયરીના ચાર ભાગ આગળે દાયકે પ્રસિદ્ધ થઈ ચૂક્યા હતા, આ દાયકામા એનો પાંચમો ભાગ પ્રકટ થતાં આ રોજનીશીની પરંપરા

આગળ વધી પોતાના દસ્તાવેજી મૂલ્યની વિશેષ પ્રતીતિ આપે છે. આપણા પંડિતયુગના સાક્ષર શ્રી નરસિંહરાવની રોજનીશી પણ (સંપાદક શ્રી રામપ્રસાદ બક્ષી અને શ્રી ધનસુખલાલ મહેતા) આ દશકામાં પ્રકટ થઈ છે; અને એમાં ખુલ્લા હૃદયે પોતાના ભાવને વ્યક્ત કરતા નરસિંહરાવ આપણને આકર્ષી રહે છે. એ સમયના લગભગ પાંચ દાયકા પહેલાંના વાતાવરણમાં, આ રોજનીશી વાંચતાં, આપણે ટહેલતા હોઈએ એવો ભાવ અનુભવી રહીએ છીએ. એમનો અહમ્ અહીં અછતો રહેતો નથી, છતાં એ દ્વારા પણ એ પંડિતના માનવભાવને આપણે પામી શકીએ છીએ એ ઓછું નથી.

### પત્ર

આ દાયકે પ્રગટ થયેલા પત્રસંગ્રહોમાં મુખ્યત્વે ગાંધીજીના પત્રોનો ફાલ વિપુલ છે. 'બાપુના પત્રો'ના વિવિધ સંગ્રહો પ્રગટ થયા છે, એમાં સરદાર વલ્લભભાઈને ઉદ્દેશીને લખાયેલા પત્રો, એ સમયના ભારતના ઇતિહાસના હૃદય સુધી આપણને ખેંચી જાય છે. 'બાપુના પત્રો' (સંપાદક શ્રી મણિબહેન પટેલ), આ રીતે, ગાંધીસાહિત્યમાં મૂલ્યવાન ફાળો આપે છે. એનો પાંચમો ખંડ આ દશકાના છેલ્લા વર્ષમાં પ્રકટ થયો છે. આ માળામાં ગં. સ્વ. ગંગાબહેનને તેમજ કુસુમબહેન દેસાઈને ઉદ્દેશીને લખાયેલા પત્રો, છેવટે તો, ગાંધીજીના આંતર વ્યક્તિત્વની રેખાઓને જ ચમકાવે છે. શ્રી વલ્લભભાઈ પટેલના પત્રોનો સંચય 'સરદારની શીખ' પણ આ ગાળામાં પ્રકાશિત થયો છે. સ્વજનો પ્રતિની એમની કાળજી અને એમનાં મંથનો, એમનો દેશપ્રેમ અને શ્રદ્ધાન્વિત દૃષ્ટિ—આ સઘળું એમાં પ્રકટ થાય છે. આ બધા પત્રસંચયોનું દસ્તાવેજી મૂલ્ય પણ સ્મરણમાં રાખવું ઘટે. શ્રી કાકાસાહેબ કાલેલકરના પત્રોના બે સંગ્રહો પણ પ્રકાશિત થયા છે. કુ. પ્રેમાબહેન કંટકને અને ચિ. ચંદનને ઉદ્દેશાયેલા આ પત્રોથી આપણું પત્રસાહિત્ય સંમૃદ્ધ થયું છે. 'સંસ્કૃતિ'માં પ્રકટ થયેલા એમના પ્રવાસપત્રો પણ અહીં સ્મરણે ચડે છે. કાકાસાહેબનું હૃદયમધુ એમના આ પત્રોમાં સુભગ રીતે ઝિલાયું છે અને આ સ્વરૂપમાં પણ આપણા આ ઉત્તમ ગદ્યકારનું દર્શન થાય છે.

આ સિવાય પ્રવાસ નિમિત્તે લખાયેલ પત્રોમાં શ્રી છોટુભાઈ અનડાના પ્રવાસપત્રો, એમાંની ઝીણીમોટી વિગતો અને પ્રવાસીના કવિહૃદયથી ધ્યાન ખેંચી રહે છે, તો બીજી બાજુ શ્રી ચંપકભાઈના 'પરમાનંદના પત્રો'

ભક્તિમાર્ગના ઉપાસકના પત્રો હોઈ શાસ્ત્રના અભ્યાસને બદલે ઈશ્વરમાં મગ્ન રહી ભક્તિ કરવાનું ઉદ્‌બોધન કરે છે. એમ તો કૃષ્ણચંદ્રના 'બાવન પત્રો'નો શ્રી હરીશ નાયકે કરેલો અનુવાદ પણ અહીં સંભારવો જોઈએ.

પત્ર-સ્વરૂપમાં, આમ, હૃદયના અને ચિત્તના વિવિધ વ્યાપારો પ્રકટયા છે. રાજકારણ કે ઇતિહાસ, સમાજજીવનનો સંદર્ભ કે સંસ્કારની સુલામમતા, પ્રકૃતિની ચારુતા કે ભક્તિની નિષ્ઠા: આવું ઘણું બધું અહીં આત્મીયતાનાં આંદોલનો ઝીલીને લેખકના અપરોક્ષ અવાજમાં સાંભળવા મળે છે. આપણું પત્રસાહિત્ય હજી વિશેષ વિકસી ફૂલીફાલી અને અકૃત્રિમ-સ્વાભાવિક હૃદયશ્રીને રેલાવી આપણી સંસ્કારસંપત્તિને સમૃદ્ધ કર્યા કરશે એવી આશા અત્યારે તો પડે છે.

## આત્મકથા

ગાંધીજીની આત્મકથા પછી, એને આંબી શકે એવી કોઈ આત્મકથા હજી સુધી આપણે ત્યાં પ્રગટ થઈ નથી. આ પ્રકારમાં જાણ્યેઅજાણ્યે નવલકથાનાં તત્ત્વોનો વિશેષ સમાદર થતો જતો હોય એવી છાપ પણ આપણી કેટલીક આત્મકથાઓ વાંચતાં પડે છે. ઉપરાંત, આત્મકથાલેખક શુદ્ધ આત્મકથા આપવાને બદલે પોતાનાં સંસ્મરણોનાં જ પ્રતિબિંબ ઉપસાવતો જતો હોય એમ લાગ્યા કરે છે. પરિણામે, એ સ્મૃતિચિત્રો આત્મકથાની પૃષ્ઠસંખ્યાને વધારતાં રહી સ્થૂળ કદમાં જ વૃદ્ધિ કરે છે. અંતર્મુખ બનવાને બદલે જગત તરફ જ એની દૃષ્ટિ સતત મંડાયેલી રહેતી હોવાને કારણે આત્મકથામાં આપણને લેખકના આંતરવિકાસનું સત્યનિષ્ઠાયુક્ત ચિત્ર જોવા મળતું નથી. જીવનકથાના સ્વરૂપ વિશે વાત કરતાં કહ્યું છે તેમ, આ સ્વરૂપમાં પણ પોતાના સમયના સામાજિક-રાજકીય કે સાંસ્કારિક પ્રવાહો એવા વેગબંધ વહેતા હોય છે કે મૂળ તત્ત્વની સરવાણી જાણે દૃગોચર જ થતી નથી. આસપાસની કથાનો રસ ઉત્કટ બનતાં આંતરમંથનની પ્રક્રિયા સદંતર બંધ પડેલી વરતાય છે. કોઈ નર્મદ કે કોઈ ગાંધીજી જ એવી તાવણીમાંથી પસાર થઈને પોતાના આત્મમોગરાના દલેદલને પ્રકટ કરી શકે.

આ દાયકાની આત્મકથાઓ તરફ એક દૃષ્ટિપાત કરતાં પણ સંતોષની લાગણી જન્મે કે ચિત્ત પ્રસન્ન થઈ ઊઠે એવું વિત્ત અવશ્ય જોવા મળે છે. શ્રી ઇંદુલાલ યાજ્ઞિક, શ્રી નાનાભાઈ ભટ્ટ, શ્રી ચંદ્રવદન મહેતા, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી ધૂમકેતુ જેવા લેખકોની આત્મકથાઓ આ દાયકાની મહામૂલી સંપત્તિ છે. શ્રી ઇંદુલાલ યાજ્ઞિકની 'આત્મકથા' આ દાયકાની આ વિભાગની

સુંદર સાહિત્યકૃતિ છે. લેખકનો ઉપક્રમ આત્મકથા નિમિત્તે સમગ્ર પેઢીની ઘડતરકથા આલેખવાનો છે અને નાયકસ્થાને પોતાની જાત કરતાં ગુજરાતની પ્રજાને ગણવાનો છે. લેખકે અર્ધી સદીની આપણે ત્યાંની રાજકીય, સાંસ્કારિક પ્રવૃત્તિઓને અહીં અચ્છી રીતે ગૂંથી લીધી છે. સમગ્ર રાષ્ટ્રને સ્પર્શતા પ્રસંગો અને પાત્રોથી તેમ જ લેખકના વ્યક્તિત્વથી અને એની તાજગીપૂર્ણ શૈલીથી આ કથા આપણને આકર્ષી રહે છે. જીવનનાં વૈષમ્ય અને વૈચિત્ર્યને આલેખતો લેખક વાચકના હૃદયને પણ વિષાદથી સભર બનાવી દે છે. નડિયાદના સાક્ષરો અને એમનાં માનસ, શિક્ષણના અનુભવો, પોતાનો રાજકારણપ્રવેશ વગેરે વિષયાલેખનથી આરંભાયેલી આ આત્મકથા પોતાના લગ્નજીવનના અત્યંત મર્મકરુણ પ્રસંગને વેધકતાથી રજૂ કરી વાચકને પણ વેદનશીલ બનાવે છે. એમાં ગાંધીજી સાથેના પ્રસંગોનું ઉદાત્ત આલેખન અને કેટલાક પ્રસંગોના નિરૂપણમાં વિરલ કહી શકાય એવો સંયમનો ગુણ એમની આ કૃતિને શોભાવે છે. એમાંનું બીજાઓ સાથે લેખકનું પોતાનું મનોવિશ્લેષણ અને આત્મનિરીક્ષણ પણ કૃતિનું ઉજ્જ્વળ પાસું છે. બીજી બાજુ, શ્રી નાનાભાઈ ભટ્ટની આત્મકથા 'ઘડતર અને ચણતર' પણ સમકાલીન સાંસ્કારિક જીવનના પ્રવાહો આલેખે છે અને રસસભર આત્મકથા તરીકે સંતર્પે છે. એમાં આપણા એક ઉચ્ચ કોટિના કેળવણીકારની આત્મશ્રી પ્રતિબિંબિત થઈ છે, જે આપણા હૃદયને બળવંત બનાવી પ્રેરણા આપે છે. એમાંનો કેળવણીમાં નવી દિશા ખોલનાર દક્ષિણામૂર્તિ સંસ્થાના જન્મ-ઘડતરનો ઇતિહાસ અતિ ઉપયોગી છે.

શ્રી કનૈયાલાલ મુનશીની અગાઉ પ્રસિદ્ધ થઈ ચૂકેલી 'અડધે રસ્તે' અને 'સીધાં ચઢાણ' એ આત્મકથાના બે ભાગના અનુસંધાનમાં આ દાયકે પ્રકટ થયેલો એનો ત્રીજો ભાગ 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' એની ભાવનામયતાથી જબરું આકર્ષણ જમાવે છે. લેખકનું ધ્યેય જાણે એને સર્જનાત્મક ઓપ આપવાનું હોય એમ સતત લાગ્યા કરે છે. એમાં ઝિલાયેલાં બાહ્ય સૃષ્ટિનાં પ્રતિબિંબો અને સ્મરણોની માળા પણ બનાવે છે. તેમ છતાં ૧૯૨૩ થી ૧૯૨૬ના ત્રણચાર વર્ષની જ પોતાની જીવનકથા રજૂ કરતી આ કૃતિ એની વેગપૂર્ણ શૈલીથી, નવલકથા જેવી રસમય કલાત્મકતાથી, નાજુક પ્રસંગોના નિરૂપણમાં જળવાતી ઊંચી કક્ષાથી, હૃદયયુદ્ધના ગૌરવપૂર્ણ આલેખનથી આપણી એક યાદગાર આત્મકથા બની રહે છે. તો એ સાથે જ સ્મરણે ચડી આવે એવી છે શ્રી ચંદ્રવદન મહેતાની આત્મકથા 'બાંધ ગઠરિયાં' (૧-૨) અને 'છોડ ગઠરિયાં.' આપણા એક

રસિક સર્જકની આ કૃતિ છે, જે કવિ છે, નાટ્યકાર છે, ગુજરાતી રંગભૂમિના સ્વપ્નશિલ્પી છે. આત્મકથાથી એટલે જ ગુજરાતની રંગભૂમિ અળગી રહેતી નથી, અને એનાં વર્ણનોમાં અને એના સંવાદોમાં ચંદ્રવદનનો કવિ–નાટ્યકારનો જીવ ઝળકયા વિના રહેતો નથી. અહીં પણ લેખકના ઘડતરની કથા છે, એમાં કેટલાક કોમળ પ્રસંગોનું નિરૂપણ છે, આકર્ષક શબ્દચિત્રો છે. વિનોદ છે, વિવિધ રસોનું આસ્વાદન છે, વિગતોનો સંભાર છે અને વિશાળ અનુભવોની સૃષ્ટિ છે. વિવિધ છટાઓ ધારણ કરી લાડકું બનતું ચંદ્રવદનનું ગદ્ય આ કૃતિનું એક અવિસ્મરણીય અંગ છે. ઈ. સ. ૧૯૪૯માં જીવનસ્મરણોની આપકથા 'જીવનપંથ' આપ્યા પછી શ્રી ધૂમકેતુએ ૧૯૫૬માં એનો બીજો ખંડ 'જીવનરંગ' નામે પ્રકટ કર્યો છે. પોતાનો અભ્યાસકાળ, નવલિકાની પ્રાપ્તિ અને એ ક્ષેત્રે થયેલી પ્રગતિ, 'તણખા'નું પ્રકાશન અને એને મળેલો આવકાર વગેરેનું નિરૂપણ સંસ્મરણોની ભૂમિમાં કરેલા લેખકના પર્યટન સમાન તાજગીપ્રદ છે.

આ સિવાય પણ નાનીમોટી કેટલીક આત્મકથાઓ આ દાયકે પ્રકટ થઈ છે. અડગ ધ્યેયનિષ્ઠાવાળા શ્રી ચાંપશીભાઈ ઉદ્દેશીનું 'સ્મૃતિસંવેદન', શ્રી ભરતરામ મહેતાનું 'મારી સાહિત્યસેવા', શ્રી મથુરદાસ ત્રિકમજીની આંતર મનોમંથનને વિશેષ મહત્ત્વ આપતી લઘુ આત્મકથા 'આત્મનિરીક્ષણ', શ્રી છોટાલાલ ન. ભટ્ટનું 'આત્મવૃત્તાન્ત', શ્રી રાવજીભાઈ પટેલનાં 'જીવનનાં ઝરણાં–૨', શ્રી. છ. હ. પંડ્યાનો 'મારો સંક્ષિપ્ત જીવનવૃત્તાંત', શ્રી વીરજી ગં. માહેશ્વરનું 'હિંડોળા'—આ સઘળી કૃતિઓ વૃત્તાંત કે સ્મરણરૂપે લખાઈ છે. જોકે શ્રી ચાંપશીભાઈની આત્મકથા અકબંધ આત્મચરિત્ર જ છે, પણ એનો પથારો મોટો છે, અને એ એની મર્યાદા પણ બની રહે છે. આ સઘળી આત્મકથાઓમાં, આગળ કહ્યું છે તેમ, ગાંધીજીની આત્મકથાને માનદંડ તરીકે લઈએ તો, બધી ઊણી ઊતરે છે. તેમ છતાં પોતપોતાની રીતે એ સર્વ લેખકોએ પ્રવાહદર્શન કરાવવા સાથે કે સમાજચિત્ર આલેખવા સાથે પોતાના ભીતરને પણ સંનિષ્ઠાપૂર્વક પ્રકટ કરવા પ્રયત્ન કર્યો છે. જ્યાં એ પ્રગટ થઈ શક્યું છે ત્યાં લેખક વિજયી બન્યા છે. જ્યાં હાસ્યરસ અને નાટકીય તત્ત્વો પ્રતિ વિશેષ ઝોક દેવાયો છે ત્યાં આત્મકથાનું શુદ્ધ સ્વરૂપ હણાયું છે. રાજકારણ, શિક્ષણ, સાહિત્ય, પત્રકારત્વ, સમાજજીવન–એમ અનેકવિધ ક્ષેત્રોની વ્યક્તિઓએ લખેલી, આ દાયકાની આત્મકથાઓ આપણા જીવનપ્રવાહોની વિવિધ સેરો દર્શાવવા સાથે માનવજીવનના ખમીરનું પણ અનન્ય ચિત્રણ આપે છે.

## અનુવાદો

આપણા ચરિત્રવિભાગમાં સ્થાન પામતા અનેક ભાષાઓમાંથી પ્રાપ્ત થયેલા અનુવાદોની સંખ્યા, તેમ ચરિત્રનાયકો અને આત્મકથા-લેખકોની સૃષ્ટિનું વૈવિધ્ય પણ ઓછું નથી. સાહસિક યંત્રવિદ્‌નો ચિતાર આપતી 'યંત્રરસિયો હેન્રી ફોર્ડ' (અનુ. મગનભાઈ નાયક), રશિયાની પરિસ્થિતિ આલેખતી 'લેનિન' (શ્રીકાન્ત ત્રિવેદી), અમેરિકાના રાજકારણમાં ભાગ ભજવનાર 'જેફરસનની જીવનકથા', 'જ્યોર્જ વૉશિંગ્ટન' (શ્રીકાન્ત ત્રિવેદી), અબ્રાહમ લિંકન (જયા ઠાકોર), 'માનવતાની દેવી' (શ્રીકાન્ત ત્રિવેદી) અને માદામ ક્યૂરી (બળવંતરાય મહેતા)—આ સર્વ જીવનકથાઓના અનુવાદો આપણા ચરિત્રસાહિત્યમાં આવકારપાત્ર ઉમેરણો છે. એમાં જુદા જુદા લેખકોએ લખેલાં એકની એક વ્યક્તિઓનાં ચરિત્રો પણ પ્રકટ થયાં છે. ઉ. ત. જ્યોર્જ વૉશિંગ્ટનના ફોસ્ટર ગીનીવીએચકૃત ચરિત્રનો અનુવાદ શ્રીકાન્ત ત્રિવેદીએ આપેલો છે; તો એ જ વ્યક્તિના જેનેટ ઈસ્ટનકૃત ચરિત્રનો અનુવાદ ત્ર્યંબક મહેતાએ પ્રકટ કર્યો છે.

પૂર્વની વ્યક્તિઓ વિશે પશ્ચિમના લેખકોએ લખેલી ચરિત્રકૃતિઓમાં રોમાં રોલાંનું 'રામકૃષ્ણ પરમહંસ' (અનુ. ચંદ્રશંકર શુક્લ) ધ્યાન ખેંચે છે. લૂઈ ફીશરની 'ગાંધીજીની જીવનકથા'નો શ્રી સોમાભાઈ પટેલ અને શ્રી મગનભાઈ નાયકે અનુવાદ સુલભ કરી આપ્યો છે; અને ગાંધીજીવનના કેટલાક અતિ મહત્ત્વના પ્રસંગોથી આપણને પરિચિત કર્યા છે. ટૉલ્સ્ટૉય સાથેનો પત્રવ્યવહાર કે રોમાં રોલાંની મુલાકાત એનાં આગવાં આકર્ષણો છે. ઘનશ્યામદાસ બિરલાકૃત 'મહાત્માજીની છાયામાં' (અનુ. મણિભાઈ દેસાઈ) સ્વાતંત્ર્ય લડતના અંતિમ તબક્કાનો વિગતપ્રચુર આલેખ આપે છે. હિંદીમાંથી 'બાપુની છાયામાં' (લે. બલવંતસિંહ)નો અનુવાદ ગાંધીજી સાથે ગાળેલાં સ્મરણો વર્ણવે છે, તો 'બાપુને પગલે પગલે' (લે. રાજેન્દ્ર-પ્રસાદ—અનુ. ફકીરભાઈ વોરા) પણ ગાંધીજીનાં પુનિત સંસ્મરણો, પોતાની જાતને વચ્ચે લાવ્યા વિના, આલેખે છે. હિંદીમાં લખેલાં શ્રી રામનારાયણ ચૌધરીનાં ગાંધીજી વિષયક સંસ્મરણોનો બીજો અનુવાદ 'બાપુ—મારી નજરે'માં પ્રાપ્ત થાય છે. શ્રી ગુરુદયાલ મલ્લિકની 'ગાંધીજી સાથે જીવનયાત્રા' પણ પ્રેરક બને એવી કૃતિ છે. ગુજરાતીમાં જ નહિ, જગતની ભાષાઓમાં વિલસતી મહાપુરુષ ગાંધીજીની છબિ, અંતે તો પુણ્યાત્માના આભ જેવા ઊંડાણની જ ઝાંખી કરાવે છે ને!

ધર્માનંદ કોસંબીકૃત 'ગૌતમ બુદ્ધ'(અનુ. ગોપાળરાવ કુલકર્ણી)નો મરાઠીમાંથી થયેલો અનુવાદ કેટલીક દઢ માન્યતાઓને પાયા વિનાની ઠેરવી એ સમયની શ્રદ્ધેય માહિતી પૂરી પાડે છે. આપ્ટે ગુરુજીકૃત 'સ્વરાજ્યના માર્ગદર્શક ટિળક'(અનુ. ગોવિંદદાસ ભાગવત)નો અનુવાદ ટિળકના જીવનનાં અનેક પાસાંને રજૂ કરે છે, તો 'સાક્ષાત્કારને પંથે તુકારામ' (વા. મ. જોશી) સંતનો વિકાસક્રમ રજૂ કરે છે. સુશીલા નય્યર લિખિત 'અમારાં બા' (અનુ. વનમાળા પરીખ), ઉપરાષ્ટ્રપતિ સર્વપલ્લી રાધાકૃષ્ણન (શારદાપ્રસાદ વર્મા), સ્વામી ભાસ્કરાનંદ (સુરેન્દ્રનાથ મુખોપાધ્યાય–અનુ. નાજુકલાલ ચોકસી), કેળસ્કર લિખિત 'શિવાજી છત્રપતિ'નો ચૂ. વ. શાહનો અનુવાદ તેમ જ આત્મકથાઓમાં હેલન કેલરની આત્મકથા (અનુ. જયંતી દલાલ), કાબરલરની આત્મકથા, (અનુ. વાસુદેવ મહેતા), જીવનસ્મૃતિ (ટાગોર–અનુ. રમણલાલ સોની), અબ્રાહમ લિંકનના ચરિત્રલેખકની આત્મકથા 'રણવગડે ઉછરેલો છોકરો', અખબારનવીસની આપવીતી (વિલિયમ એલન વ્હાઇટ)—આ સઘળી અનૂદિત કૃતિઓ આપણી પ્રજાને એક યા બીજી રીતે પ્રેરક બનશે. કેટલીક નાનકડી કૃતિઓ અને તદ્દન ખૂણેખાંચરે રહી ગયેલા અનુવાદોની પૂર્ણ યાદી આપવી શક્ય નથી.

■

# નિબંધ અને નિબંધિકા

હવે આપણે નિબંધ તરફ વળીએ ગંભીર ચર્ચા કે શાસ્ત્રીય વિષયોના નિરૂપણ અંગે અહીં નિબંધ શબ્દનો પ્રયોગ કર્યો છે હળવા નિબંધો માટે આપણે ત્યાં નિબંધિકા કે લલિત નિબંધ હવે પ્રચલિત બનતો જાય છે ગંભીર અને વ્યવસ્થિત ચર્ચાના લેખોને આપણે, સામાન્ય રીતે, નિબંધો તરીકે ઓળખીએ છીએ, અને એ રીતે આપણું ઘણુંખરું લેખસાહિત્ય આ વિભાગમાં સ્થાન પામે તેમ છતાં, વિષયને કેન્દ્રમાં રાખીને પણ આપણે દશકાના સાહિત્યનું પ્રવાહદર્શન આગળ કર્યું છે, અને હવે પછી ધર્મ–તત્ત્વજ્ઞાન–ચિંતન વિભાગ નીચે એના પ્રવાહો પણ અવલોકીશું એટલે આગળ નિર્દેશાયેલાં કે હવે પછી અન્ય વિભાગ નીચે ઉલ્લેખ પામનાર પુસ્તકો વિશે અહીં લખવાનો ઉપક્રમ રાખ્યો નથી એથી પુનરુક્તિ ટાળવાનો જ આશય છે આગળ, વિવેચન–વિભાગમાં, એવા અનેક નિબંધો છે, જેમને માત્ર સ્વરૂપદૃષ્ટિએ જોઈએ તો અહીં સ્થાન આપવું જોઈએ. કોઈપણ વિવેચક વ્યવસ્થિત—મુદ્દાસરના ગંભીર લખાણને—લેખને—નિબંધ તરીકે આપણે ઓળખાવતા હોવાથી આગળ ઉલ્લેખેલ આનંદશંકરના 'વિચારમાધુરી'ના લેખોથી આરંભી નવતર વિવેચકના વિવેચનલેખોને આપણે ફરીથી અહીં સ્મરવા જોઈએ પરંતુ આટલી સ્પષ્ટતા પછી વિવેચન વિભાગ અને તત્ત્વજ્ઞાન–ધર્મ–ચિંતન જેવા વિભાગોમાં ઉલ્લેખાયેલ કૃતિઓને અહીં સ્થાન આપ્યું નથી

આ વિભાગ, અત્યંત વ્યાપક રીતે જોતાં, અનેક લેખસંગ્રહોથી સમૃદ્ધ છે ગૃહસંસાર અને સમાજજીવન, તત્ત્વચર્ચા અને કલા, કેળવણી અને સાહિત્ય, પ્રકૃતિપ્રેમ અને સંસ્કૃતિ, ધર્મ, સત્યાગ્રહ અને ભૂદાન—એમ અનેકાનેક વિષયોની ચર્ચા નિબંધોના રૂપમાં પ્રાપ્ત થાય છે સાહિત્યવિવેચન અને તત્ત્વજ્ઞાન જેવા વિભાગો તો, આગળ કહ્યું તેમ, જુદા દર્શાવ્યા છે એક યા બીજે પ્રસંગે અપાયેલાં વ્યાખ્યાનો પણ નિબંધના જ દાવાનાં હોઈ એમની સ્વરૂપ તરીકે જુદી ગણના કરી નથી કારણ, વિવેચનવિભાગમાં પણ એવા કેટલાય વ્યાખ્યાનસંગ્રહો છે, જેમાં સાહિત્યતત્ત્વ, સાહિત્યકૃતિ, સાહિત્યકાર કે

સાહિત્યપ્રવાહોની ચર્ચા છે; અને એટલે જ એવાં વ્યાખ્યાનો એ વિભાગમાં નિર્દેશ્યાં છે. અને એ રીતે અન્ય વિષયોની બાબતમાં પણ. બાકીનાંને અહીં સમાવી લેવાનું ઉચિત ગણ્યું છે.

આ દાયકામાં આપણા એક ઉત્તમ નિબંધકાર શ્રી કાકાસાહેબ કાલેલકરના કેટલાક લેખસંગ્રહો પ્રગટ થયા છે: જીવનપ્રદીપ, જીવનચિન્તન, ધર્મોદય અને અવારનવાર. 'જીવનપ્રદીપ' ગીતાવિષયક પ્રકીર્ણ લેખોનો સંચય હોવા છતાં એ સુસંકલિત છે. 'જીવનચિન્તન' લેખકની ધર્મજીવન, પ્રાર્થના, સત્ય, અહિંસા વગેરે વિષયો પરની વિચારણા રજૂ કરતા ૮૫ લેખોનો સંગ્રહ છે; તો 'ધર્મોદય'માંના નિબંધો પ્રસંગોમાંથી જીવનને સ્પર્શતા ધર્મસંસ્કાર સ્પષ્ટ કરે છે. 'અવારનવાર' કેટલાંક પ્રાસંગિક લખાણો અને વિવિધ વિષયો પરના લેખોને સંગ્રહે છે; એમાંના કેટલાક ઇતર ભાષાઓના એમના લેખો અહીં અનુવાદ દ્વારા પ્રાપ્ત થાય છે. આ સર્વમાં કાકાસાહેબની તાજગીભરી રમણીય ગદ્યશૈલીનો આપણને આસ્વાદ મળે છે, અને એ નિબંધો ચિન્તક કાકાસાહેબનો પણ પરિચય આપી રહે છે.

શ્રી રામનારાયણ પાઠકના 'મનોવિહાર'માં ભિન્ન ભિન્ન વિષયો—પછી એ તત્ત્વચર્ચાના હોય કે કલા કે સ્થળવિષયક, સંસ્મરણાત્મક હોય કે આપણા લોક કે સ્ત્રીજીવનને લગતા—પરના લેખો હોવા છતાં લેખકના એ મનનવિહારમાં ગાંધીયુગના તેજસ્વી ચિન્તનની મુદ્રા ઊપસે છે. એમનો 'પ્રેમ' પરનો એક જ લેખ વાંચીએ તોપણ આપણા એ સમતોલ દૃષ્ટિવાળા વિચારકની મૂર્તિ ખડી થયા વિના રહેતી નથી. એમાંના કેટલાક લેખો વિચારના વૈભવથી ભર્યાભર્યા છે, અને લેખકની જલ જેવી પુનિત શૈલી આપણને ભીંજવી રહે છે.

શ્રી ઉમાશંકર જોશીના લઘુ નિબંધો ('સંસ્કૃતિ'નાં પ્રથમ પૃષ્ઠ) 'ઉઘાડી બારી'માં સંગ્રહાયા છે; વિદ્યા, કલા અને રંગભૂમિથી કેળવણી અને લોકશાહી સુધીના વિવિધ વિષયો પરના લેખકના મનનીય અને પ્રેરણાદાયી વિચારો આપણને સંસ્કૃત કરે છે. ગુજરાતી ગદ્યની આકર્ષક લઢણો, વક્તવ્યને સ્પષ્ટતાથી વ્યક્ત કરતાં સમુચિત સૌન્દર્યરસિત વાક્યો અને સમગ્રપણે જન્મતું પ્રસન્નચારુ વાતાવરણ—આપણા આ નિબંધકારની ગદ્યશૈલી ગુજરાતી ગદ્યની વિકાસયાત્રાનું મધુર દર્શન કરાવે છે. સ્વામી આનંદના સામયિકોમાં પ્રગટ થતા લેખોએ આપણને તળપદી સુગંધથી મહેકતી નવા જ વળોટવાળી ગદ્યશૈલી આપી છે એનો પણ અહીં ઉલ્લેખ કરવો જોઈએ. કાલેલકર,

મશરૂવાળા, રામનારાયણ; ઉમાશંકર, સ્વામી આનંદ જેવા નિબંધલેખકો દ્વારા ગુજરાતી ગદ્યની વિવિધ લીલાઓ પ્રગટ થઈ છે, અને ભાષાની અભિવ્યક્તિની ક્ષમતાનો આહ્લાદક પરિચય એ દ્વારા થાય છે.

શ્રી વિદ્યાબહેન નીલકંઠકૃત 'જ્ઞાનસુધા'માં કેળવણી, સાહિત્ય, સમાજ જેવા વિષયોને આવરતા લેખો છે. 'જીવનદીપ'માં શ્રી ઈશ્વર પેટલીકરે ગૃહસંસાર, સમાજજીવન અને અંગત જીવન વિશેના તેત્રીસ નિબંધો આપ્યા છે; અને 'આપણે ફરી ન વિચારીએ?'માં શ્રી ગુણવંતરાય આચાર્યે રાષ્ટ્રના વિવિધ પ્રશ્નો—આર્થિક, સામાજિક, રાજકીય—ચર્ચ્યા છે, અને ચૂંટણીથી પંચવર્ષીય યોજના પર પોતાના નીડર વિચારો વ્યક્ત કર્યા છે.

## નિબંધિકા અને હાસ્યરસની કૃતિઓ

અગંભીર મનોવૃત્તિથી લખાયેલા નિબંધો આપણે ત્યાં નિબંધિકા (કે નિર્બંધિકા) નામથી ઓળખાય છે. આ પ્રકારનાં લખાણો લલિત નિબંધની કોટિમાં આવે; એમને માટે 'લઘુ નિબંધ' શબ્દ પણ પ્રયોજાયો છે. નામ ગમે તે આપીએ, એમાં ગંભીર વિચારોના ક્રમિક નિરૂપણને સ્થાને એક પ્રકારનું રસલક્ષી વાતાવરણ છવાયેલું હોય છે, અને એમાં ઉચ્ચતા જળવાઈ રહી હોય તો સર્જક-નિબંધ તરીકે એ આપણું મન હરી લે છે. એમાં વિનોદનું—હાસ્યનું તત્ત્વ સુપેરે પ્રવેશેલું દેખાય છે. નર્મ, મર્મ અને કટાક્ષ તેમ જ હાસ્યના વિવિધ પ્રકારોનો એમાં આશ્રય લેવાય છે. પણ વિરલ અપવાદો બાદ કરતાં આપણે ત્યાં કટાક્ષ, ઉપહાસ કે સ્થૂળ હાસ્ય જન્માવતા ટુચકાઓ આ પ્રકારના લેખોમાં વિશેષ જોવા મળે છે. લેખક વિચિત્ર દલીલો કરીને, વિવિધ પ્રકારના તર્કમુદ્દાઓનો આશ્રય લઈને કે ક્વચિત્ પોતાની જાતને હાસ્યાસ્પદ બનાવીને એમાંથી હાસ્ય જન્માવતો હોય છે. નર્યા શબ્દશ્લેષ કે અક્ષરોના સ્થાનપલટાથી હાસ્ય તો જન્મે છે, પણ એનો સમાવેશ ચાતુરીમાં કરી શકાય. હાસ્યલક્ષી ટુચકાઓ વિશેષ માત્રામાં આપતા જવાથી પણ એથી ઉપરવટ ન જઈ શકાય. સમગ્ર લેખમાંથી એક પ્રકારની પ્રસન્નતા ફોરતી રહે તો એમાં સર્જક-નિબંધની સિદ્ધિ છે. આપણે ત્યાં નિબંધિકાનો લેખક માનવસ્વભાવનાં દંભ અને પોકળતા ખુલ્લાં કરી એના પર કટાક્ષ કરતો, રોજ-બ-રોજના જીવનમાંથી પ્રસંગો વીણી લઈ એમાંથી હાસ્ય નિષ્પન્ન કરતો કે માનવસ્વભાવની અવળચંડાઈની અને એની નિર્બળતાની વિવિધ રીતે રમૂજ કરી હાસ્ય જન્માવતો દેખાય છે, અને એ રીતે આપણું કેટલુંક લઘુ નિબંધનું—નિબંધિકાનું સાહિત્ય સારી રીતે ફાલ્યુંફૂલ્યું છે.

આ સ્વરૂપમાં આપણે ત્યાં શ્રી જ્યોતીન્દ્ર દવેનું અર્પણ ચિરસ્મરણીય રહેશે ગયે દાયકે જ્યોતીન્દ્ર, મસ્તફકીર, નવલરામ ત્રિવેદી, વિજયરાય, બેકાર, મુનિકુમાર, મૂળરાજ, 'નકીર' વગેરેની કલમો આ પ્રકારના સ્વરૂપના સાહિત્યમા આસ્વાદવા મળેલી ઉમાશંકર, મનસુખલાલ, ભગવત ભટ્ટ, નગ્વરલાલ બૂચ, રમણલાલ મહેતા, બકુલ ત્રિપાઠી ચિનુભાઈ પટવા, પ્રમોદ જોશી લાભુબહેન મહેતા વગેરેએ પણ કટાક્ષાત્મક અગભીર–વિનોદપ્રધાન નિબધિકાઓ રચ્યાં છે

આ દશકના લઘુનિબધોના લેખકોમાં શ્રી જ્યોતીન્દ્ર સિવાયના બીજા ચાર લેખકો સૌથી વિશેષ ધ્યાન ખેચે છે. ઉમાશંકર જોશી, ચિનુભાઈ પટવા, બકુલ ત્રિપાઠી અને વિનોદિની નીલકંઠ 'ગોષ્ઠિ' એ ઉમાશંકરની નિબધિકાઓનો સગ્રહ છે એમાંનો કોઈ નિબધ અગત છે તો મેઘાણીભાઈ જેવા કોઈક ચરિત્રાત્મક છે કોઈ અહેવાલરૂપ ('અમદાવાદ') છે, તો કોઈક વ્યાખ્યાન પણ છે એમાનુ હાસ્ય પ્રસન્નમધુર છે અને વાચકની સાથે અનૌપચારિક વાતચીત થતી હોય એવુ એમનુ સ્વરૂપ છે એમાં ગભીર વિચારની નાનકડી સેર આડી રિમતરેખાઓ ચમકાવતી વિનોદલહરીઓ વચ્ચે વહીને લેખોને લલિત નિબધની ઊચી કક્ષાએ મૂકી આપે છે 'ધી મગલાષ્ટક લિમિટિડ', 'મિત્રતાની કલા,' 'પરીક્ષા' જેવી કૃતિનો આસ્વાદ વાચકને પ્રસન્ન કર્યા વિના નહિ રહે શ્રી ચિનુભાઈ પટવાએ 'પાનસોપારી,' 'ફિલસૂફિયાણી,' 'ચાનો, સજોડે સુખી થઈએ' 'અમે અને તમે' એ વિનોદપ્રધાન કૃતિઓના સગ્રહ પ્રકટ કર્યા છે 'ગુજરાત સમાચાર' દૈનિકમા 'ફિલસૂફ'ના તખલ્લુસથી એ વર્ષોથી નિયમિતપણે 'પાનસોપારી'ની કટારો લખે છે આપણા કુટુબજીવનના અને સામાજિક વ્યવહાર તેમજ રોજ-બ-રોજના જીવનમાથી પ્રસગો વીણી લઈને તેમાથી એ વિનોદની સામગ્રી પીરસે છે, કહો કે એમાંથી જ એ હાસ્ય પ્રગટાવે છે એવા બનાવોને તેઓ આકર્ષક રીતે—હળવી રીતે રજૂ કરે છે ખાસ કરીને અમદાવાદના સમાજજીવન પર આ 'ફિલસૂફ'ની દૃષ્ટિ વેધક રીતે ફરતી જણાય છે અને એને દેખાતી માનવવર્તનની અસગતિ કે વિલક્ષણતા હાસ્ય રૂપ પામે છે માનવસ્વભાવની વિલક્ષણતાને તેઓ અત્યત રસમય રીતે વ્યક્ત કરી શકે છે આવા લેખોનુ ભયસ્થાન પ્રાસગિકતા છે તેમ છતા આવા લેખો જ્યારે નિર્દોષ વિનોદથી રસમડિત થયા હોય છે ત્યારે એ મર્યાદાથી મુક્ત રહેતા પણ દેખાય છે લેખક પાસે વિચક્ષણ કહેવાય એવી અવલોકનશક્તિ છે, અને વિનોદયુક્ત વાતાવરણ ઉપસાવવામા એનો ફાળો પણ નાનોસૂનો નથી શ્રી બકુલ ત્રિપાઠી પણ

આપણી યુવાન પેઢીના અચ્છા હાસ્યકાર છે. 'સચરાચરમાં' એમની ૩૦ નિબંધિકાઓ ગ્રંથસ્થ થઈ છે. એ પણ 'ગુજરાત સમાચાર'માં 'સોમવારની સવારે' નિયમિત વિનોદ-કૃતિઓ આપે છે. 'સચરાચરમાં'નું શીર્ષક જ નિબંધિકાના વિશાળ વિષયવ્યાપનો ખ્યાલ આપે છે. એમાં લગ્નની મોરો, શરદીનો દરદી, હાથ જોવાની કળા, ઊંઘ અને ઉનાળો કે એક જેવા વિવિધ વિષયો લઈને લેખકે વિનોદપ્રધાન લઘુનિબંધો સર્જ્યા છે. શ્રી જ્યોતીન્દ્ર દવે પછી, સ્વરૂપ અને શૈલી પરત્વે, શ્રી બકુલ ત્રિપાઠી આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. શ્રી જ્યોતીન્દ્રની હાસ્યશૈલીનાં કેટલાંક લક્ષણો શ્રી ત્રિપાઠીમાં પણ સુભગ રીતે ઊપસી આવતાં દેખાય છે. 'નિજાનંદ' એ શ્રી વિનોદિનીબહેન નીલકંઠની નિબંધિકાઓનો સંગ્રહ છે. એમાં પ્રવાસધામોનાં વર્ણનો ઉપરાંત સ્મરણોનું પણ આલેખન છે, અને કેટલીકવાર ડોકાઈ જતું કાવ્યત્વ, નિજાનંદે સર્જેલા આ લઘુનિબંધોને, વિશેષ આસ્વાદ્ય બનાવે છે. આ ચાર નવીન કલમો સાથે 'ત્રીજું સુખ'માં શ્રી જ્યોતીન્દ્ર દવેની સિદ્ધ કલમનાં પણ દર્શન થાય છે. 'રંગતરંગ'નું મર્મ અને બુદ્ધિલક્ષી, સૂક્ષ્મ અને ક્વચિત સ્થૂળ તત્ત્વોવાળું હાસ્ય અહીં પણ છે. એમની આ પ્રકારની શક્તિને હજી આપણે ત્યાં બીજું કોઈ આંબી શક્યું નથી એ આ લેખકની આ ક્ષેત્રમાંની શ્રેષ્ઠતાનું સૂચક છે.

શ્રી રમેશ મ. ભટ્ટે 'મોજ, મજાહ અને મહેફિલ'માં કેટલાક વિનોદભર્યા પ્રસંગો દ્વારા વિનોદની મોજમજા કરાવી છે, તો શ્રી રંભાબહેન ગાંધીએ 'તીર અને તુક્કા'માં સામાજિક કટાક્ષલેખો સંઘર્યા છે. શ્રીમતી ગાંધી, મોટે ભાગે, શહેરીજીવનના સ્ત્રી-પુરુષજીવનની ત્રુટિઓ પર કટાક્ષનાં બાણ ફેંકે છે. એમાં કેટલીકવાર ઉપદેશ પણ પ્રવેશતો દેખાય છે. 'પંચાજીરી'માં શ્રી રમણલાલ છો. મહેતાએ વિનોદલક્ષી કૃતિઓ આપી છે. એમની સ્વૈરવિહારી શૈલી અને માનવસ્વભાવ પર આધારિત એમનુ નિર્દંશ હાસ્ય એમના હાસ્યલેખોને આસ્વાદ્ય બનાવે છે. એમાં સાહિત્યલેખકોની નિર્બળતા પર કટાક્ષ કરતી લેખકે લેખમાળા જ આપી છે! 'હાસ્યસાધના'માં શ્રી પ્રસન્નહંસે હાસ્યલક્ષી ટુચકાઓ રજૂ કર્યા છે. એ આપણને હળવું વિનોદયુક્ત વાચન પૂરું પાડે છે. પણ આ પ્રકારની કૃતિઓમાં અક્ષરોના સ્થાનપલટા કરીને કે સહેજ અમસ્તી મજાક દ્વારા જાણે હાસ્યરસ નિષ્પન્ન થઈ જતો હોય એમ લેખક માની લેતા હોય એમ લાગે છે. રમૂજભર્યા પ્રસંગોના નિરૂપણથી વિશેષ એમાં ભાગ્યે જ કશું સિદ્ધ થતું હોય છે. શ્રી હરિપ્રસાદ વ્યાસે પણ 'પોથીમાંનાં રીંગણાં'માં કેટલાક વિનોદલક્ષી પ્રસંગો આલેખ્યા

છે. એમાં માનવસ્વભાવનાં દંભ અને પોકળતા પર લેખક કટાક્ષ પણ કરી લે છે. આ હળવા નિબંધો અત્યુક્તિઓમાં વિશેષ રાચતા હોઈ કૃત્રિમતા એનું મોટું ભયસ્થાન બને છે. શ્રી ચુનીલાલ મડિયાના ('સંસ્કૃતિ'માં 'વક્રગતિ' તખલ્લુસથી લખાયેલા લેખો) 'ચોપાટીને બાંકડે'થી પણ આ વિભાગમાં સ્થાન પામી શકે. એમાંના હળવી પણ કટાક્ષાત્મક શૈલીના પ્રસંગોચિત લેખોએ વાચકોનું સારું આકર્ષણ જમાવેલું.

હાસ્યકથાઓ, હાસ્યપ્રસંગો તેમ જ નિબંધિકાઓના સંચયો પણ આ દાયકે પ્રકટ થયા છે. શ્રી મીનુ દેસાઈ અને શ્રી રમણલાલ શાહે 'શ્રેષ્ઠ નિબંધિકાઓ'માં ૧૮ ગંભીર, કટાક્ષયુક્ત, વિનોદપ્રધાન નિબંધિકાઓ સંગ્રહી છે. શ્રી રમણભાઈ નીલકંઠથી શ્રી બકુલ ત્રિપાઠીનાં આ પ્રકારનાં લખાણોમાં સંપાદકોએ વિષયવૈવિધ્યને પણ લક્ષમાં રાખેલ છે. આરંભે 'નિબંધ અને નિબંધિકા' વિશે ટૂંકો અભ્યાસલેખ છે, પણ એમાં નિબંધિકાના આપણે ત્યાં થયેલા વિકાસની રૂપરેખા આપી હોત તો કૃતિની મૂલ્યવત્તામાં ઉમેરો થાત. એ જ રીતે શ્રી બિપિનભાઈ ઝવેરીએ 'હાસ્યકથાઓ' અને 'ગુજરાતી સાહિત્યમાં શ્રેષ્ઠ હાસ્યપ્રસંગો'ના સંગ્રહ પ્રકટ કર્યા છે. શ્રી નવનીત સેવકે શ્રી નવલરામ પંડ્યાની 'ભટનું ભોપાળું' નાટ્યકૃતિને વાર્તારૂપમાં મૂકી આપી છે.

આપણાં દૈનિક પત્રોની કટારોમાં પણ નિયમિતપણે હાસ્ય–કટાક્ષાત્મક લખાણો પ્રગટ થતાં રહે છે. એમાં પત્રકારી લખાણ હોઈ એના વિષયોમાં પ્રાસંગિકતાના અંશો વિશેષ હોય છે, તેમ છતાં એ સર્વ વિષયોમાં ઘણા બધા રસ લેતા હોવાથી એ લખાણોને લોકપ્રિયતા પણ વિશેષ મળતી જોવા મળે છે. 'ફિલસૂફ', બકુલ ત્રિપાઠી, 'વક્રગતિ'નાં દૈનિક પત્રો કે સામયિકોમાં આવતાં આવાં લખાણો અંગે ઉપર નિર્દેશ કર્યો છે. 'પ્રિયદર્શી' નામે ડૉ. મધુસૂદન પારેખે પણ 'ગુજરાત સમાચાર'માં 'હું શાણો અને શકરાભાઈ' નામની હળવી વિનોદી લેખમાળા આરંભી છે.

શ્રી વિ. સ. ખાંડેકરનો હળવા નિબંધોનો સંગ્રહ 'હરિયાળી' શ્રી ગોપાળરાવ વિદ્વાંસે આપણને સુલભ કરી આપ્યો છે. લેખકના વિશાળ વાચન અને સંસ્કારની સૌરભ એ લેખોમાં પ્રસરેલી છે.

## પ્રવાસ

પ્રવાસનું આકર્ષણ એક યા બીજી રીતે હવે વધતું જાય છે અને એ માટેની તકો પણ પ્રમાણમાં વધતી રહી છે. એ ખરું કે વ્યાપારકુશળ ગણાતી ગુજરાતની પ્રજાએ એના વ્યાપાર–પ્રવાસો કે આ ધર્મપ્રિય જનતાએ પોતાની ધાર્મિક યાત્રાઓ ભાગ્યે જ પ્રવાસગ્રંથોમાં શબ્દબદ્ધ કરી છે. કાકાસાહેબ કાલેલકરે આ દ્વાર પૂર્ણપણે ખોલ્યું અને એ પછી ગુજરાતી લેખકો પોતાના પ્રવાસો ગ્રંથસ્થ કરવા તરફ વળ્યા. તેમ છતાં કાકાસાહેબની પ્રવાસકૃતિઓ આ પ્રકારના સાહિત્ય માટે હજી માનદંડ જેવી રહી છે એ હકીકતનો સ્વીકાર કર્યા વિના ચાલે એમ નથી. એટલું જ નહિ, કાકાસાહેબની પ્રથમ પ્રવાસકૃતિ ' હિમાલયનો પ્રવાસ ' આપણા પ્રવાસસાહિત્યમાં જ નહિ, કાકાસાહેબની પોતાની પ્રવાસકૃતિઓમાં પણ હજી વયે અને ગુણે અગ્રજ રહી છે. કાકાસાહેબ એ પછીની પ્રવાસકૃતિઓમાં પોતે પોતાને આંબી શક્યા નથી એ આ સ્વરૂપ માટે પણ ઘણું સૂચક છે.

આ દાયકે કાકાસાહેબે સ્પષ્ટ રીતે બે પ્રવાસ-પુસ્તકો આપ્યાં છે. હા, ' જીવનલીલા 'ને ત્રીજી કૃતિ તરીકે એમાં ગણાવી શકાય, પણ એ તો ' લોકમાતા 'ની જ સંવર્ધિત આવૃત્તિ છે. તેમ છતાં એમાં જીવન=જલની લીલાનું વૈવિધ્ય લેખકે વિશેષ દાખવ્યું છે—બીજાં એ પ્રકારનાં ચિત્રો ઉમેરીને આ સરિત્સ્તોત્રો કે જલસ્તોત્રોમાં કાકાસાહેબનો પ્રકૃતિપ્રેમ અને સંસ્કૃતિપૂજા, એમનો વિનોદ અને એમનું ચિંતન, એમની દેશભક્તિ અને એમની રમણીયચારુ શૈલી—આ સર્વનું મનોહર દર્શન થાય છે અને ભાવપ્રેરતાં અને ભાવવહતાં પ્રવાસચિત્રો તરીકે આપણને આકર્ષી રહે છે. ઉપર ઉલ્લેખેલી એમની બે પ્રવાસકૃતિઓ તે ' પૂર્વ આફ્રિકામાં ' અને ' ઉગમણો દેશ.' કેવળ દેશદર્શનના ઉદ્દેશને જ પ્રધાન ગણીને કાકાસાહેબ પૂર્વ આફ્રિકાના પ્રવાસે ગયેલા અને ' પેલી પારના પાડોશીઓ ' સાથે પાડોશીધર્મથી બંધાઈને પાછા આવ્યા. ત્યાં એમણે ધોધ જેવાં પ્રાકૃતિક દૃશ્યોનાં અને ગામડાંનાં દર્શન કર્યાં, વન્ય શ્વાપદોની અને આફ્રિકન નેતાઓની મુલાકાત લીધી, ત્યાંનાં ઘર અને ત્યાંની જનતા, એમનાં નૃત્યો અને એમની મહેચ્છા—આ

અને આવું બધું વિગતે જોયું, માણ્યું. હૈયું ઠારતી નીલોત્રી અને અભયારણ્ય, ગંભીરભવ્ય કિલિમાંજારો અને શાંતિધામ દારેસ્સલામ અને બીજાં અનેક આ પ્રવાસગ્રંથમાં રુચિર રીતે વર્ણવાયાં છે. આરણ્યક કાકાસાહેબનું દર્શન તૃપ્તિકર છે. ધર્મચિંતન અને વિનોદ આ પ્રવાસગ્રંથમાં પણ પોતાનું વિશિષ્ટ સ્થાન જાળવી રાખે છે. 'ઉગમણો દેશ' એ જાપાનનો પ્રવાસગ્રંથ છે, અને લેખકે ત્યાંની સંસ્કારયાત્રા અહીં વર્ણવી છે. જાપાની પ્રજાની વિશેષતાઓ અને ત્યાંનાં સૌંદર્યધામોનાં વર્ણનો, હળવાં ફોરાં જેવું ચિંતન અને પ્રવાહી કાવ્યાસ્વાદ કરાવતી ગદ્યશૈલી 'ઉગમણો દેશ'ને આપણા પ્રવાસસાહિત્યમાં માનવંતું સ્થાન આપે છે.

આ દાયકાની ત્રીજી આકર્ષક પ્રવાસકૃતિ તે ડો. ભોગીલાલ સાંડેસરાની 'પ્રદક્ષિણા.' આ કૃતિ કોઈ એક જ દેશના પ્રવાસ પૂરતી સીમિત નથી. આ પ્રવાસનો ઉદ્દેશ નર્યા દેશદર્શનનો પણ નથી. સાચી રીતે તો આ વિદ્યાયાત્રા છે, અને લેખકે એ નિમિત્તે યુરોપ, અમેરિકા, જાપાન અને અગ્નિ-એશિયાના દેશોનો કરેલો પ્રવાસ અહીં અત્યંત રસમય રીતે વર્ણવ્યો છે. પ્રાચ્યવિદ્યા, પ્રવાસના કેન્દ્રબિંદુમાં હોઈ, એની ફરફર સમગ્ર પુસ્તકને વિશિષ્ટ વાતાવરણથી રસાર્દ્ર બનાવે છે.

શ્રી અંબુભાઈ પુરાણીની 'ઇંગ્લેંડની સંસ્કારયાત્રા' અને 'પથિકનો પ્રવાસ', શ્રી રવિશંકર મહારાજની 'મારો ચીનનો પ્રવાસ', શ્રી દાદુભાઈ પટેલની 'યુરોપની વાટેથી,' શ્રી કપિલાબહેન મહેતાની 'મારી યુરોપયાત્રા,' શ્રી મણિલાલ પુરાણીની 'બ્રહ્મદેશદર્શન' જેવી પ્રવાસકૃતિઓ આપણા પ્રવાસસાહિત્યને સમૃદ્ધ કરે છે. એમાંની કેટલીકમાં ભારતીય દૃષ્ટિએ થયેલું અન્ય દેશોનું દર્શન માહિતીપ્રદ અને રુચિર છે. એમાં મહારાજશ્રીનો ચીનનો પ્રવાસ નૂતન ચીનદર્શનનો અનેરો ખ્યાલ આપે છે. શ્રી રવિશંકર રાવળે કરેલો વિયેના અને મોરક્કોનો પ્રવાસ—'દીઠા મેં નવા માનવી',—આપણને એક કલાકારના સંસ્કારદર્શનનો પરિચય કરાવે છે, અને ત્યાંના શિક્ષણ તેમ જ સંસ્કાર જેવા પ્રશ્નોના નિરૂપણ સાથે રશિયાના ક્રાંતિકારી વિકાસનું પણ રેખાદર્શન કરાવી રહે છે. શ્રી કાળુભાઈ બસિયાની પ્રવાસકૃતિ 'જગત પ્રવાસ-પ્રસાદી' લેખકની રશિયા, અમેરિકા, બ્રિટન, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલેન્ડ જેવા દેશોની આનંદયાત્રા મુગ્ધભાવે આલેખે છે અને તે તે દેશની માહિતી સંકલિતરૂપે રજૂ કરે છે. પરંતુ લેખક પાસે જેટલું ઉત્સાહનું બળ છે તેટલી નિરૂપણની ચોટ નથી.

ભારતનાં વિવિધ સ્થળોની યાત્રાવિષયક કે પ્રવાસવિષયક કૃતિઓનું પ્રમાણ પણ ઠીક કહી શકાય એવું છે. શ્રીમતી શાન્તાબહેન ચિમનલાલ કવિએ 'કાશ્મીર'માં ત્યાંના પ્રકૃતિવૈભવનો ખ્યાલ આપવા સાથે ઘણી ઉપયોગી માહિતી રજૂ કરી છે અને જોવાલાયક સ્થળોનું માહિતીપ્રદ 'પરિશિષ્ટ' પણ સાથે આપ્યું છે. શ્રી પ્રણવતીર્થનાં 'દક્ષિણકૈલાસદર્શન,' 'ઉત્તરાપથ' અને 'ચલો બદ્રિ કેદાર', શ્રી મણિલાલ પુરાણિકનું 'કેદારબદ્રિયાત્રા,' શ્રી નવનીત પારેખનું આલ્મોડાથી કૈલાસ સુધીના માર્ગનું, માહિતીસભર છતાં વિવિધ પ્રકૃતિદૃશ્યોના વર્ણનથી સોહતું, ઓછાવત્તાવાળું છતાં રસિક "કૈલાસદર્શન", અન્ય આનુવિષયક કેટલીક માહિતીપ્રદ પુસ્તિકાઓ તેમ જ શ્રી રસિકલાલ પરીખનો 'મારો હિમાલયનો પ્રવાસ' અને શ્રી હિંડિયા સુધાકરનું 'હિમાલય-યાત્રાના સંસ્મરણો,' શ્રી રમણલાલ શાહનું 'એવરેસ્ટનું આરોહણ,' શ્રીદલપતરામ મહેતાનું 'ભારતયાત્રા,' નવાં નગરો અને બંધયોજનાઓ વિશેનું પીતાંબર પટેલનું 'ભારતનાં નવાં યાત્રાધામો,' શ્રી વજુભાઈ દવેનાં 'પ્રવાસપરાગ' અને 'પ્રવાસપ્રસાદી' ઉપરાંત શ્રી છોટુભાઈ અનડાના 'પ્રવાસપત્રો,' શ્રી યશોધર મહેતાનાં 'શ્રીનંદા' અને '૪૪ રાત્રિઓ'—આ સર્વ પ્રવાસપુસ્તકો પ્રવાસીઓને એમાંની વિગતપૂર્ણ માહિતીથી ખૂબ ઉપયોગી થઈ પડે એમ છે. એમ તો, શુદ્ધ પ્રવાસકૃતિ ન કહેવાય છતાં 'રેવાને તીરે તીરે'માં શ્રી મંજુલાલ મજમુદારે પણ નર્મદાના રમણીય પ્રદેશની વિગતભરી માહિતી આપી છે. 'સંસ્કૃતિ'માં પ્રગટ થયેલા શ્રી ચુનીલાલ મડિયાના 'એટલાંટિકનું ઉલ્લંઘન' તેમ જ શ્રી ઉમાશંકર જોશીના 'પશ્ચિમયાત્રી'ના પ્રવાસલેખોનો અત્યારે તો ઉલ્લેખ કરીને જ સંતોષ માનીએ.

આમ, આ દાયકાની પ્રવાસકૃતિઓમાં વૈવિધ્ય ઘણું છે. આફ્રિકા અને જાપાન, ચીન અને રશિયા, ઇંગ્લૅંડ અને અમેરિકા, ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલૅન્ડ, બ્રહ્મદેશ અને ભારત: લગભગ સમગ્ર જગતને આવરતા પ્રવાસો આપણે ત્યાંથી થયા છે. એમાં કોઈક વિદ્યાયાત્રા છે તો કોઈક સંસ્કારયાત્રા, કોઈક ધર્મયાત્રા છે તો કોઈક આનંદયાત્રા. પ્રવાસ પાછળની દૃષ્ટિનો વ્યાપ કેવો વિસ્તર્યો છે. એની આથી કંઈક ઝાંખી થાય છે.

■

# કેળવણી

આ દશકે કેળવણીવિષયક કૃતિઓ પણ ઠીકઠીક સંખ્યામાં પ્રગટ થઈ છે. બાળકેળવણી, શિક્ષણના વર્તમાન પ્રશ્નો, પશ્ચિમની કેળવણીની વિવિધ પદ્ધતિઓ, પાયાની કેળવણી—આશ્રમી કેળવણી—એમ શિક્ષણનાં વિવિધ સ્તરો તેમ જ વિવિધ વિચારદષ્ટિઓને એ ચર્ચે છે.

ગાંધીજીના શિક્ષણવિષયક વિચારોને સુલભ કરી આપતી 'ખરી કેળવણી'ની સુધારાવધારાવાળી નવી આવૃત્તિ આ દાયકે પ્રગટ થઈ છે, તો શ્રી શિવાભાઈ ગોકળભાઈ પટેલે 'પાયાની કેળવણીનો પ્રયોગ'માં ગાંધીજીની પ્રેરણા હેઠળ પાયાની કેળવણી વિશેના પ્રયોગોની જે ચર્ચા થઈ છે તેનું સંદોહન રજૂ કર્યું છે. સર્વશ્રી નાનાભાઈ ભટ્ટ, જુગતરામ દવે અને મનુભાઈ પંચોળીએ 'ગ્રામ વિદ્યાપીઠની ભૂમિકા'માં ગ્રામ વિદ્યાપીઠના સાચા અર્થની સમજ સ્પષ્ટ કરી આપી છે. શ્રી જુગતરામ દવેએ 'આશ્રમી કેળવણી'પર તેમ જ 'અધ્યાપનકળા' પર પણ પોતાના વિચારો તે તે પુસ્તકોમાં સરળતાથી વ્યક્ત કર્યા છે. શ્રી વિનોબા ભાવેના શિક્ષણવિષયક વિચારો શ્રી નારાયણ દેસાઈએ 'શિક્ષણવિચાર'માં સુલભ કરી આપ્યા છે.

શ્રી ધનવંત દેસાઈ અને શ્રી અરવિંદ ત્રિવેદીએ 'મુંબઈ રાજ્યમાં શિક્ષણસંચાલનના પ્રવાહો'નું દિગ્દર્શન કર્યું છે અને 'નૂતન શિક્ષણ અને આધુનિક મનોવિજ્ઞાન'માં એ બંનેના પરસ્પર સંબંધની આલોચના પણ કરી છે. આ ઉપરાંત શ્રી ધનવંત દેસાઈ તેમ જ શ્રી ખુશમનભાઈ વકીલે 'ભારતીય શિક્ષણના વર્તમાન પ્રશ્નો' તેમ જ 'ભૂગોળ શિક્ષણનાં આધુનિક વહેણો' વિશે પણ સારી ચર્ચા કરી છે. આ પ્રકારનાં કેટલાંક પુસ્તકો પાઠ્યપુસ્તકો કે સંદર્ભગ્રંથોની ગરજ સારે છે. અધ્યાપકોના અનુભવ તેમ જ વાચનનો લાભ, આ રીતે, પુસ્તકો દ્વારા વિદ્યાર્થીઓને પ્રાપ્ત થાય છે. પરંતુ શિક્ષણના મૂળભૂત પ્રશ્નોની તાત્ત્વિક આલોચના કરતાં કે એ દિશામાં કશુંક નવું પ્રદાન કરતાં મૌલિક પુસ્તકોની ઊણપ વરતાયા કરે છે. અલબત્ત, આ પ્રકારની કેટલીક કૃતિઓથી, આપણા શિક્ષણવિચારને અમુક અંશે વેગ જરૂર મળે છે; તેમ છતાં, એમાંના પરાવલંબી વિચારોનું ભયસ્થાન પણ ઓછું નથી.

શ્રી મધુકર કર્ણિક અને શ્રી મધુભાઈ ચોકસીની અનુક્રમે 'પશ્ચિમની શિક્ષણ-પદ્ધતિઓ' અને 'આધુનિક શિક્ષણશાસ્ત્ર' પણ, આ રીતે, આ વર્ગની જ કૃતિઓ છે.

શ્રી પાનવાલાએ 'કેળવણીમીમાંસા'માં ઋષિમુનિઓના કાળથી આજ દિન સુધીની ભારતની તેમ જ યુરોપની કેળવણીની સવિસ્તર ચર્ચા કરી છે, તો શ્રી રામલાલ નવનીતલાલે 'અર્વાચીન ગુજરાતી શિક્ષણનાં સવાસો વર્ષ'માં ઐતિહાસિક રૂપે સારું સંગ્રાહનકાર્ય કર્યું છે. 'અમેરિકામાં શિક્ષણ'( અનુ. ઇશ્વરભાઈ પટેલ )માં અમેરિકાની શિક્ષણપદ્ધતિની વિચારણા છે, તો 'કેળવણી'માં શ્રી માતાજીએ, કેળવણીની સફળતા આધ્યાત્મિક ઉન્નતિમાં નિહાળી છે, અને એ શબ્દનો વ્યાપક પ્રયોગ સમજાવી પ્રાણ, મન, અંતરાત્મા અને આધ્યાત્મિક એ પ્રકારે કેળવણીનો સંબંધ જોડયો છે.

શ્રી રમણલાલ ત્રિવેદીએ 'ભાષાનું અધ્યાપન' અને 'માતૃભાષાનું અધ્યાપન'માં તે તે વિષયની ઉપકારક ચર્ચા કરી છે. એમ. એડ્.ની પદવી અંગે લખાયેલ 'ડિસર્ટેશન' પણ આપણા શિક્ષણ કે અધ્યાપનના પ્રશ્નોની આલોચના કરે છે. શ્રી જગદીશચંદ્ર દવેકૃત 'ગુજરાતી કાવ્યો પ્રત્યેના વલણની વિવેચના,' શ્રી નટવરલાલ પ્રા. જોશીકૃત 'ભાષાવિષયક પાઠ્યપુસ્તકોની સમાલોચના' (પદ્ય) તેમ જ શ્રી ઉષા જોશીકૃત ગદ્યવિષયક પાઠ્યપુસ્તકોની સમાલોચના આ દિશાના આવકારદાયક પ્રયત્નો છે. પહેલામાં અમદાવાદના માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓના ગુજરાતી કાવ્ય પ્રત્યેના વલણનું વિવેચન છે, તો બીજા બેમાં માધ્યમિક કક્ષાનાં ભાષાવિષયક પાઠ્ય-પુસ્તકોની વિવિધ દૃષ્ટિકોણોથી અભ્યાસી શિક્ષકને અનુરૂપ ચર્ચા છે. 'બાળ કેળવણી અને મોન્ટેસરી પદ્ધતિ'માં શ્રી સોમાભાઈ પટેલે બાલ શિક્ષણપદ્ધતિ વિશે વિચારણા કરી છે, તો 'ચિત્રોનું રમકડું'નું સંપાદન (શ્રી જયંતીલાલ મહેતા) બાળકને અક્ષરાદિના શિક્ષણપ્રવેશ માટે ઉપયોગી છે.

## તત્ત્વજ્ઞાન–ધર્મ–ચિન્તન વગેરે

**તત્ત્વજ્ઞાન** વિભાગ તરફ દૃષ્ટિ કરતાં પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજીનું અર્પણ આપણને તૃપ્ત કરે છે. તત્ત્વજ્ઞાનના આ ઊંડા અભ્યાસીની ત્રણ કૃતિઓ આ દાયકે આપણને પ્રાપ્ત થઈ છે: 'દર્શન અને ચિંતન' (બે ભાગ), 'અધ્યાત્મવિચારણા' અને 'ભારતીય તત્ત્વવિદ્યા.' પહેલું પુસ્તક તો રાષ્ટ્રીય પારિતોષિક પણ પામ્યું છે. એના વિવિધ લેખોમાં જૈન ધર્મ અને દર્શનના ઊંડા અભ્યાસનું, વેદ–ઉપનિષદ અને અન્ય ધર્મોના પરિશીલનનું આપણને દર્શન થાય છે. પ્રાચીન રૂપકોના એ બુદ્ધિગમ્ય ઉકેલ આપે છે, કોઈપણ ધર્મની તટસ્થ આલોચના કરે છે અને એના ઊંડાણમાં ઊતરી વર્તમાનને અનુરૂપ વિચારો પ્રકટ કરી આપે છે; ધર્મ ઉપરાંત દેશ, સમાજ, કેળવણી વિશેનું ચિંતન પણ મૂલગામી છે. માનવતાથી છલકાતા લેખકના હૃદયભાવ આ પુસ્તકના લેખોમાં ઢોળાયેલા છે. 'ગુજરાતી ભાષામાં દાર્શનિક તત્ત્વજ્ઞાન', 'ભારતીય દર્શનોમાં આધ્યાત્મિક વિકાસક્રમ' જેવા લેખો લેખકની શક્તિના તરી આવતા નમૂનાઓ છે. 'અધ્યાત્મ વિચારણા'માં આત્મતત્ત્વ, પરમાત્મતત્ત્વ અને અધ્યાત્મવિચારણા વિષયક એમનાં ત્રણ વ્યાખ્યાનો સંગ્રહાયાં છે. એમાં અનેક ભ્રમોનું નિરસન કરીને સત્ય સાર્વ્યું છે. તત્ત્વ-વિચારને પ્રસાદ–મધુર શૈલીમાં તેઓ સફળતાથી નિરૂપી શક્યા છે. 'ભારતીય તત્ત્વવિદ્યા'નાં વ્યાખ્યાનો પણ તત્ત્વવિદ્યાનો અર્થ સમજાવી જીવ, જગત અને ઈશ્વરનાં તત્ત્વોનું મહત્ત્વ સમજાવે છે અને વિવિધ દર્શનોનો તુલનાત્મક પરિચય કરાવી એમની સમજ આપે છે. ગાંધીયુગના આપણા આ દર્શનાચાર્યે, દર્શનપરંપરાના પોતાના ઊંડા પરિશીલનનાં ફળ આ પુસ્તકોદ્વારા ગુજરાતને આપ્યાં છે. એમનાં અર્થઘનો અને પૂર્વગ્રહરહિતતા, વિચારપ્રકટીકરણમાં દેખાતી નીડરતા અને તેજસ્વિતા, વિષયના ઊંડાણમાં ઊતરતાં પ્રગટતું મૌલિક ચિંતન અને તત્ત્વના સૂક્ષ્મ ભાવને સહજતાથી વ્યક્ત કરતું ભાષાપ્રભુત્વ: આપણા તત્ત્વ અને ચિંતનના સાહિત્યની આ સર્વ મોખરી સંપત્તિ છે.

શ્રી અંબુભાઈ પુરાણીનું 'પૂર્ણયોગના પ્રકાશમાં' નામનું પુસ્તક શ્રી અરવિંદ

અને માતાજીની, ચેતનાના અવતરણની ફિલસૂફી સમજવામાં સહાયભૂત થાય છે. શ્રી પુરાણીની ગદ્યછટાઓ ગમી જાય એવી છે. 'ભાવિ હિંદનું દર્શન'માં શ્રી કિશોરલાલ મશરૂવાળાની તત્ત્વચિકિત્સક શક્તિનાં દર્શન થાય છે. પત્રરૂપ એ લેખો એમની તટસ્થ વિચારણા રજૂ કરે છે. આ જ લેખકનું 'અહિંસાવિવેચન' એમના અહિંસાવિષયક લેખોનો સંગ્રહ છે, અને એમની ઉન્નતગામી વિચારસૃષ્ટિનો ખ્યાલ આપે છે.

શ્રી કનૈયાલાલ જોષીએ 'વિવેકવિચાર'માં વિવેક પદાર્થની તાત્ત્વિક ચર્ચા કરી છે; શ્રી પ્રેમયોગીએ 'આધ્યાત્મિક ભૂમિકા'માં સામાન્ય વ્યક્તિઓમાં ધર્મભાવના પ્રગટાવવાનો યત્ન કર્યો છે. શ્રી ચ. ગ. મારૂએ 'સાંખ્યકારિકા વિવરણ'માં શ્રી દિગંબરજીનાં સાંખ્ય વિશેનાં પ્રવચનો આપ્યાં છે. ક્યાંક 'એક સંતનો અનુભવ'માં છે તેમ કોઈક આધ્યાત્મિક અનુભવ, તો ક્યાંક પરલોકવિદ્યાના નિરૂપણના પણ યત્નો થયા છે. દાદા ધર્માધિકારીનું 'વિચાર-ક્રાંતિ' તેમ જ શ્રી રાજચંદ્રનું 'તત્ત્વજ્ઞાન અને કલ્યાણનો માર્ગ' પણ એ વિષયનાં સુંદર પ્રકાશનો છે. 'સ્ફુલિંગ' (મંડળ ૪)માં શ્રી શાંતિલાલ ઠાકરે નિબંધો, અવલોકનો અને પ્રસ્તાવનાઓ સંગ્રહી છે. 'જીવનપથ'માં શ્રી કનૈયાલાલ રાવળે જીવનને વિકાસમાર્ગે પ્રેરણા આપે એવા વિચારપ્રેરક નિબંધો આપ્યા છે.

'ગીતામાં જીવનની કળા' અને 'લેખસંચય'માં શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયાના, પહેલામાં મૂળ અંગ્રેજી પરથી ગીતાની જ્ઞાનકર્મમીમાંસાના અને બીજામાં પ્રકીર્ણ, લેખો છે. શ્રી પુરાતન બૂચે 'અહિંસા વિશે'માં પોતાના મનનની નોંધો આપી છે. 'સત્યાગ્રહ ખંડ–૧', 'ગીતા પ્રવચનો', 'સ્થિતપ્રજ્ઞદર્શન' જેવાં પુસ્તકો શ્રી વિનોબા ભાવેની મૂળગામી વિચારણા અનુવાદ દ્વારા ગુજરાતીમાં સુલભ કરી આપે છે. આ વિનોબાજીનાં પ્રવચનોના સંગ્રહો છે. પહેલામાં સત્યાગ્રહ, અહિંસા, ભૂદાન, અહિંસક ક્રાંતિ વગેરે અંગેના વિચારો વિશદરૂપે વ્યક્ત થયા છે અને વક્તાની મૌલિક વિચારસરણીનો, ગાંધીવાદની અસર છતાં, પરિચય આપે છે. ગીતાવિષયક બીજાં બે સત્ત્વગર્ભ પુસ્તકો ગીતાના મર્મને સમજવામાં ખૂબ ઉપયોગી છે. શ્રી અરવિંદના 'ગીતા નિબંધો'નો પણ અહીં જ ઉલ્લેખ કરવો જોઈએ. શ્રી ગો. હ. ભટ્ટે 'અરવિંદનો સંદેશ' સમજાવ્યો છે; શ્રી પ્રતાપરાય મોદીએ 'ભગવદ્‌ગીતા' પર અભિનવ દૃષ્ટિબિન્દુ રજૂ કર્યું છે. ગાંધીજીનું 'ગીતા શિક્ષણ' (સં. નરહરિ પરીખ), 'સત્ય એ જ ઈશ્વર છે'

(સં. આર. કે. પ્રભુ)માં ગાંધીજીના ગીતા, ઈશ્વર, સત્ય, ધર્મ, બ્રહ્મચર્ય, પ્રાર્થના–પૂજા વગેરે વિશેના વિચારો સંકલિતરૂપે રજૂ થયા છે. 'સમન્વય દર્શન'માં શ્રી શાંતિલાલ દેસાઈના માનવધર્મવિષયક વિચારો વ્યક્ત થયા છે. શ્રી ઈશ્વરલાલ ર. દવેનું 'ગાંધીદર્શન' ગાંધીજીની વિચારણાને વિશદરૂપે સ્ફુટ કરવા પ્રયત્ન કરતું એ વિષયનું આકર્ષક પુસ્તક છે. 'શાંતિનો માર્ગ' (અનુ. મણિભાઈ દેસાઈ) અને 'જીવનમીમાંસા' (હી. બક્ષી) જેવી અનુવાદિત કૃતિઓ પણ અહીં નોંધપાત્ર છે.

આગળ જોયું તેમ, અનુવાદદ્વારા પણ તત્ત્વવિચારનું આપણું સાહિત્ય સમૃદ્ધ થયેલું છે. શ્રી કિશોરલાલ અને શ્રી રમણીકલાલ મોદીએ શ્રી કેદારનાથજીના વિચારો અને લેખોને 'વિવેક અને સાધના' દ્વારા સુલભ કરી આપ્યા છે. વિવેકદર્શન, ગુણદર્શન, ધર્મ વ્યવહાર અને ચિત્તનો અભ્યાસ—એ ખંડ–વિભાગોમાંના ૪૪ લેખો ધર્મવિચાર અને સંસ્કૃતિવિચાર વિશેની વિચારણામાં સહાયભૂત થાય છે, વ્યક્તિ–સમાજનો અન્યોન્યાશ્રય બતાવી વ્યક્તિધર્મ તરફ અંગુલિનિર્દેશ કરે છે, ભોગપરાયણ અને પરંપરાગત ધર્મ–ભક્તિપરાયણ સંસારીને જાગ્રત કરે છે, વિવેકની દૃષ્ટિ આપે છે અને સાધનાના ઉત્સાહીને વિવેકયુક્ત રીતો દર્શાવી પ્રેરણા આપે છે. માનવજાતિનાં ઉત્કર્ષ અને ઉન્નતિમાં આમાંના વિચારો અનેક રીતે ઉપયોગી થાય એવા છે. એ જ રીતે કેદારનાથજીના બીજા લેખો શ્રી રમણીકલાલ મોદીએ 'વિચાર-દર્શન'ના બે ભાગમાં સંપાદિત કર્યા છે. ધર્મ, નીતિ અને જીવન સંબંધી તેમ જ આત્મદર્શન માટેની સાધનાની આવશ્યકતાઓ વિશેના ધીરગંભીર વિચારોમાં મૌલિક જીવનદૃષ્ટિ છે અને એ સઘળા શ્રેયઃસાધક વિચારો અત્યંત વિશદ રીતે વ્યક્ત થયા છે.

ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા ખંડ ૧–૨ (પૂર્વાર્ધ) એ શ્રી એમ. હિરિયણ્ણાના વેદકાળથી આરંભી ઉપનિષદો, ગીતા, બૌદ્ધ–જૈન તત્ત્વદર્શન સુધીનો સુંદર પરિચય આપતા પુસ્તકનો શ્રી ચંદ્રશંકર શુક્લે આપેલો અનુવાદ, હિંદીમાંથી ગુજરાતીમાં અનુવાદિત થયેલા વેદાંતવિષયક વિચારોનો ગ્રંથ 'પક્ષપાત રહિત અનુભવપ્રકાશ' (સ્વામી શ્રી વિશુદ્ધાનંદજી, અનુ. ચુનીલાલ ઓઝા), પ્રમેયરૂપ આત્માના નિરૂપણથી જીવન્મુક્તિના સુખ–આવિર્ભાવના પ્રયોજન સુધીના ગહન વિષયોને રજૂ કરતા વિચારોનું પુસ્તક 'તત્ત્વાનુસંધાન' અને વેદાંતના મુખ્ય સિદ્ધાંતોના નિર્ણયની યુક્તિઓ રજૂ કરતું 'યુક્તિપ્રકાશ' (સાધુ નિશ્ચલદાસ—અનુ. વાસુદેવ જોશી), શ્રી સાતવળેકરજી (અનુ. શ્રી

વિદ્વાંસ)નું 'બ્રહ્મવિદ્યાપ્રકરણ', ખલીલ જીબ્રાનનો [illegible] પરિચય આપતું શ્રી ધૂમકેતુઅનુવાદિત 'જીબ્રાનનું જીવન સ્વપ્ન', 'જીવનવાટિકા'; ડૉ. રાધાકૃષ્ણન્ (અનુ. શ્રી ચંદ્રશંકર)નું 'હિંદુ જીવનદર્શન,' અને શ્રી નગીનદાસ પારેખ અનુવાદિત 'કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ' અને 'મધ્યયુગની સાધનાધારા' (અનુ. જયંતીલાલ આચાર્ય) જેવી કૃતિઓ આ વિભાગની સમૃદ્ધિ વધારે છે.

આપણાં કેટલાંક ઉપનિષદોના અનુવાદો અને વિવેચનવાળાં સંપાદન પણ આ ગાળામાં પ્રગટ થયાં છે. 'માંડૂક્યોપનિષદ' શ્રી મગનભાઈ દેસાઈ અને સ્વામી પ્રણવતીર્થ બંનેએ અનુવાદિત કરી આપ્યાં છે, અને ઈશ, કેન અને કઠ ઉપનિષદ શ્રી વા. મ. જોશીએ. શ્રી મગનભાઈએ કેનોપનિષદનું સુંદર સંપાદન પણ આપ્યું છે. આ ઉપનિષદોના બીજા કેટલાક અનુવાદો પણ પ્રકટ થયેલા છે. 'આચારાંગ અને ઉત્તરાધ્યયનસૂત્ર'નું ગુજરાતી ભાષાંતર (સંતબાલજી), 'ઉત્તરમીમાંસા બ્રહ્મસૂત્ર (શિવાનંદ), 'કલ્પસૂત્ર-૨' (અનુ. ઘાસીલાલ) અને 'વા. મો. શાહની તત્ત્વકથાઓ' (સં. ત્રિભુવન હેમાણી) જેવી કૃતિઓ આ વિભાગને સત્ત્વશાળી બનાવે છે. ગીતાવિષયક તો અનેક અનુવાદો, વિવરણો અને વિવેચનો વર્ષેવર્ષે પ્રકટ થતાં જ રહે છે. 'ગીતાદોહન વા તત્ત્વાર્થદીપિકા' (કૃષ્ણાત્મજ) જેવાં પુસ્તકો આનાં નિદર્શનો છે. શ્રી લાભશંકર પાઠકના 'યોગવાસિષ્ઠનાં સૂત્રો'ને પણ અહીં ઉલ્લેખવાં જોઈએ.

ધર્મવિષયક અનેક લખાણો આ ગાળામાં પ્રકટ થયાં છે. શ્રી શાંતિલાલ ઠાકરે 'વેદમંજરી', 'યોગમંજરી', 'ધર્મનું સ્વરૂપ અને ષોડશ સંસ્કારો' અને 'ચેતના'એ ચાર પુસ્તકોમાં ધર્મવિચારણાનું દોહન રજૂ કરવાનો યત્ન કર્યો છે; સ્વામી માધવતીર્થે ત્રિકાળજ્ઞાનનો મહિમા 'ત્રીજી આંખ'માં સમજાવ્યો છે; 'હવે તો જાગો'માં જૈનમુનિ ચિત્રભાનુએ ધાર્મિક-સામાજિક જીવનનાં પાસાંને સ્પર્શ્યાં છે. તદુપરાંત 'સ્ત્રીઓનો ગાયત્રી અધિકાર' (શ્રી જટાશંકર નંદી); 'ધન્ય અક્ષયતૃતીયા', 'ગાયત્રીવિજ્ઞાન', 'ગાયત્રીઉપાસના', 'દેવી ઉપાસના' જેવાં પંડિત વિષ્ણુદેવનાં પુસ્તકો; 'સોળ સોમવારની કથા' કે 'શિવ મહાપુરાણ', 'ઈદ, નમાઝ તથા નિકાહ' જેવાં અનેક પુસ્તકો ધર્મભાવના અંગેના વિવિધ વિચારોને સ્પષ્ટ કરે છે. 'બૃહત્ શિક્ષાપત્રી' (અનુ. સુંદરલાલ), શ્રી કે. કા. શાસ્ત્રીનું 'પુષ્ટિમાર્ગ અને લોકપક્ષ', શ્રી બેચરદાસ પંડિતનું 'મહાવીરવાણી', શ્રી ભગવાનદાસ મહેતાનું 'આનંદઘનજીનું 'દિવ્ય જિનમાર્ગ દર્શન' અને 'પ્રભુસેવાની પ્રથમ ભૂમિકા' જેવાં કેટલાંક પુસ્તકો પણ વ્યાપક રીતે આ જ વિભાગમાં સ્થાન પામે છે.

શ્રી સત્યવેદીએ 'પારસીધર્મ'નું અવલોકન કર્યું છે, સ્વામી માધવતીર્થે સનાતનધર્મનો અભ્યાસ રજૂ કર્યો છે, શ્રી હરિરામ બ્રહ્મર્ષિએ 'હિંદુધર્મ-દર્શન' કરાવ્યું છે, અને શ્રી આર. પી. ચવાણે 'ખ્રિસ્તીધર્મ' વિશે લખ્યું છે. ભક્તિપ્રબોધની કેટલીક કૃતિઓ પણ પ્રકટ થઈ છે. શંકર મહારાજની 'પ્રભુદર્શન અને પ્રાર્થના' એનું ઉદાહરણ છે. મુસ્લિમ ધર્મ માટે ઇસ્માઈલી ધાર્મિક શિક્ષણમાળાના મણકા તેમ જ ઇસ્માઈલી ઇમામોનો ઇતિહાસ પણ પ્રકટ થયેલ છે.

આ વિભાગનાં કેટલાંક પુસ્તકોમાં ઘણીવાર પરંપરાની ધર્મદૃષ્ટિનું, આચારવિચારનું અને સંસ્કારોનું નિરૂપણ હોય છે, અને વ્રતકથાઓ, માહાત્મ્યકથાઓનો પણ એમાં સમાવેશ થાય છે. ક્વચિત્ વૈજ્ઞાનિક દૃષ્ટિ કે નૂતન વિચારસરણી સાથે એ પરંપરાની દૃષ્ટિનો મેળ બેસાડવાના પણ એમાં પ્રયત્નો હોય છે. ક્વચિત્ એમાંથી નવીન અર્થઘટનો પણ તારવવામાં આવે છે. કેટલીકવાર ધર્મની વિકૃત સમજણ વિશે પણ લખાણો પ્રકટ થાય છે. શ્રીમતી સરોજિની મહેતાએ એવા કેટલાક કિસ્સાઓ 'સંસારના રંગ'માં પ્રકટ કર્યા છે, જ્યારે શ્રી પ્રકાશાનંદે 'આપણો ધર્મ' પ્રબોધ્યો છે.

સદાચારવિષયક કેટલીક કૃતિઓ પણ પ્રગટ થઈ છે. સ્પેનના વતની રેવ. ફાધર સી. જી વાલેસે વિદ્યાર્થીઓને નૈતિક માર્ગદર્શન કરાવતી પુસ્તિકા 'સદાચાર' ગુજરાતીમાં જ લખીને પ્રકટ કરી છે એ અનેક રીતે આવકારપાત્ર છે. ગુજરાતને પોતાના કાર્યક્ષેત્ર તરીકે સ્વીકાર્યા પછી થોડા જ સમયમાં ગુજરાતી ભાષામાં માતૃભાષા જેટલી જ સરળતાથી પોતાના સુંદર અને પ્રેરક વિચારો આ પુસ્તિકામાં તેઓ વ્યક્ત કરી શક્યા છે. ઉચ્ચજીવનને પ્રેરણા આપતું 'સદાચારને પગલે' પણ શ્રી ગ્રિન્ ઓઝાએ અનુવાદ દ્વારા સુલભ કરી આપ્યું છે. ધર્મભાવને કેન્દ્રમાં મૂકતાં કેટલાંક કથાનકો અને છૂટીછવાઈ પુસ્તિકાઓ ઠીક ઠીક પ્રમાણમાં પ્રગટ થયાં છે, પણ એ સર્વનો નામનિર્દેશ શક્ય નથી.

# ઇતિહાસ

ગુજરાત, ઇતિહાસ-સંશોધન અને નિરૂપણના ક્ષેત્રમા ઊજળું મોં બતાવી શકે એમ છે, કારણ કે એની પાસે રત્નમણિરાવ જોટે, રસિકલાલ પરીખ, હરિપ્રસાદ શાસ્ત્રી જેવા ઇતિહાસવિદો છે રત્નમણિરાવ હવે આપણી સમક્ષ ક્ષરદેહે નથી, તેમ છતા આ દાયકે એમનો 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ' આપણને પ્રાપ્ત થયો છે એમના ઇસ્લામ યુગના પુસ્તકના અનુસંધાનમા ગુજરાતના મુઝફ્ફરશાહ બીજાથી મહમૂદ ત્રીજા સુધીના સમયનો, ચારેક દાયકાનો, ઇતિહાસ એમણે અહી આલેખ્યો છે એમાથી ગુજરાતના સુવર્ણયુગનુ વિગતપ્રચુર ચિત્ર ઉદ્ભવ પામે છે અને ગુજરાતની સલ્તનતના ચડતીપડતીના સમયનુ સુરેખ બયાન મળે છે. 'ઇસ્લામ યુગ' ખંડ ૪ મા એમણે મુઝફ્ફરશાહ ત્રીજાના સમયનો ગુજરાતનો ઇતિહાસ નિરૂપ્યો છે કૃતિનુ નામ નર્યા સાંસ્કૃતિક પ્રવાહોની અપેક્ષા જગાડે એવુ છે, પણ લેખકનુ લક્ષ તો સાંસ્કૃતિક કરતા રાજકીય ઇતિહાસના નિરૂપણ તરફ વિશેષ લાગે છે આ માળાના પુસ્તકોમા ઇતિહાસવિદ્‌ની સ્વસ્થ અને સમભાવભરી દૃષ્ટિનો આપણને સુભગ પરિચય પ્રાપ્ત થાય છે

શ્રી રસિકલાલ પરીખે આપેલ ઠક્કર-વ્યાખ્યાનો, 'ગુજરાતની રાજધાનીઓ', આ દાયકે ગ્રંથસ્થ થયા છે લેખકનો ઉદ્દેશ માનવજાતે સાંસ્કૃતિક વિકાસ સાધી નગરરચનાઓમા કેવો પુરુષાર્થ દર્શાવ્યો તે સમજાવવાનો છે એમા એમણે માનવવર્ગની ત્રણ અવસ્થાઓ, નગરની વ્યાખ્યા અને રાજધાનીઓની સમજ વીગતે આપી છે અને ગુજરાતની વસાહતો અને વડનગર, દ્વારકા એ બે પૌરાણિક રાજધાનીઓનો સાંસ્કૃતિક ઐતિહાસિક દૃષ્ટિએ પરિચય કરાવ્યો છે ગિરિનગર, વલભી, ભિન્નમાલ, અણહિલપુર — એ સર્વના પરિચયમા લેખકની માર્મિક ઇતિહાસદૃષ્ટિ દેખાય છે અનેક દૃષ્ટિકોણોથી થયેલી ચર્ચા આપણા આ સમર્થ ઇતિહાસવિદ્‌ની સૂક્ષ્મ સંશોધનદૃષ્ટિથી પ્રભાવિત કરે છે

શ્રી હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ મૈત્રકકાલના ઇતિહાસ વિશે 'મૈત્રકકાલીન ગુજરાત' ભા. ૧ અને ભાગ ૨ માં અનુક્રમે રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ પ્રગટ કર્યો છે. ડૉ. શાસ્ત્રી આપણા ઉચ્ચ કોટિના ઇતિહાસવિદ્ છે. આ પુસ્તકમાં એમણે વલભીપુરના મૈત્રક રાજવંશના સમયને અનુલક્ષીને રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ આપતાં મૈત્રકોની ઉત્પત્તિ, વલભીસંગના સમયનો નિર્ણય, પ્રાચીન લેખવિદ્યાની દૃષ્ટિએ તામ્રશાસનો અને એના લખાણના સ્વરૂપનો અભ્યાસ, વલભીસંવતનો આરંભ વગેરે અનેક સ્થાનોની ઝીણવટભરી વિવેચના કરી છે. દશકાનાં પૂર્વાર્ધનાં ઇતિહાસ–સંશોધનાત્મક પ્રકાશનોમાં આ કૃતિ યોગ્ય રીતે જ શ્રેષ્ઠ ગણાઈ ને નર્મદ સુવર્ણચંદ્રક-વિજેતા બનેલી. આ જ લેખકનું 'હડપ્પા ને મોહેંજો–દડો' પણ આ સ્વસ્થ અને સન્નિષ્ઠ ઇતિહાસાભ્યાસીનાં શ્રમ અને વિદ્વત્તાનો દ્યોતક અભ્યાસ-ગ્રંથ છે. એમાં એમણે હડપ્પા સંસ્કૃતિ ને એનાં બે મુખ્ય સ્થળ હડપ્પા અને મોહેંજો–દડો, એમની નગરરચના, બાંધકામ, લખાણો–લિપિ, માટી, પથ્થર અને ધાતુકામ, મનુષ્યો, પ્રાણીઓ અને ધર્મ, ધંધારોજગાર, મોજશોખ ને રહેણીકરણી ઉપરાંત એમના સમયનિર્ણય વિશે વૈજ્ઞાનિક દૃષ્ટિએ નિરૂપણ કર્યું છે. ગ્રંથને અંતે આપેલી પરિભાષાની યાદી ગ્રંથની મૂલ્યવત્તા વધારે છે. આ ઉપરાંત, 'ઇન્ડોનિશયામાં' પણ આ જ ઇતિહાસકારની તટસ્થતા, ચોકસાઈ અને ઉત્સાહનાં દર્શન કરાવે છે. અત્યંત રસમય રીતે એમણે આ પુસ્તકમાં ઇન્ડોનેશિયાના પ્રાચીન–અર્વાચીન યુગમાં ધર્મ, સાહિત્ય, શિલ્પ અને ભાષા વગેરેનો સંક્ષિપ્ત પરિચય આપ્યો છે. સંશોધન વિભાગમાં નિર્દેશેલ 'વસ્તુપાલ અને તેનું સાહિત્યમંડળ' પણ ઇતિહાસવિષયક અભ્યાસપૂર્ણ સામગ્રી પૂરી પાડે છે. પ્રો. શ્રી ફિરોઝ કા. દાવરનું 'ઈરાનનો ચેરાગ' (૧૯૫૦) ઈરાનના આજ સુધીના સમગ્ર સાંસ્કૃતિક ઇતિહાસને આવરી લેતો મૂલ્યવાન ગ્રંથ છે.

શ્રી 'દર્શક' (મનુભાઈ પંચોળી) 'આપણો વારસો અને વૈભવ'–૧ નાં ૧૩ પ્રકરણોમાં સમગ્ર પ્રજાજીવનવ્યાપી સંસ્કારને સ્પર્શતો સંસ્કૃતિનો ઇતિહાસ રમણીય રીતે આલેખ્યો છે. વેદપૂર્વના યુગથી આરંભી મધ્યકાળ સુધીના કાળપટને સ્પર્શતાં સંસ્કૃતિચિત્રો એમણે અહીં સાધાર આલેખ્યાં છે. આપણા સાંસ્કૃતિક ઇતિહાસલેખનનો આ અતિ આવકારપાત્ર અને ઉત્તમ કોટિનો ગ્રંથ એમની પાસેથી આ પ્રકારના વધુ ગ્રંથો મળે એવી અભિલાષા જન્માવે છે. શ્રી વીરજી માહેશ્વરકૃત 'જૂનું મુંબઈ', શ્રી શાંતિલાલ

ઠાકરનો 'નડિયાદનો ઇતિહાસ', શ્રી રમણલાલ દેસાઈનું 'ભારતનું ઐતિહાસિક રેખાદર્શન', '૧૮૫૭–આટલું તો જાણજો' જેવી કેટલીક કૃતિઓ આ વિભાગમાં આવકારપાત્ર છે. શ્રી દર્શનવિજય મુનિએ 'જૈન પરંપરાનો ઇતિહાસ' આપ્યો છે વડોદરા યુનિવર્સિટી તરફથી 'ગુજરાતની ઐતિહાસિક તથા સાંસ્કૃતિક સાલવારીનો પ્રથમ ગ્રંથ' પ્રગટ થયો છે અને એ પ્રાચીનતમ કાલથી ઈ. સ ૯૪૨ સુધીની સમયાવધિને આવરે છે. શ્રી મણિભાઈ દેસાઈ અનુવાદિત 'જગતના ઇતિહાસનું સંક્ષિપ્ત રેખાદર્શન'નો પણ અહીં ઉલ્લેખ કરવો જોઈએ વિવિધ સ્થળોનાં નામો વિશે પણ વ્યાખ્યાનમાળાઓ આરંભાઈ છે એમાંથી 'વડોદરાના સ્થળનામો' વિશે શ્રી રમણલાલ મહેતાનું અર્પણ નોંધપાત્ર છે

## સમાજવિદ્યા–વિજ્ઞાન–પ્રકીર્ણ

શ્રી વિઠ્ઠલદાસ કોઠારીની 'અર્થશાસ્ત્ર પ્રવેશિકા' જેવી કૃતિઓ આપણે ત્યાં અર્થશાસ્ત્રના વિષયમાં સારી પેઠે જાણીતી થઈ છે. અન્ય અધ્યાપકોની એ વિષયને લગતી—વિદ્યાર્થીઓ માટે લખાયેલી—કૃતિઓનો કોઈ પાર નથી, એટલે એ સર્વની નોંધ ઉચિત ગણી નથી. અનુવાદરૂપે 'આર્થિક વિચારની પ્રવેશિકા' (અનુ. યશવંત દોશી), 'નવી દુનિયામાં નવું અર્થશાસ્ત્ર' (અનુ. વાડીલાલ ડગલી), 'માનવીની આર્થિક સંપત્તિ' (અનુ. બદરીપ્રસાદ ભટ્ટ)—પ્રગટ થયેલી આવી કૃતિઓ આ વિષયમાં રસ ધરાવનારને વિશેષ ઉપયોગી થશે.

રાજ્યશાસ્ત્રના વિષયમાં પણ અધ્યાપકોએ 'ગુજરાતીકરણ' કરેલાં પુસ્તકો સુપ્રાપ્ય છે. એની યાદી આપવાને બદલે આ વિષયમાં કંઈક તત્ત્વપ્રદાન કરનાર કેટલીક કૃતિઓનો નિર્દેશ કરીએ. 'સામ્યવાદનાં મૂળ તત્ત્વો', (દિનકર મહેતા), 'ભારતનાં રાજ્યોની રચના' (સોપાન), 'રશિયાની કાયાપલટ' (ભોગીલાલ ગાંધી) તેમ જ 'ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત'ના પાંચ ભાગ અને 'દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીનું ગમન અને પુનર્ગમન' (ચંદુલાલ ભ. દલાલ), 'મહાગુજરાતનો જંગ' (યશપાલ પરીખ), 'મુંબઈ ગુજરાતનું જ છે (અમૃત પંડ્યા)—આ અને આવી કૃતિઓ ઘરઆંગણાના, ભારતના રાજકીય બનાવો, રાજકીય વિચારસરણી, ઐતિહાસિક રીતે મહત્ત્વની ઘટનાઓનો પરિચય આપે છે. ગાંધીજીની લડત અંગેનાં પુસ્તકો લડતનું સ્વરૂપ અને તેની પાછળના સિદ્ધાંતો, કડીબદ્ધ માહિતીને આધારે, સમજાવે છે. 'સ્વપ્નોની સુવર્ણભૂમિ', 'પડકાર' જેવી અનુવાદિત કૃતિઓ યુરોપના રાજકીય બનાવો વિશેનું દૃષ્ટિબિન્દુ પણ રજૂ કરે છે. 'સર્વોદય વિજ્ઞાન' (સં. ભોગીલાલ ગાંધી)માં રાજકારણ, અર્થકારણ જેવા વિષયો અંગે વિદ્વાનોના દૃષ્ટિકોણોની ચર્ચા છે. 'ભૂદાન યજ્ઞ' અને 'ભૂદાનગંગા'માં ભૂદાન-વિષયક સમજ આપતાં અને ધર્મશાસ્ત્રોનાં દૃષ્ટાંતોથી ઉજ્જ્વળ બનતાં વિનોબાજીનાં વ્યાખ્યાનો સંકલિત થયાં છે, અને શ્રી ચુનીભાઈ વૈદ્યે એ ગુજરાતીમાં સુલભ કરી આપ્યાં છે. શ્રી નારાયણ દેસાઈનું 'સર્વોદય વિચાર' સર્વોદયની સારી છણાવટ કરે છે. 'શાંતિસેના'ના વ્યાખ્યાનમાં શાંતિસેનાના આદર્શની ચર્ચા છે.

વિજ્ઞાનવિષયક પુસ્તકોમાં શ્રી કાન્તિલાલ પંડ્યાના 'વિજ્ઞાનમંદિર'માં અર્વાચીન વિજ્ઞાનવિષયક સિદ્ધિઓનો પરિચય છે. ખગોળ અને ભૂગોળ,

ભૂસ્તર અને રસાયનવિદ્યા, આહાર અને હોરમોન વગેરે અનેક વિષયોની એમા ચર્ચા છે શ્રી નરસિહ મૂ શાહનુ 'માનવજીવનમા વિજ્ઞાન' તથા રસાયણવિજ્ઞાનના સિદ્ધાંતો ચર્ચતાં પાઠયપુસ્તકો, શ્રી ખ સીધર હી ગાધીની અણુશક્તિ વિશેની વૈજ્ઞાનિક સમજ આપતુ 'અણુ અને પરમાણુનુ વિજ્ઞાન' જેવી કૃતિઓ નોધપાત્ર છે 'ધઉ' કે 'કોલસો' જેવી કૃતિઓ પણ અહી જ ઉલ્લેખવી જોઈએ

ગૃહવિજ્ઞાનના ક્ષેત્રમા 'ગૃહવિજ્ઞાન પ્રવેશિકા' તેમ જ ડૉ લીલાબહેન શાહની 'ગૃહસ ચાલન' જેવી કૃતિઓ આવકારદાયક છે બીજી કૃતિમાં ગૃહજીવનનાં અનેક પાસાં વિશે વિચાર કરી લેખિકાએ વ્યવહારુ માર્ગદર્શન પણ આપ્યુ છે શ્રી ધનમાય અ કલેસરિયાની ભરત ગૂ થણ અને સીવણકળાને લગતી પણ કેટલીક કૃતિઓ પ્રકટ થઈ છે આપણાં વિશ્વવિદ્યાલયોમાં 'હોમ સાયન્સ'–ગૃહવિજ્ઞાનના વિષયનુ અધ્યયન આર ભાતા અને માતૃભાષા એનુ માધ્યમ હોવાથી બીજી અનેક કૃતિઓ પણ આપણને થોડા સમયમાં પ્રાપ્ત થશે

ખગોળ વિભાગમા શ્રી છોટુભાઈ સુથારના 'અવકાશનુ રહસ્ય', 'અન તની ભીતરમાં', 'આપણુ વિશ્વ', 'આકાશદર્શન' જેવી કૃતિઓ આપણા આ વિષયના કિમતી પ્રકાશનો છે 'આપણુ વિશ્વ'મા શ્રી સુથારે સૂર્ય, સૂર્યમ ડળ, આકાશગ ગા નિહારિકા, ઋતુ ઋતુના તારા, વેધશાળા વગેરે અ ગે શાસ્ત્રીય રીતે માહિતી આપી છે 'મનોવિજ્ઞાનના મૂળાક્ષર' (ચ દુલાઈ ભટ્ટ) તેમ 'માનસદર્શન' અને સ્વભાવદર્શન (હર્ષિદા પ ડિત) જેવી કૃતિઓ મનોવિજ્ઞાન-શાસ્ત્રને આપણી ભાષામા નિરૂપવાના પ્રાર ભિક પ્રયત્નો તરીકે ઉલ્લેખપાત્ર છે

વિજ્ઞાન, સમાજવિદ્યા જેવા અનેક વિષયોના પાઠયપુસ્તકો ઉચ્ચ શિક્ષણમાં ગુજરાતી માધ્યમની ભાષા તરીકે અપનાવાતાં, પ્રગટ થઈ રહ્યાં છે આ પ્રકારના અનેક વિષયોમાં પરિભાષા હજી સ્થિર થઈ નથી વિવિધ લેખકો ખાસ કરીને તે તે વિષયના અધ્યાપકો, વ્યક્તિગત રીતે કે (મોટે ભાગે) સામૂહિક રીતે, મુખ્યત્વે અ ગ્રેજી ભાષામા લખાયેલાં પુસ્તકોને આધારે તેમ જ પોતાના અધ્યાપનના ફળરૂપે (એવા પુસ્તકો તો હજી વિરલ જ છે) પોતપોતાના વિષયોનાં પુસ્તકો ગુજરાતીમા પ્રગટ કરી રહ્યા છે ગુજરાતના પ્રકાશકો પણ આવી મળેલી અર્થપ્રાપ્તિની આ તકનો પૂરતો લાભ ઉઠાવીને દરેક વિષયમાં થોકબ ધ પુસ્તકો પ્રગટ કરી રહ્યા છે ઘણાંખરાં પુસ્તકો કદમા અનુવાદો અને તે તે વિષયની 'માર્ગદર્શિકાઓ' હોય એવી છાપ પ્રથમ નજરે તો પડે છે પરતુ આવા અનેકાનેક પ્રયત્નોને અ તે ગુજરાતમાં મૌલિક પુસ્તકો

સર્જશે અને આપણા અધ્યાપકો અને તે તે વિષયના નિષ્ણાતો પોતાની વૈચારિક સંપત્તિને આપણી ભાષામાં રજૂ કરશે એવી આશા અત્યારે રાખીએ તો તે વધુ પડતી નથી. ગુજરાતી ભાષાએ પોતાની ક્ષમતા તો સિદ્ધ કરી આપી છે જ; આપણો તેજસ્વી વર્ગ ઉત્તમ ભાષાઓમાંનો જ્ઞાનરાશિ પચાવી એના રસકસ આપણી ભાષાની નાડીઓમાં વહેતા કરી પોતાનું ઉત્તમોત્તમ હીર દર્શાવશે તે દિવસે ગુજરાતી ભાષા ધન્યતા અનુભવશે. અત્યારે તો અળશિયાની જેમ ઊભરાતા અનેક વિષયોનાં 'ખાનગી સાહસ' સમાં પાઠ્યપુસ્તકો આપણા આ યુગના વિદ્યાર્થી માટે નિર્માયાં છે. આવાં સર્વ પુસ્તકોની યાદી કરવી શક્ય નથી. ગુજરાત યુનિવર્સિટી તે તે વિષયનાં અન્ય ભાષાનાં ઉત્તમ પુસ્તકોના અનુવાદો નિષ્ણાતો પાસે તૈયાર કરાવી રહી છે એ માહિતી, અલબત્ત, આનંદપ્રદ છે. ઉત્તમ ગ્રંથો અનુવાદરૂપે પણ આપણી ભાષામાં સુલભ હોય એ ઘટનાનું મહત્ત્વ આંકીએ એટલું ઓછું છે. આપણે ત્યાં લખાતી કૃતિઓ સમક્ષ એ માનદંડ તરીકે રહે એ પણ ઇષ્ટ છે.

*          *          *

ઇમારત બાંધકામશાસ્ત્રનો પરિચય કરાવતું એ નામનું શ્રી મૂળચંદભાઈ મહેતાનું પુસ્તક, કૃષિવિદ્યામાં 'કૃષ્ણપડીની કાયાપલટ'માં કૃષિવિદ્યાજ્ઞાનનું મહત્ત્વ સમજાવી ખેતીનાં સામાન્ય ઓજારોનો પરિચય આપતી કૃતિ, 'બાગાયત' નામની એ વિષયની શ્રી કૃષિકાર ઈશ્વરભાઈની અને 'ઘઉં' નામની માર્તંડ પંડ્યાની ખેતીવાડી દૃષ્ટિએ માહિતી આપતી અને 'ઢોરસુધારણા અને દુગ્ધદોહન' (ડૉ. લક્ષ્મીપ્રસાદ ઝાલા) જેવા વિષયો ચર્ચતી કૃતિઓ, પશુપંખી સૃષ્ટિનો પરિચય કરાવતી શ્રી વિજયગુપ્ત મૌર્ય ('પ્રકૃતિનાં લાડકવાયાં પંખીઓ'), મનુભાઈ જોધાણી ('પાદરનાં' તેમ જ 'આંગણાનાં પંખી') અને વસંત જોધાણી ('છપ્પરપગાં' અને 'પેટે ચાલનારાં પ્રાણીઓ')ની પુસ્તિકાઓ, ગામડાંની વનસ્પતિનો ખ્યાલ આપતી રસિકલાલ વૈદ્ય ('સાબરકાંઠાની વનસ્પતિઓ'), ગોકુળદાસ ખીમજી ('વનસ્પતિસૃષ્ટિ') તેમ જ શ્રી જોધાણીની કૃતિઓ, 'સહકારી ક્ષેત્રે ગુજરાત' (શ્રી ધી ધ. શાહ), 'સહકારી ને બીજા કાયદાઓ' જેવી સહકાર વિષયની કૃતિઓ, જુદા જુદા કાયદાઓનો પરિચય આપતી 'ઢોર અતિક્રમણ ધારો', 'મૃત્યુવેરો', 'વારસાવેરો' જેવી તેમ જ મુંબઈ સરકારના પ્રકાશનખાતાની પુસ્તિકાઓ (ઉ. ત. 'ગણોતી ધારાનાં લક્ષણો' વગેરે) અને ગુજરાત સરકારના માહિતીખાતાની એવી વિવિધ યોજનાપ્રવૃત્તિનો પરિચય આપતી 'ઉકાઈ બંધ યોજના' 'કાકરાપાર આડ-બંધ અને નહેરો', અને નર્મદા, શેત્રુંજી, હાથમતી વગેરેની યોજનાઓવાળી

પુસ્તિકાઓ, શ્રી હરસુખલાલ ત્રિવેદીની 'ગ્રામપંચાયત', શ્રી શિવાભાઈ પટેલની 'કાંતણવિદ્યા' અને 'વણાટપ્રવેશ', તેમ પુરાતન બૂચની 'કાંતણ-પ્રવેશ' જેવી કૃતિઓ, પંચવર્ષીય યોજનાઓ અંગેની (ઉ. ત. વાડીલાલ ડગલીની), અમદાવાદના વ્યાપાર ઉદ્યોગો વિશેની, 'વૈદિક સંગીત અને અન્ય લેખો' (વિષ્ણુકુમાર દેસાઈ), 'હિંદી સંગીત' (દેસાઈ) જેવી સંગીતવિદ્યાનો સુંદર પરિચય કરાવતી તેમ જ વર્તમાન યુગમાં અનેક વિષયોનું સામાન્ય-જ્ઞાન પૂરું પાડવા ભિન્ન ભિન્ન અધિકારી વ્યક્તિઓ પાસે તૈયાર કરાવી, 'પરિચય ટ્રસ્ટ' તરફથી મહિનામાં પ્રકાશિત થતી જતી બબ્બે પુસ્તિકાઓ (સં. વાડીલાલ ડગલી–પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ–જોડણી, સિનેમા, ક્ષયરોગ, વિવિધ પ્રાંતનાં સાહિત્ય, પ્લાસ્ટિક, લોથલ, લશ્કર વગેરે જેવા સામાન્ય-જ્ઞાનના અનેકવિધ વિષયો)ના પ્રકાશનથી આપણું વિવિધ પ્રકારનું વાઙ્મય સમૃદ્ધ થયું છે. પરિચય પુસ્તિકા પ્રવૃત્તિની જેમ જ્ઞાનકૌશલ્ય પ્રકાશન શ્રેણી અને હંસ પ્રકાશનની પુસ્તિકાઓ પણ અત્રે યાદ કરવી જોઈએ.

લગ્ન, ગૃહજીવન, ગ્રામજીવન વગેરે અંગે પણ કેટલાંક પ્રકીર્ણ પુસ્તક-પુસ્તિકાઓ પ્રગટ થયેલ છે; અને કેટલાંક વિવિધ વિષયોની માહિતી આપતાં કે સંસ્કારઘડતર કરતાં પ્રકાશનો પણ પ્રગટ થયાં છે. 'લગ્નમંગલ' (ભૂપત વડોદરિયા), 'માતા થનારને' (દેસાઈભાઈ પટેલ), 'ગૃહજીવનમાં સ્ત્રીનું સ્થાન' (સરોજિની મહેતા), 'સંયમ અને સંતતિનિયમન' (ગાંધીજી), 'ગામડાંનું વાસ્તવદર્શન' (ભાઈલાલભાઈ પટેલ), 'જિંદગીનું ભાથું', 'અવનવી માહિતી' જેવાં અનેક પ્રકાશનો નોંધવા જઈએ તોપણ અતિ વિસ્તાર થવાનો સંભવ હોવાથી અહીં જ અટકીએ.

'નટની તાલીમ' એ રશિયન દિગ્દર્શક સ્તાનિસ્લાવસ્કીના રંગભૂમિને લગતું મૂલ્યવાન માર્ગદર્શન આપતા પુસ્તકનો અનુવાદ તેમ જ 'આંખ વિના મેં દીઠી દુનિયા' એ શ્રી વેદ મહેતાના અમેરિકી મિત્રોના સહવાસમાં થયેલા અનુભવોનો આલેખ આપતો શ્રીકાંત ત્રિવેદીનો અનુવાદ પણ અહીં સ્મરી લઈએ. પર્લ પબ્લિકેશન અને રાજકમલ પબ્લિકેશન તરફથી ગુજરાતીમાં અનુવાદિત થયેલાં 'પથ્થરના દેવ', 'માનવ અધિકારો ને રાજ્ય-તંત્ર', 'શાંતિની નવી પરિગીમાઓ', 'શસ્ત્રસંન્યાસ', 'પ્રકાશમાં તિમિર', 'મોસ્કોમાં ત્રણ વર્ષ' ઉપરાંત યુનાઇટેડ સ્ટેટ્સ ઇન્ફર્મેશન સર્વિસ તરફથી પ્રગટ થયેલાં 'નિર્ભયતાની તસવીરો', 'કેનેડી, જોન કિટ્ઝેરાલ્ડ' જેવાં પ્રકાશનો વિપુલ પ્રમાણમાં પ્રગટ થયાં છે.

## આયુર્વેદ–જ્યોતિષ

આ દાયકે આરોગ્યવિષયક કેટલીક કૃતિઓ પ્રકટ થઈ છે. એમાં શ્રી બાપાલાલ વૈદ્યની 'આયુર્વેદ વિહંગાવલોકન', 'આયુર્વેદ નિબંધમાળા', 'ખોરાકનાં તત્ત્વો', 'આપણો ખોરાક' અને ડૉ. જે. ડી. પાઠક તથા શ્રી અનંતરાય રાવળની 'આહારવિજ્ઞાન' જેવી કૃતિઓ એમાંના શાસ્ત્રીય નિરૂપણથી આગળ તરી આવે છે. આ ઉપરાંત શ્રી હરકિશન ગાંધીકૃત 'રોગ અને કુદરતી ઉપચાર', શ્રી પ્રાગજી રાઠોડકૃત 'લીવરનાં દર્દો' અને 'આરોગ્યની બારમાસી', શ્રી હરિત દેરાસરીકૃત 'મધુપ્રમેહ', શ્રી ગોવિંદભાઈ પટેલકૃત 'આંખ સાચવવાની કળા', ડૉ. શિવપ્રસાદ ત્રિવેદીની 'કુમાર'ની ગ્રંથસ્થ લેખમાળા 'કાયાની કરામત ૧–૨' (શરીરરચના અને ઇન્દ્રિય-વિભાગના શાસ્ત્રને લગતું પુસ્તક), તેમ જ 'પહેલું સુખ તે જાતે નર્યા' (માંદગીનાં કારણો અને ઉપચાર અંગેનું), ડૉ. જીવનબંધુ ચોકસીનું 'વ્યાયામ અને સૂર્યનમસ્કાર' તેમ જ બે દવે ડૉક્ટરોનું કુદરતી ઉપાયો સૂચવતું 'તંદુરસ્ત રહો' અને અન્ય લેખકોનાં 'કબજિયાત—એનાં કારણો, ઉપચારો', 'ભારતનો વૈદ યાને વનસ્પતિના ઉપચારો', 'ગામડાંની વનસ્પતિ' (શ્રી માધવ મો. ચૌધરી–૨૬ વનસ્પતિઓનો પરિચય અને તેમના ઉપયોગ) અને 'નીરોગી જીવન' (શ્રી પુરુષોત્તમ જાની) જેવી કેટલીક કૃતિઓ પણ આ વિષયમાં સારું માર્ગદર્શન આપે છે. શ્રી જીવા કેખુશરૂ દોરાબજીનું 'પ્રાચીન ભારતની દંતવિદ્યા' પણ એ વિષયનું નોંધપાત્ર અર્પણ છે. શ્રી રાવજીભાઈ પટેલનું 'માનવમૂત્ર' અનુભવમૂલક પુસ્તક છે. 'મરધાને થતા રોગો ને તેના ઇલાજ' એ શ્રી પતંગવાળાનું પુસ્તક પણ ઉપયોગી છે. શ્રી જમિયતરામ પંડ્યાએ 'આયુર્વેદિક ઉપચારો' હસ્તલિખિત પુસ્તકોમાંથી સંપાદિત કરેલ છે.

આચાર્ય માધવપ્રણીત 'માધવનિદાન' તેમ જ 'શાર્ઙ્ગધરસંહિતા'ના શ્રી રસિકલાલ પરીખના અનુવાદો, 'ભાવપ્રકાશ ૧–૨'ના તેમ જ 'ચરક-સંહિતા'ના શ્રી ગિરજાશંકર શાસ્ત્રીના અનુવાદ આયુર્વેદવિષયક ઘણી ઉપયોગી માહિતી પૂરી પાડી એમને ગુજરાતીમાં શ્રદ્ધેય અનુવાદરૂપે સુલભ કરી આપે છે. 'માધવનિદાન' જેવાના અનુવાદમાં તો પ્રત્યેક પ્રકરણને અંતે

તે તે રોગ વિશે પોતાના તરફથી નોંધ ઉમેરીને પ્રસ્તુત ગ્રંથને વિશેષ ઉપયોગી બનાવવામાં આવ્યો છે. મેરી સ્ટોપ્સનાં 'ઉજ્જ્વળ માતૃત્વ', 'અદ્યતન સંતતિનિયમન' જેવાં પુસ્તકોના અનુવાદો શ્રી યશવંત દોશીએ સુલભ કરી આપીને આ વિષયમાં એક ઉપયોગી કામ કર્યું છે. 'પરણ્યા પછી' (શ્રી મહાશંકર દવે)માં લેખકે પ્રસૂતિવિષયક ચર્ચા કરી છે.

જ્યોતિષ વિશે પણ અનેક પુસ્તકો પ્રકટ થયાં છે. શ્રી રેવાશંકર બરડવાળાનું 'જ્યોતિષશાસ્ત્રપ્રવેશ' એની શાસ્ત્રીયતાથી, શ્રી ઇંદુમતી પંડિતનું જ્યોતિષશાસ્ત્રને આધારે વિશ્વદર્શન, શ્રી અમૃતલાલ આચાર્યનું રાશિવાર ફળાદેશ, શ્રી સહદેવ જોશીનું 'હસ્ત સામુદ્રિકશાસ્ત્ર', શ્રી શાંતિલાલ શાહનું પશ્ચિમી પદ્ધતિએ 'જ્યોતિષ માર્ગદર્શન', શ્રી દત્તાત્રેય ગણેશ ટિકલેનું માનવજીવન પર ગ્રહોના પ્રભાવને વર્ણવી એમના નિવારણ અંગે રત્નોના ઉપયોગની માહિતી આપતું 'ગ્રહો અને રત્નો' અને પ્રતિવર્ષ પ્રકટ થતાં અનેક પંચાગો—આ વિષયમાં પ્રગટ થતાં રહેતાં પુસ્તકોનો અને એમના વિષયોનો ખ્યાલ આપશે. એમાં ભારતીય તેમ જ પાશ્ચાત્ય બન્ને દૃષ્ટિએ જ્યોતિષવિષયક ચર્ચાઓ જોવા મળે છે. વિવિધ દૃષ્ટિકોણથી—પછી એ રાશિવાર ફળાદેશ હોય કે જીવન પર ગ્રહની અસરના ઉલ્લેખો હોય—આ વિષય દાયકે દાયકે જ નહિ, વર્ષે વર્ષે આપણે ત્યાં નિરૂપાતો રહે છે. શ્રી યશોધર મહેતાકૃત 'ભાવિના ભેદ' તેમ જ 'ભાવિનાં રહસ્યો' બે આવૃત્તિઓ પામ્યાં છે એ એની લોકપ્રિયતાનાં સૂચક છે. શ્રી ચન્દ્રકાન્ત રત્નેશ્વર ભટ્ટનું 'સરળ જ્યોતિષ' પણ જન્મકુંડળી અને ગોચરગ્રહો વિશે સારી માહિતી આપે છે.

# બાલ-કિશોર-પ્રૌઢ સાહિત્ય

વર્ષે વર્ષે આપણે ત્યાં થોકબંધ બાલસાહિત્ય રચાતું રહ્યું છે. આ દશકામાં નહિ નહિ તોય હજાર-દોઢહજાર જેટલી આ વિભાગની કૃતિઓનો આંકડો દર્શાવી શકાય. તેમ છતાં બાલસાહિત્ય તરફ, સામાન્ય રીતે, આપણે ઉપેક્ષા કે ઉદાસીન વૃત્તિ રાખવી છે. મોટા ટાઇપમાં અને ચિત્રો સાથે કૃતિ પ્રગટ થઈ એટલે જાણે એને બાલસાહિત્યની મુદ્રા લાગી ગઈ!—કંઈક અંશે આવી છાપ દશકાની ઘણીખરી બાલસાહિત્યની કૃતિઓ તરફ નજર નાખતાં કોઈકને પડે તો નવાઈ પામવા જેવું નથી. એમ પણ હોય કે આ પ્રકારના સાહિત્યના રચનારાં બાલમાનસના અનુભવીઓ ન હોય, અને પ્રકાશકો એમણે રચેલી કૃતિઓને આકર્ષક રૂપરંગમાં મઢી બાલસાહિત્ય તરીકે ખપાવી નાખવા સદા ઉત્સુક રહેતા હોય! બાળકોના માનસની સૂક્ષ્મ સમજ એના રચનારા પાસે અવશ્ય હોવી જોઈએ. બાળકો કેવી કૃતિઓનો આસ્વાદ લઈ શકે, એમની કલ્પનાશક્તિને શું અનુકૂળ આવે, એમના જીવનની ઊર્મિઓ કઈ રીતે પોષાય, એમનાં રસસ્થાનો ક્યાં, એમનાં શીલ-સદાચાર-સંસ્કાર કેવી રીતે ઘડાય, એમની ગ્રહણશક્તિની યોગ્યતા કેટલી—આ અને આવા કેટલાક મુદ્દાઓની સ્પષ્ટ સમજ બાલસાહિત્યના સર્જકો પાસે ન હોય તો રેઢિયાળ બાલસાહિત્ય જન્મવાનો જ પૂરો સંભવ છે. નાનપણમાં સુરુચિના જે સંસ્કારોનાં બીજ રોપાયાં હશે એ જ મોટી ઉંમરે ફાલવાફૂલવાનાં છે, એટલે બાળકો પાસે જતા સાહિત્યની કડક ધોરણે પરીક્ષા થવી જોઈએ. બાલસાહિત્યના લેખકોને પોતાને પણ અત્યારે કેટલીક મુશ્કેલીઓનો સામનો કરવાનો રહેતો હોય એ સંભવિત છે. વર્તમાન યુગમાં ધર્મશ્રદ્ધાનું બળ ઓસરતું લાગતાં કે યંત્રયુગની—રૉકેટયુગની નવી નવી સિદ્ધિઓનાં દર્શન થતાં ચીલાચાલુ ચમત્કારોનાં નિરૂપણ હવે પહેલાં જેટલાં બાલમાનસને ન આકર્ષી શકે એમ પણ એમને લાગતું હોય, અને છતાં જૂની ઢબછમથી પોતે ન છૂટી શકતા હોય! કોઈકને જૂની અદ્ભુત કથાઓને સ્થાને પર્વત કે સમુદ્રની અવનવી પરાક્રમપૂર્ણ કથાઓ—પછી એ પર્વતના આરોહણની સિદ્ધિઓ હોય કે સમુદ્રના સહવાસની—આલેખવાનું મન પણ,

આ નવીન સંદર્ભમાં, યાવ. તેમ છતાં એટલું તો સ્મરણમાં રાખવું જોઈએ કે આપણા બાલસાહિત્યમાં બાલચિત્તને નકારાત્મક ભાવ તરફ દોરી જઈ એને કલુષિત કે વિષાદગ્રસ્ત કરે એવું કશું એમાં ન આલેખાવું જોઈએ. એમનામાં વહેમ, ભય કે ક્રૂરતા ન પ્રવેશી જાય એની સતત સાવધાની રાખવી જોઈએ. ભૂતપ્રેત કે રાક્ષસોની સૃષ્ટિમાં એમને લઈ જતાં પહેલાં આ વિશે લેખકે જાગૃતિ સેવવી જોઈએ. એવું જ પરીકથાઓ, ચમત્કારો કે દંતકથાઓનું. શ્રી લીનાબહેન મંગળદાસે એમના એક લેખમાં દર્શાવ્યું છે તેમ, ('સંસ્કૃતિ' અંક ૧૩૪, પૃ. ૪૬) 'સોનાના કિલ્લા, રત્નથી જડેલી રાજકન્યા, માલપુવાના છાપરાવાળી ઝૂંપડીઓ વગેરે મોટેરાંની લાલસાઓ મૂર્તિમન્ત કરે છે. એને બાલમાનસ સાથે કાંઈ સંબન્ધ નથી.' અર્થાત્ આપણે આપણી લાલસાઓને બાલકથાઓમાં આરોપતાં અટકીએ અને બાળકોની જિજ્ઞાસાને ઉચિત રીતે સંતર્પે અને એમના સંસ્કારને સુપેરે ઘડે એવી કૃતિઓ રચીએ.

આનો અર્થ હરગિજ એવો નથી કે આપણે ત્યાંનું સઘળું બાલ-સાહિત્ય નિમ્ન કોટિનું છે. આપણે ત્યાં શ્રી ગિજુભાઈ અને નાનાભાઈ ભટ્ટની પરંપરા હજી પણ જળવાઈ રહી છે. આ દાયકે અનેકાનેક લેખકોએ બાલકૃતિઓ રચી છે. એમાંથી કેટલીક તો હોંશે હોંશે આપણે બાળકોને આપીએ એવી છે. બાળસાહિત્યમાં બાલગીતો અને બાલ નાટકો, વાર્તાઓ અને હાસ્યરસિક પ્રસંગો, નીતિકથાઓ અને ચરિત્રકથાઓ, વિજ્ઞાનની શોધખોળો અને સામાન્ય જ્ઞાન આપતી કૃતિઓ એમ વિવિધતા સારી નજરે પડે છે. ઉપરાંત શ્રી રાજેન્દ્ર શાહ, બાલમુકુન્દ દવે જેવા શિષ્ટ કવિઓ પણ બાલ-સાહિત્યના સર્જન તરફ અભિમુખ થયા છે એ શુભ ચિહ્ન છે.

## બાલગીતો, વાર્તાઓ અને નાટકો

આ પ્રકારની કૃતિઓમાં મકરંદ દવે, દુર્ગેશ શુક્લ, રાજેન્દ્ર શાહ, બાલમુકુન્દ દવે, રમણલાલ સોની, હરિલાલ પંડ્યા, ચંદ્રશંકર જોશી, એની સરૈયા, જુગા પંડ્યા જેવાંની કૃતિઓ ધ્યાન ખેંચી રહે છે. 'ઝબૂક વીજળી ઝબૂક', 'ડોલે છે મંજરી', 'કાશીનો પંડિત', 'મોરપીંછ', 'સોનચંપો' જેવા બાલગીતોના સંગ્રહો ગમી જાય એવા છે. ગીતોને અનુરૂપ ચિત્રોથી ગીત-સંગ્રહો સોહામણા બન્યા છે. પરંતુ બાળકોને અઘરી લાગે એવી ભાષા એ આમાંના કેટલાકની મર્યાદા છે. એમાંથી સવેળા બહાર આવી જવું જોઈએ.

શ્રી જુગતરામ દવેએ 'પંખીડાં'માં કાળજીપૂર્વક કેટલાંક ગીતો સંગ્રહ્યાં છે. 'ધાણીચણા'માં જુદાં જુદાં પ્રાણીઓ વિશેનાં જોડકણાં છે. 'પંદર પૈસામાં ભારતપ્રવાસ' પણ જોડકણામાં રચેલી વાર્તા છે.

વાર્તાવિભાગમાં નાનાભાઈ ભટ્ટ, રમણલાલ સોની, જીવરામ જોશી, દુર્ગેશ શુક્લ, દિનુભાઈ જોશી, નટવરલાલ માળવી, મોમાભાઈ પટેલ, પુષ્કર ચંદરવાકર, હંસાબહેન મહેતા, માયા મહેતા, કુસુમબહેન ઠાકોર, મોંઘીબહેન બધેકા અને બીજા કેટલાંકની કૃતિઓ નોંધપાત્ર છે. એમાં ગ્રીમપુરાણની કથાઓ છે, 'મૂછો પટેલ' કે 'લાડુની જાત્રા'નું મનોરંજન છે, 'છકો અને મકો'ની તેમ 'હેલ અને છબો'ની બાલકહૃદયને જીતી લે એવી જોડી છે, 'ઉજેણીનગરીનો વિક્રમરાજા' છે, 'ઉંદરનો દેશ' અને 'ડહાપણની દુકાન' છે, 'પ્રાણીઘર' પણ છે; અને 'મિયાં ફુસકી' પણ છે. આ પ્રકારના વાર્તાસંગ્રહોમાં જોડણીની અશુદ્ધિ ખૂબ ખટકે છે તેમ જ 'ચાતુરી'ની કેટલીક વાતોમાં સારાને બદલે નરસાં કામો માટે એનો ઉપયોગ થયો છે એથી રંજ પણ થાય છે. બાલસાહિત્યમાં, સંખ્યા દૃષ્ટિએ, આ વિભાગ સૌથી મોટો હોવાથી અને બાલકોને પણ એના પ્રતિ વિશેષ પ્રીતિ હોવાથી, આની વાર્તાઓમાં લેખકોએ વિશેષ સાવધાની અને બાલમાનસના અભ્યાસની સજ્જતા કેળવવી જોઈએ. વાર્તાઓમાં ક્યાંક ક્યાંક વેરેલાં મનોરંજક અને બોધક જોડકણાં પણ આકર્ષણ જમાવે છે.

નાટકવિભાગમાં શ્રીધરાણી, જયંતી દલાલ, રમણલાલ સોની, ચંદ્રવદન મહેતા, ઈંદ્ર વસાવડા, પ્રાગજી ડોસા, હિંમતલાલ દવે, અમુભાઈ પંડ્યા જેવા લેખકોના 'શેકડિયો ખેડૂત', 'રંગપગલી', 'રંગતોરણ', 'રંગદ્વાર'; 'છબીલો લાલ', 'થથા થેઈ! થેઈ! થેઈ!'; 'કિશોરનાટકો–૧, ૨'; 'શાળોપયોગી નાટકો'; 'એકલવ્ય તથા બીજી બાલનાટિકાઓ'; 'મંગલઉષા'; 'ભાઈબીજની ભેટ' જેવા સંગ્રહો આગળ તરી આવે છે. શ્રીધરાણીની 'સોનપરી' નવી આવૃત્તિ પામી છે. આમાંનાં ઘણાં નાટકો કિશોરભોગ્ય છે, અને અભિનેય પણ છે. જુદી જુદી કક્ષાનાં બાળકો માટેની આ કૃતિઓ વિવિધ સંગ્રહોમાંથી પણ એકસાથે એક સંગ્રહમાં અહીં સંગ્રહાયેલી છે.

## ચરિત્ર

મહાન પુરુષોનાં ચરિત્રો અને એમના જીવનના પ્રેરક પ્રસંગો બાલકો અને કિશોરોને બોધક થઈ પડે એ રીતે અહીં આલેખવામાં આવ્યા છે.

એમાં મહાત્મા ગાંધીજીવિષયક અનેક ચરિત્રકૃતિઓ છે, અને એમાંની કેટલીક ચરિત્રવિભાગમાં નિર્દેશાઈ પણ છે. મહાત્માજી વિશેની શ્રી ધનવંત ઓઝાની ચરિત્રશ્રેણી, શ્રી સત્યમે આલેખેલા તેમના પ્રેરક જીવનપ્રસંગો, શ્રી મનુબહેન ગાંધીની 'બાપુનાં સંભારણાં', 'ગાંધીજીની વાતો' કે મુકુલભાઈની 'બાપુજીની વાતો' (તેમ સરદાર પટેલના પ્રસંગો પણ) ને લલ્લુભાઈ મકનજીની 'ગાંધીજીનો વિનોદ' ઉલ્લેખપાત્ર છે. શ્રી શારદાપ્રસાદ વર્માએ ગાંધીજી સાથે ઠક્કરબાપા, દાદાસાહેબ એમ અનેક નરવીરોનાં ચરિત્રો આપ્યાં છે. શ્રી વનરાજ માળવીએ 'વિનોબાની વાતો' કહી છે; શ્રી પેટલીકરે પં. સુખલાલજી, કેદારનાથજી, સાતવળેકરજીનો 'રામનામના વેવારિયા' તરીકે અને માવળંકર, ઇંદુલાલ યાજ્ઞિક, સાને ગુરુજી વગેરેનો 'રાષ્ટ્રના સેનાનીઓ' તરીકે પરિચય કરાવ્યો છે. શ્રી 'દર્શક' ભગવાન બુદ્ધનો ધર્મસંદેશ સમજાવ્યો છે, શ્રી ચંદુભાઈએ સોક્રેટીસ અને પ્લેટો વિશે તો શ્રી મગનભાઈ નાયકે આઇઝેક ન્યૂટન, મેડમ ક્યૂરી અને જગદીશચંદ્ર બોઝનો ખ્યાલ આપ્યો છે. ભગવાન ઈસુની બોધકથાઓ પણ અહીં છે અને સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા એકનાથનો પરિચય પણ બાળકોને અપાયો છે. શ્રી 'દર્શક'ની 'મંગળકથાઓ' કે શ્રી સુભદ્રા ગાંધીની 'હેલન કેલર' કૃતિ આ વિભાગમાં ખાસ ઉલ્લેખપાત્ર છે. શ્રી વાલજી દેસાઈએ ગાંધીજીની આત્મકથાના પ્રસંગો ટૂંકાવીને 'પ્રેમપંથ'ના આઠ ભાગમાં આત્મકથા રજૂ કરી છે.

## સામાન્ય જ્ઞાન

બાળકોને સૃષ્ટિનું સામાન્ય જ્ઞાન આપનારી કૃતિઓ પણ સારા પ્રમાણમાં પ્રગટ થઈ છે. શ્રી સોમાભાઈ શાહે 'ગુજરાતનાં પક્ષીચિત્રો' આપ્યાં છે. શ્રી મનુભાઈ જોધાણી અને શ્રી વસંત જોધાણીએ પેટે ચાલનારાં પ્રાણીઓ, વનવગડાનાં તેમ પાદરનાં પંખીનો; શ્રી માર્તંડ પંડ્યાએ શાકભાજીની વાડીનો અને શ્રી જયંતીલાલ ઓઝાએ વૃક્ષ અને વેલીનો પરિચય કરાવ્યો છે. ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી અને શ્રી ચંદુભાઈ ભટ્ટની કૃતિઓ રોગનિવારણ—તેના ઉપાયો—શોધો—ઔષધો તેમ જ વૈદકીય પ્રદેશને લગતી છે. એક રશિયન કૃતિ પરથી શ્રી શંકરલાલ શાહે 'ઘરની મુસાફરી'માં પાણીના નળથી વાસણ, સ્મોકું, દીવાસળી, ઘડિયાળ, યંત્ર વગેરેનો પરિચય આકર્ષક રીતે આપ્યો છે. 'નૂતન ભારતનાં તીરથ'માં શ્રી પીતાંબર પટેલે દેશના નવનિર્માણ અને ઔદ્યોગિક પ્રગતિનો પણ બાલસમજને ખ્યાલમાં રાખીને પરિચય કરાવ્યો

છે. આમ, અહીં, ઘરની વાડી કે પાદરના પંખીથી અણુયુગ સુધીની માહિતી બાળકોને સાંપડે છે.

## સંસ્કાર

એક તરફ શ્રી હરિપ્રસાદ વ્યાસની 'શ્રીમાન ભોટવાશંકરનાં પરાક્રમો' જેવી હાસ્યરસિક પ્રસંગોવાળી અને ચીની વિનોદકથાના બાલભોગ્ય સંપાદન સમી શ્રી મુકુલભાઈની 'અવન્તીનાં પરાક્રમો' જેવી કૃતિઓ છે, તો બીજી બાજુ ધૂમકેતુ, જયભિખ્ખુ, 'અંબાલાલ પુરાણી, સંતબાલજી, શારદાપ્રસાદ વર્મા, રમણલાલ સોની, ગુણવંતરાય આચાર્ય જેવા અનેક લેખકોની સંસ્કારદાત્રી કૃતિઓ પણ છે. એમાં 'ધૂમકેતુ'એ 'જાતક કથાઓ' અને કવિ, સાક્ષર, બોધ, ઉપનિષદની કથાઓની શ્રેણી આપી છે. બાલ–કિશોર–પ્રૌઢને ભાવના અને સંસ્કાર પ્રેરતી આવી કથનિકાઓ ઘણુંએ પ્રસિદ્ધ કરી છે. જયભિખ્ખુની 'આપણી નીતિકથાઓ', પુરાણીની 'ઉપનિષદની વાતો', રમણલાલ નાનાલાલ શાહનાં બાલજીવન નીતિકથામાળાનાં પુષ્પો, રમણલાલ સોનીની 'શિશુસંસ્કારશ્રેણી', અને આવી 'શ્રેણી' કે 'માળા'ઓ જ ઉલ્લેખીએ તો 'નવઘડતર ગ્રંથમાળા', 'જ્ઞાનોદયમાળા', 'લોકસંસ્કાર દીપાવલી,' 'બોધમાળા', 'ગ્રામસમાજમાળા,' 'સમાજવિકાસમાળા', 'બાલજીવન નીતિકથા-માળા' 'જીવનમણિસદ્‌વાચનમાળા' જેવી કેટલીક માળાનાં પુષ્પો બાલ–કિશોર–પ્રૌઢોને પથ્ય વાચન પૂરું પાડી એમના સંસ્કારઘડતરમાં સહાયરૂપ થાય એવાં છે. છે. શ્રી મૂળશંકર મો. ભટ્ટની 'દલપતરામની વાતો' અને 'વાંચવા જેવી વાતો' પ્રૌઢો માટે સર્જાઈ છે.

રામાયણ–મહાભારત અને પુરાણો, 'હિતોપદેશ' અને સંસ્કૃત સાહિત્ય, શેક્સપિયર અને રવીન્દ્રનાથની કૃતિઓ વગેરેમાંથી પ્રસંગો લઈને કે એ કથાઓને સરળ સંક્ષેપમાં રજૂ કરીને આપણાં બાળકો, કિશોરો તેમ જ પ્રૌઢોને તે તે સાહિત્યકૃતિની સૌરભથી પ્રસન્ન કરવાના પણ અનેક યત્નો આ દાયકે થયા છે. સંતબાલજીનું 'અભિનવ રામાયણ' કે અન્યોના સાવિત્રી કે પ્રહ્‌લાદ, સીતા, ભરત, લક્ષ્મણ કે ભીષ્મ જેવાં પાત્રોનો પરિચય, 'શકુંતલા,' 'મૃચ્છકટિક' કે 'રઘુવંશ' જેવાના કથાસંક્ષેપો, શેક્સપિયરનાં વિવિધ નાટકોની સરળ કથાઓ, શરદબાબુની 'ગૃહદાહ', ટાગોરની 'ઘરે બાહિરે' અને 'નૌકાડૂબી'ના તેમ ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'ના સંક્ષેપો ( શાલેય આવૃત્તિ ), કાદંબરી-કથા (ઉપેન્દ્ર પંડ્યા); આફ્રિકા, ઈરાન, રશિયા, કોરિયા, રુમાનિયા અને

વિલાયતની બાલકથાઓ (સુભદ્રા ગાંધી); ચીન, પ્રાચીન ગ્રીસ, પેલેસ્ટાઇન, ઈરાન, મધ્ય-અર્વાચીન યુરોપ વગેરેમાંથી વસ્તુપસંદગી; ઢોલા મારુ અને નંદબત્રીસીની વાર્તાઓ, ઇતિહાસની કથાઓ, આપણા ખ્યાતનામ વાર્તાકારોની વાર્તાઓમાંથી થયેલ સંચય-સંપાદન (ઉ. ત. 'દ્વિરેફનું વાર્તામધુ', 'આંબાના રોપ', 'ગામડાની કેડીએ', 'બે ભાઈબંધ', 'સોનાની ક્યારી', 'પંચામૃત'; મરાઠી પરથી 'સુખી જીવનની પગદંડી' જેવી કૃતિ (શશિન્ ઓઝા)—આ અને આવી કૃતિઓ આપણી નવી તેમ જ જૂની પેઢીને સાહિત્ય-સંસ્કારની કેળવણી આપવામાં ઉપકારક થાય એવી છે.

## સાહસકથાઓ અને અનુવાદો

સાહસ અને શૌર્યની સૃષ્ટિ ખડી કરતી અનેક રોમાંચક કથાઓ મોટે ભાગે અનુવાદરૂપે આ દાયકે પ્રગટ થઈ છે. શ્રી ધનશંકર ત્રિપાઠી (ખૂની વિમાન, કારમું કલંક, તસ્કરનું તરકટ વગેરે વગેરે), જયંત ખત્રી (જંગલનો ખજાનો, શ્રેષ્ઠ શિકારકથાઓ વગેરે), ગુણવંતરાય આચાર્ય (કાળો પહાડ), રમણલાલ સોની (સુલેમાનની શેતરંજી, બાવા આદમનો ખજાનો), સત્યમ્ (ગુલીવરની મુસાફરી, ટારઝનનું શૌર્ય, અલીબાબા અને ચાલીસ ચોર, રોબિનહુડનાં પરાક્રમો વગેરે), માધવજી પટેલ (શેરલોક હોમ્સની વાતો), વિજયગુપ્ત મૌર્ય (ધ્રુવની સફર), શ્રીકાન્ત ત્રિવેદી (સાગરના સાહસિકો, ચંદ્ર પર ચઢાઈ), ઇશ્વરભાઈ પટેલ (ચીગી શીગી), ધનંજય શાહ (રોબિનહુડનાં પરાક્રમો), જેઠાલાલ સોમૈયા (શેરલોક હોમ્સનાં પરાક્રમો ૧-૨), ચંદુલાલ વ્યાસ (ભેદી ભુતાવળ વગેરે), હરીશ નાયક, જયંત બક્ષી જેવા અનેક લેખકોની કૃતિઓ, અને મહંમદ ઉસ જેવા અનેકોનાં પરાક્રમોનું નિરૂપણ આ વિભાગમાં સ્થાન પામે છે. એમાં સ્ટીવન્સન, જુલે વર્ન, શેખ સાદી જેવા અનેકની કૃતિઓનાં રૂપાંતરો કે અનુવાદો સુલભ થયેલ છે. એમાં સાહસકથાઓ છે અને શિકારકથાઓ છે, ભુતાવળોની સૃષ્ટિ છે અને પરાક્રમોની પરંપરા પણ છે.

આ સિવાયના અનુવાદોમાં શ્રી મૃણાલિની સારાભાઈની 'એક પોપટની યાત્રા' (અનુ. શિવશંકર શુક્લ), જંગલમાં મંગલ (અનુ. નટવરલાલ માળવી) તેમ જ મુકુલ કલાર્થી, પ્રફુલ્લ ઠાકોર, ધનવંત ઓઝા, સુભદ્રાબહેન ગાંધી, શાંતાબહેન ગાંધી, મહેન્દ્ર મેઘાણી વગેરે અનેકોના અનુવાદો બાલ-કિશોર અને પ્રૌઢ સાહિત્યવિભાગમાં પ્રાપ્ત થયા છે.

'બાલ સંદેશ' અને 'ઝગમગ' જેવાં બાળકો માટેનાં અઠવાડિકો આ દાયકે જ આરંભાયાં છે અને બાળકોને સુપથ્ય વાચન પૂરું પાડે છે એ ઘટનાની પણ અહીં નોંધ લેવી જોઈએ. એનાં મહાભારતકથાનાં પ્રકાશન એ દ્વારા મળેલો આનુષંગિક લાભ છે. બાલસામયિકોમાં 'રમકડું' હજી એનું આકર્ષણ જાળવી રહ્યું છે. મુંબઈ રાજ્યે ગુજરાતી બાલસાહિત્યનાં નોંધપાત્ર પુસ્તકો વિશેની માહિતી પણ પુસ્તકરૂપે પ્રગટ કરેલી છે. રાજ્ય તેમ જ કેન્દ્ર સરકાર પણ પ્રત્યેક ભાષામાં પ્રગટ થતાં ઉત્તમ બાલસાહિત્યનાં પુસ્તકોને પારિતોષિક અર્પણ કરી આ પ્રકારના સાહિત્યને ઉત્તેજન આપી રહી છે એ પણ આનંદપ્રદ ઘટના છે.



# અબ્દુલગની અબ્દુલકરીમ દહીંવાલા ('ગની' દહીંવાલા)

[૧૭-૮-૧૯૦૮]

ગઝલકાર શ્રી અબ્દુલગની દહીંવાલા સૂરતના વતની છે, અને એમ‍ં જન્મ પણ સૂરતમાં તા. ૧૭ ઑગસ્ટ ૧૯૦૮ ના રોજ થયો હતો. એમ‍ પિતાનું નામ શ્રી અબ્દુલકરીમ અબ્દુલરહેમાન દહીંવાલા અને માતાનું ના હૂરબીબી. જ્ઞાતિએ તેઓ સુન્ની મુસલમાન–મનસૂરી છે. એમનું લગ્ન ૧૯૩૦ ‍ શ્રી ઝયનબબીબી સાથે થયું હતું.

શ્રી દહીંવાલાને માધ્યમિક તેમ ઉચ્ચ શિક્ષણનો લાભ મળ્યો નથ‍ પ્રાથમિક ચાર ધોરણો તેઓ સુરતની ઉર્દૂ–ગુજરાતી મિશ્ર શાળા નં. ૪‍ ભણ્યા હતા (૧૯૧૯). વ્યવસાયમાં તેઓ દરજીની દુકાન ચલાવે છે. શ્રમી‍ હોવાથી એમને વાંચવાનો સમય ઓછો મળે છે, પરંતુ મિત્રો સાથે‍ વાર્તાલાપનો લાભ લઈને તેમ જ કવિતાનાં પુસ્તકો અને સામયિકો વાંચી સર્જાતા સાહિત્ય સાથેનો સંપર્ક જાળવે છે. પ્રાથમિક શાળામાં અભ્યા કરતા હતા ત્યારે એમને 'મીર'નો ગ્રંથ વાંચવા મળેલો, ત્યારથી કવિત‍ એમનો પ્રિય સાહિત્યપ્રકાર રહ્યો છે. કવિ 'ઇકબાલ,' એની 'ખુદી'ને કાર‍ એમના પ્રિય લેખક છે, અને 'બાગે દરા' એમનો પ્રિય સાહિત્યગ્રંથ છે.

ઈ. ૧૯૪૨–૪૩ માં સૂરત ખાતે મહાગુજરાત ગઝલમંડળની સ્થાપ‍ થઈ ત્યાર પછીના અમદાવાદ ખાતેના લેખકમિલનમાં એમણે ભાગ લીધ‍ અને સર્વશ્રી સુન્દરમ્, ઉમાશંકર અને મેઘાણીનો પરિચય થયો. તેમ‍ તથા ગુજરાતના વડીલ સાક્ષરોના મમત્વનો લાભ એમને મળ્યા કર્યો ‍ એ લેખકમિલન જાણે એમના જીવનની મુખ્ય વિકાસદર્શક ઘટના બની ગ‍ છે. ગઝલને ગુજરાતમાં સાચી કવિતા તરીકે સ્થાન મળે અને એના પ્રત્યે‍ સૂગ દૂર થાય એ એમનું લક્ષ્ય છે.

ઈ. ૧૯૩૯ માં મુસ્લિમોમાં નમાઝ પઢવા અને ધર્મપરાયણ થવ‍ આંદોલન જાગ્યું ત્યારે તેમાં નમાઝ વિશેનું ઉર્દૂ કાવ્ય પ્રથમ લખ્યું. ત્યારથ‍ શ્રી દહીંવાલાની લેખનપ્રવૃત્તિનો આરંભ થયો. એમનાં ધર્મપત્નીએ સંસારને

અભ્યાસ-સામગ્રી :

૧. 'ગાતાં ઝરણાં' માટે 'અભિરુચિ' (ઉમાશંકર જોશી).
૨. ગુ. સા. સભાની કાર્યવહી, ૧૯૫૩.
'મહેક' માટે ૧૯૬૧ ની કાર્યવહી.
૩. 'આસ્વાદ' (સુરેશ જોશી).
૪. 'ગીતગઝલ' (પાટણ) સામયિકમાંની તંત્રી અને શ્રી મકરંદ દવેની ચર્ચા.

સરનામું : ગોપીપુરા, સુભાષ ચોક, સૂરત.

---

## અમીદાસ પરમાણંદદાસ કાણકિયા

[ ૧૭-૭-૧૯૦૬ ]

કવિશ્રી કાણકિયા સૌરાષ્ટ્રમાં આવેલ સિહોરના વતની છે અને એમનો જન્મ પણ એ જ ગામમાં તા. ૧૭-૭-૧૯૦૬ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ પરમાણંદદાસ ભગવાનદાસ કાણકિયા, માતાનું નામ કાશીબાઈ અને પત્નીનુ નામ ભાનુમતી. તેમનાં પ્રથમ લગ્ન ઈ. સ. ૧૯૨૨માં અને બીજી વારનાં ૧૯૩૯ માં થયેલાં.

ભાવનગરની સનાતન ધર્મ હાઈસ્કૂલમાં ૧૯૨૦ થી ૧૯૨૨ સુધી એમણે અભ્યાસ કર્યો. એ વખતે સ્વ. યશવંત પંડ્યા એમના સહાધ્યાયી હતા. ઉચ્ચ શિક્ષણ માટે તેઓ મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાયા, અને નરસિંહરાવ દિવેટિયાના શિષ્ય બન્યા. ૧૯૨૬-૨૭માં મુંબઈ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા અને ૧૯૨૮-૨૯ મા એમ એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરી. એ સમયગાળામાં જ મુખ્ય વિષય તરીકે ગુજરાતી યુનિવર્સિટી-શિક્ષણમાં દાખલ થયું હતું, અને શ્રી કાણકિયાએ એનો લાભ લીધેલો. ૧૯૩૪ માં બી. ટી. ની ડિગ્રી પણ એમણે મેળવેલી. એમનો મુખ્ય વ્યવસાય શિક્ષણ છે. સમાજસુધારણાની પ્રવૃત્તિમાં પણ તેઓ રસ લે છે. એમના પિતા શિક્ષક અને પ્રાચીન ગુજરાતી સાહિત્યના અભ્યાસી હતા, અને માતા પણ કાવ્યો-આખ્યાનોનુ વારંવાર ગાન કરતાં; પરિણામે

શ્રી કાણુકિયાને સાહિત્ય પ્રતિ પ્રીતિ જન્મી. માતપિતા તરફથી મળેલો સાંસ્કૃતિક વારસો, સર્વશ્રી જયંતકુમાર ભટ્ટ, મુનિકુમાર, ભાનુશંકર વ્યાસ, સુંદરજી બેટાઈ વગેરે મિત્રોનો સંપર્ક અને નરસિંહરાવ જેવા ગુરુ પાસે અધ્યયન—આ સર્વ પ્રેરક બળોએ એમની જન્મજાત વૃત્તિને પ્રબળ બનાવી પ્રદીપ્ત રાખી છે. કાવ્ય અને ઇતિહાસ એ બંને એમના મનગમતા લેખનપ્રકારો છે અને એ વિષયના ગ્રંથો જ તેઓ વિશેષ વાંચે છે.

શાળાજીવન દરમ્યાન જ એમણે કાવ્યલેખન આરંભેલું. આત્મતૃપ્તિ એ એમની લેખનપ્રવૃત્તિનો ઉદ્દેશ. ૧૯૨૨માં એમનું પ્રથમ કાવ્ય પ્રગટ થયું. એ પછી 'સુવર્ણમાળા', 'ગુજરાત', 'સાહિત્ય', 'કૌમુદી' વગેરે સામયિકોમાં એમનાં કાવ્યો પ્રગટ થતાં રહેતાં. સને ૧૯૩૭માં એમનાં કાવ્યોનો પ્રથમ સંગ્રહ 'દીપશિખા' પ્રગટ થયો. એ પછી ઈ. ૧૯૬૨માં 'દીપજ્યોતિ' નામે બીજો સંગ્રહ પણ એમણે આપ્યો છે.

કવિની પદાવલી સુકુમાર છે અને ક્યાંક ક્યાંક કવિ કાન્તની અસર એમના પર વરતાય છે. એમનાં અંગત સંવેદનો સુઘડ અને સ્વસ્થ રીતે એમની કાવ્યકૃતિઓમાં રજૂ થયાં છે. છંદો પર એમને સારું પ્રભુત્વ છે અને ભાષાની પ્રૌઢિ પણ આકર્ષી રહે છે. ત્રીશીના સમયના આ કવિની ઉત્તર વયની કૃતિઓમાં, વિકસેલી કવિનાલક્ષણો સામાન્ય રીતે જોવા મળતી નથી.

એમની લેખનપ્રવૃત્તિના ત્રણ પ્રવાહો છે: (૧) કાવ્યપ્રવૃત્તિ, (૨) સમાજ અને જ્ઞાતિસુધારણાની ભાવનાથી જ્ઞાતિના સામયિકમાં લખેલા અનેક લેખો, અને (૩) પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે, અદ્યતન સંશોધન અને શિક્ષણસિદ્ધાંતો મુજબ લખેલાં, ઇતિહાસ વિષયનાં વીસેક પાઠ્યપુસ્તકો. અત્યારે તેઓ સામાજિક વિષયો પર જ્ઞાતિમાસિકમાં અવારનવાર લેખો લખે છે. મુંબઈની એશિયાટિક સોસાયટીના તેઓ આજીવન સભ્ય છે.

## કૃતિઓ

૧. દીપશિખા : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૩૭.
   પ્રકાશક : પોતે; વિક્રેતા : આર. આર. શેઠ, મુંબઈ.
૨. દીપજ્યોતિ : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૬૨.
   પ્રકાશક : પોતે; વિક્રેતા : આર. આર. શેઠ, મુંબઈ.

ઉપરાંત ઇતિહાસ, નાગરિકશાસ્ત્રનાં પાઠ્યપુસ્તકો અને શ્રી રમણ વકીલ આદિ સાથે 'કિશોરવાચનમાળા'નું કરેલું સંપાદન.

**અભ્યાસ-સામગ્રી :**

(૧) આધુનિક કવિતાપ્રવાહ (જયંત પાઠક).

(૨) ગુ. સા. સભાની કાર્યવહી, ૧૯૬૧.

**સરનામું** : વિજયાભવન, તેજપાલ રોડ, વિલેપાર્લે (પૂર્વ) મુંબઈ-૫૭.

---

## અમૃતલાલ લાલજીભાઈ ભટ્ટ 'અમૃત ઘાયલ'

[ ૧૯-૮-૧૯૧૬ ]

ગઝલલેખક શ્રી અમૃતલાલ ભટ્ટ રાજકોટ જિલ્લાના સરધાર ગામના તની છે, અને એમનો જન્મ પણ એ જ ગામમાં બ્રાહ્મણ જ્ઞાતિમાં તા. ૯-૮-૧૯૧૬ (શ્રાવણ વદ ૬, સં. ૧૯૭૨) ના રોજ થયો હતો. એમના ાતાનું નામ લાલજીભાઈ અને માતાનું નામ સંતોકબાઈ. એમનાં પ્રથમ લગ્ન . ૧૯૩૩ માં તારામતી સાથે અને બીજાં લગ્ન ઈ. ૧૯૫૧ માં ભાનુમતી ાથે થયાં હતાં.

સરધારની તાલુકા તથા મિડલ સ્કૂલમાં સાત ધોરણ સુધીનું શિક્ષણ ઈને તેઓ રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં દાખલ થયા હતા ૧૯૩૫-૩૮) અને ત્યાંથી મુંબઈ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશનની પરીક્ષા ાસ કરી હતી. કુસ્તીમાં એ ચંદ્રકવિજેતા બનેલા અને હાઈસ્કૂલની હિલ્ડ િલ્ડ વિજેતા ટુકડીના 'ઓપનિંગ' ખેલાડી હતા અને હોડીમાં પણ ભાગ ા. ધર્મેન્દ્રસિંહજી કૉલેજ, રાજકોટમાં (ઈ. ૧૯૩૭) પ્રથમ વર્ષ વિનયનનો ભ્યાસ કરેલો, એ દરમ્યાન જીમખાનાના એ મંત્રી હતા. મુખ્ય વ્યવસાય રકારી નોકરી. રમતગમતની પ્રવૃત્તિમાં એમને ઘણો રસ છે.

અભ્યાસકાળ દરમ્યાન ગાંધીજીની આત્મકથા, કલાપીનો કેકારવ અને ઝ. મેઘાણીનાં પુસ્તકોએ, શ્રી ગાલિબ, અસગર, જિગર અને ફાની એ ઁ કવિઓની ગઝલોએ તથા 'રસ્તા' મઝલૂમી પાજોદ દરબારના માનવતા- ર્યાં સંપર્કે એમના જીવન પર પ્રબળ અસર કરી છે. કવિશ્રી લલિત અને

કવિ કલાપીના પુત્ર જોરાવરસિંહજી તથા પૌત્ર પ્રહ્‌લાદસિંહજી તથા સ્વ. પિતાજીના સંસ્કારોએ, વડીલબંધુ જયસુખલાલના ભાતૃભાવે અને પત્નીના સહનશીલ સ્વભાવે પણ એમના જીવનઘડતરમાં અગ્ર ભાગ ભજવ્યો છે. ગુજરાતીમાં એમના પ્રિય લેખક કલાપી છે અને ઉર્દૂમાં ગાલિબ. 'દીવાને ગાલિબ' એમનો પ્રિય ગ્રંથ છે. સ્વામી આનંદ અને શ્રી મકરંદ દવે તરફ, સોય ઝાટકીને, કલમના ગૌરવને સાચવીને, કહી દેવાની રીત માટે તેમને ખાસ પક્ષપાત છે. લેખનપ્રવૃત્તિ દ્વારા તેઓ ગુજરાતીમાં શ્રેષ્ઠ ગઝલો સર્જવાનો ઉદ્દેશ સિદ્ધ કરવા માગે છે અને તે તત્ત્વ દ્વારા પરમને પકડવાનો એમનો પ્રયાસ છે. એમનો પ્રથમ ગઝલસંગ્રહ 'શૂળ અને શમણાં' ઈ. ૧૯૫૨માં પ્રગટ થયો અને એ પછી 'રંગ' નામે બીજો સંગ્રહ પણ પ્રકાશિત થયો છે. કાઠિયાવાડ જીમખાના, રાજકોટ દ્વારા યોજાયેલા ઘાયલ સન્માન સમારંભમાં એમને અઢી હજાર રૂપિયાની થેલી અર્પણ કરવામાં આવી હતી.

શ્રી અમૃત ઘાયલ નવતર પેઢીના કવિ છે. આ પેઢીના અગ્રણી ગઝલલેખકોમાં એમનું માનભર્યું સ્થાન છે. ગઝલના પ્રકારનું જૂનું માળખું વર્તમાન સમયમાં કરવટ બદલી રહ્યું છે. અહીંની બાનીછટાઓ અને અહીંની લઢણો એમાં ઊતરી રહી છે અને વર્તમાનનાં પ્રતિબિંબો પણ એમાં ઝિલાય છે. શ્રી ઘાયલ આ પેઢીના એક પ્રતિનિધિ ગઝલકવિ છે. જીવનના રહસ્યને મર્મભરી રીતે તેઓ ગઝલમાં પ્રકટ કરી આપે છે અને પોતાની કૃતિઓમાં ચિંતનકણને નિરૂપતાં, વિવિધ ભાવોને આલેખતાં, રચનાનું કૌશલ પણ દાખવે છે. ગુજરાતી ગઝલો સૌરાષ્ટ્રની તળપદી ભાષામાં, ગુજરાત–સૌરાષ્ટ્રના જ વાતાવરણને અનુષંગે રહે અને આપણી જ કહેવતો અને આપણું જ વાતાવરણ ગઝલોમાં ગૂંથાય એ માટે પ્રથમથી જ તેઓ પ્રયત્નશીલ રહ્યા છે.

મુશાયરા અને કવિસંમેલનોની પ્રવૃત્તિમાં એમને ઘણો [illegible] છે, અને એ સંસ્થાઓ સાથે તેઓ સંકળાયેલા છે.

## કૃતિઓ

૧. શૂળ અને શમણાં : મૌલિક, ગઝલ સંગ્રહ; પ્ર. સાલ. ૧૯૫૪.
   પ્રકાશક : હંસ પ્રકાશન ( સરસ્વતી પ્રકાશન ), રાજકોટ.

૨. રંગ : મૌલિક, ગઝલ તથા મુક્તકસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૦.
   પ્રકાશક : હંસ પ્રકાશન ( સરસ્વતી પ્રકાશન ), રાજકોટ.

અભ્યાસ-સામગ્રી :

(૧) 'રંગ'ના ઉપરણા પર શ્રી અનંતરાય રાવળે કરાવેલો પરિચય તેમ જ શ્રી મકરંદ દવેની પ્રસ્તાવના.

સરનામું : ૧૬, પ્રહ્લાદ પ્લૉટ્સ. રાજકોટ.

---

## અલારખભાઈ ઉસમાનભાઈ પોપટિયા ('સાલિક' પોપટિયા)

[ ૨૧-૮-૧૯૨૭ થી ૨૪-૪-૧૯૬૨ ]

શ્રી 'સાલિક' પોપટિયાના તખલ્લુસથી જાણીતા ગઝલકવિ શ્રી અલારખભાઈનો જન્મ તા. ૨૧-૮-૧૯૨૭ ના રોજ વતન ભાવનગરમાં થયો હતો. પિતાનું નામ ઉસમાનભાઈ અને માતાનું નામ નૂરબહેન. જ્ઞાતિએ મેમણ-મુસલમાન. એમનું લગ્ન શ્રી બીબલબહેન સાથે થયું હતું. એમણે ઇન્ટરમીડિયેટ આર્ટ્સ સુધીનો અભ્યાસ કર્યો હતો.

એમની લેખનપ્રવૃત્તિનો આરંભ ૧૯૪૬ થી, ભાવનગરની શામળદાસ કૉલેજમાં દાખલ થયા પછી, થયો હતો. વર્ડ્ઝવર્થનાં પ્રકૃતિકાવ્યોથી તેઓ મુગ્ધ થયેલા. શેલી, કીટ્સ, અમીર ખુસરો, ઉમર ખય્યામ અને હાફિઝ શિરાઝી એમના પ્રિય કવિઓ હતા. કાવ્યલેખનની પ્રવૃત્તિમાં દિવંગત શ્રી કપિલરાય ઠક્કર 'મજમું'ની એમને પ્રેરણા મળેલી અને અંગ્રેજી સાથે ફારસીનો અભ્યાસ પણ તેમની પાસે કરેલો.

ઈ. ૧૯૪૯માં તેઓ ભારતમાંથી પાકિસ્તાન-કરાંચી ગયા. ત્યાં 'નૂરે હવા ટોબેકો કંપની' સ્થાપી, અને બાકીનાં વર્ષો ત્યાં જ ગાળ્યા. ઈ. ૧૯૬૨ના એપ્રિલ માસની ૨૪મી તારીખે કેન્સરના રોગથી તેમનુ મૃત્યુ કરાંચીમાં જ થયું.

શ્રી પોપટિયાએ આપણને ત્રણ ગઝલસંગ્રહો આપ્યા છે. એમની કૃતિઓમાં કવિહૃદયની ઊર્મિઓ નિરાડંબર રીતે વ્યક્ત થઈ છે. શ્રી નગીનદાસ પારેખે કહ્યું છે તેમ, 'એમની કૃતિઓમાં એક પ્રકારના આભિજાત્યનો અને ઉદારતાનો અનુભવ થાય છે.' એમની ગઝલોમાં વિરહ છે,

પ્રેમનું ખેંચાણ છે, પ્રિયતમાના મિલન માટેની તાલાવેલી અને રહસ્યવાદ તેમ જ અન્ય ગઝલના રંગો પણ છે. કવિએ કહ્યું છે :

મળ્યું છે હાસ્ય ઉપવનમાં સુમનને,
મળ્યા હસતા સિતારાઓ ગગનને;
ઘણા ખુશ છે, ખુદા ! તારા જગતમાં
રુદન શાને મળ્યું મારા જીવનને ?

—આ પ્રકારના ભાવ એમનાં કાવ્યોમાં ઊપસી આવતા દેખાય છે. કવિની સાહજિક લાગણી ભરમ હૈયામાંથી સ્રવતી જણાય છે. ભારે આઘાત સહેલા છતાં કવિના હૃદયમાં કડવાશ પ્રગટતી નથી એ નોંધપાત્ર છે. એમની રુબાઈઓમાંનો મુક્તકગુણ અને ફારસી-અરબી શબ્દોનો વિશેષ ઉપયોગ ધ્યાન ખેંચી રહે છે. સમગ્ર રીતે, એક પ્રકારની સંસ્કારમંડિત મૃદુલતા એમની કૃતિઓમાં મોહી રહે છે.

શ્રી પોપટિયાએ પાકિસ્તાનમાં, ગુજરાતી ભાષાનો સત્તાવાર સ્વીકાર થતાં, ગુજરાતી પાઠ્યપુસ્તકો પણ તૈયાર કરેલાં; 'સાહિત્યસિંધુ'ના ત્રણ ભાગ એમની એ સેવાની સાહેદી પૂરે છે.

## કૃતિઓ

૧. સંગમ : તાહરી રુબાઈઓ (શ્રી કિસ્મત કુરેશી સાથે), મૌલિક (૫૨ થી ૧૦૧ રુબાઈઓ); પ્ર. સાલ ૧૯૪૯.
પ્રકાશક : અહમદહુસેન પોપટિયા.

૨. નયનધારા : મૌલિક અને અનુવાદ, ગઝલો, નઝમો અને મુક્તકો; પ્ર સાલ ૧૯૫૨.
પ્રકાશક : પાકિસ્તાન-ગુજરાતી પબ્લિકેશન્સ વતી ઝિયાઉદ્દીન.

૩. ખંડિત શમણાં : મૌલિક, ગઝલો, નઝમો, અને મુક્તકો; પ્ર. સાલ ૧૯૬૧.
પ્રકાશક : પાકિસ્તાન-ગુજરાતી પબ્લિશિંગ હાઉસ, કરાંચી.

૪. સાહિત્યસિંધુ (ભા. ૧, ૨, ૩) : સંપાદન-પાઠ્યપુસ્તકો; પ્ર. સાલ ૧૯૫૭-૫૮.
પ્રકાશક : પાકિસ્તાન-ગુજરાતી પબ્લિશિંગ હાઉસ, કરાંચી.

અભ્યાસ-સામગ્રી :

(૧) 'સંગમ' માટે ગુ. સા. સભાની કાર્યવાહી ૧૯૪૯-૫૦.
(૨) 'ખંડિત શમણાં' માટે ગુ. સા. સભાની કાર્યવાહી ૧૯૬૧ અને એ સંગ્રહનો શ્રી નગીનદાસ પારેખનો આમુખ.

# અંબેલાલ નારણજી જોશી

[ ૭-૯-૧૯૦૬ ]

એમનો જન્મ ઈ. સ. ૧૯૦૬ ના સપ્ટેમ્બરની સાતમી તારીખે પારડી તાલુકાના પલસાણા ગામે થયો હતો. માતાનું નામ જમનાબેન અને પિતા નારણજી ભુલાભાઈ જોશી. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૪૨ ના મે મહિનાની પાંચમી તારીખે શ્રી યશોમતી સાથે થયું હતું. તેમણે પ્રાથમિક કેળવણી ૧ થી ૫ ધોરણ સુધી પલસાણાની નિશાળમાં, માધ્યમિક વલસાડની સર જે. જે. સ્કૂલ અને બાઈ આવાંબાઈ હાઈસ્કૂલમાં, ઉચ્ચ કેળવણી બી. એ. સુધી મુંબઈની એલ્ફિન્સ્ટન કોલેજમાં અને એલએલ. બી. મુંબઈની ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં ૧૯૧૧ થી ૧૯૩૩ નાં વર્ષો દરમ્યાન લીધી હતી. વ્યવસાયે તેઓ વકીલ છે અને એ ધંધો એમની લેખનપ્રવૃત્તિને ખૂબ જ અનુકૂળ છે એમ તેઓ માને છે. મુંબઈ હાઈકોર્ટમાં છેલ્લાં ત્રીસ વર્ષથી તેઓ પ્રેક્ટિસ કરે છે અને મુંબઈ શહેરની અગત્યની ઔદ્યોગિક સંસ્થાઓના વર્ષોથી ધારાકીય સલાહકાર છે.

એમના રસના વિષયો છે વકીલાત ઉપરાંત ઉચ્ચ કેળવણી, રાજકારણ અને સમાજસુધારો. એ તમામ પ્રવૃત્તિઓની અસર જાણેઅજાણે એમના સર્જનમાં થાય છે. એમના જીવન પર નીચેનાં પુસ્તકોએ પ્રબળ અસર કરી છે: ગાંધીજીની આત્મકથા, જવાહરની આત્મકથા, ગીતા, રામાયણ–મહાભારત, ફ્રેન્ચ જીવનચરિત્રકાર આન્દ્રે મોર્વાનાં રસિક, રોમાંચક જીવનચરિત્રો, કનૈયાલાલ મુનશીની ઐતિહાસિક નવલકથાઓ અને પૌરાણિક નાટકો, ગિબનનાં રોમ વિશેનાં ઇતિહાસપુસ્તકો, બર્નાડ શોનાં નાટકો અને રવીન્દ્રનાથ ટાગોરની નવલકથાઓ. ગાંધીજી, જવાહર, સરદાર વલ્લભભાઈ, રાજેન્દ્રબાબુ, મોરારજી દેસાઈ, સર ચીમનલાલ અને મોતીલાલ સેતલવાડ એમના જીવન પર પ્રબળ અસર કરી છે.

શ્રી અંબેલાલભાઈને ગુજરાતી, સંસ્કૃત, હિંદી, મરાઠી અને અંગ્રેજી ભાષા આવડે છે. ગુજરાતી અને અંગ્રેજીમાં એમણે પુસ્તકો લખ્યાં છે. જીવનચરિત્રો લખવાનું એમને ખૂબ પ્રિય છે. એમની લેખનપ્રવૃત્તિનો ઉદ્દેશ જીવનચરિત્રો દ્વારા માનવતાનાં ઉજ્જવલ અને ઉત્તમોત્તમ દૃષ્ટાંતો આપીને જનસેવા, સમાજસેવા અને પ્રભુસેવા કરવાનો છે. એમની લેખનપ્રવૃત્તિનો

આરંભ થયો ૧૯૨૯ માં, ઐતિહાસિક વાર્તાઓથી. એમના પ્રિય લેખક છે નાનાલાલ. એમનું પ્રિય પુસ્તક છે ગાંધીજીની આત્મકથા. તેઓ માને છે કે માનવજાતનો સાચો ઇતિહાસ માનવ જ છે અને એમને જીવંત તેમ જ વિદેહ વ્યક્તિઓનાં ચરિત્રચિત્રણમાં પારાવાર રસ છે. ખાસ તો રાજકીય નેતાઓનાં જીવનચરિત્રો લખવાં એમને વધુ પ્રિય છે. સાહિત્ય ઉપરાંત રાજકારણ, કાયદો, કેળવણી, ધર્મશાસ્ત્ર, સમાજજીવન અને પ્રવાસવિષયક પુસ્તકો વાંચવાનો એમને શોખ છે, અને એનો ઉપયોગ એમના સર્જનમાં કરે છે. વિવિધ રમતગમત અને પ્રવાસનો પણ એમને શોખ છે.

એમની સૌથી પહેલી કૃતિ 'ઐતિહાસિક કથામંજરી' ૧૯૩૦ માં જીવનલાલ અમરશી મહેતાએ પ્રગટ કરી. પ્રકાશન વખતે પ્રકાશકે ૪૦૦ પાનાંના પુસ્તકના સર્વ હક લઈ રૂ. ૧૦૦) આપેલ એ જીવનનો કડવો અનુભવ તેમનાથી હજી ભુલાતો નથી. મુંબઈની સામાજિક તેમ જ સાંસ્કૃતિક સંસ્થાઓ સાથે તેઓ જોડાયેલા છે. મુંબઈ યુનિવર્સિટીના તેઓ ફેલો અને સિન્ડિક છે અને એની સંખ્યાબંધ સમિતિઓના સભ્ય છે. એમનાં જીવનચરિત્રનાં તમામ પુસ્તકોને ગુજરાતના વિવેચકો તેમ જ પ્રજાજનો તરફથી સરસ આવકાર મળ્યો છે. અત્યારે તેઓ 'ગુજરાતી પ્રજાનો સાંસ્કૃતિક ઇતિહાસ' ત્રણ ભાગમાં લખી રહ્યા છે.

શ્રી જોશીએ મહાત્મા ગાંધીજી, જવાહરલાલ, ડૉ. પટ્ટાભી એમ અનેક ખ્યાતનામ વ્યક્તિઓનાં વિસ્તૃત જીવનચરિત્રો લખ્યાં છે. જીવનકથાના નાયકના જીવનનાં વિવિધ પાસાંનું તેઓ વિગતપ્રચુર મનહર દર્શન કરાવે છે. ચરિત્રલેખન માટેની અભ્યાસસામગ્રી તેઓ ખંત અને જહેમતપૂર્વક એકત્રિત કરે છે અને એ સર્વનો વિનિયોગ એમની કૃતિઓમાં કરે છે. આટલા મોટા પાયા પર અને આટલા વિસ્તારથી આપણે ત્યાં ભાગ્યે જ જીવનચરિત્રો લખાયાં છે. કથાનાયકની સરખામણી પણ તેઓ વિવિધ વ્યક્તિઓ સાથે કરે છે અને એ દ્વારા એની વિશેષતાઓ છતી કરવાનો પ્રયત્ન કરે છે. ઉપરાંત, તેઓ કથાનાયકના વિવિધ વિષયો પરના વિચારો પણ તેની જીવનકથામાં આપે છે. વિવિધ પ્રસંગોની રજૂઆતદ્વારા કથા-*નાયકના વ્યક્તિત્વને સ્ફુટ કરવાનો એમનો પ્રયત્ન એકંદરે પ્રશસ્ય છે.* અતિ આદર અને અહોભાવથી તેઓ વ્યક્તિઓનાં ચરિત્રો આલેખે છે. કવચિત્ અતિ પ્રસ્તાર ખટકે છે ખરો, તેમ છતાં એમની સરળ અને સુવાચ્ય શૈલી એમનાં ઘણાંખરાં જીવનચરિત્રોને આકર્ષક બનાવે છે. સાહિત્ય

અને કેળવણી તેમ જ કાયદો અને રાજકારણ આ ચતુર્વિધ ક્ષેત્રોમાં એમની પ્રવૃત્તિઓ વહેંચાયેલી છે અને એ સર્વમાં પહોંચી વળવા માટે તેઓ સખત પરિશ્રમ કરે છે.

## કૃતિઓ

૧. ઐતિહાસિક કથામંજરી : મૌલિક નવલિકાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૩૧.
   પ્રકાશક : જીવનલાલ મહેતા
૨. ઇંગ્લેન્ડનો ઇતિહાસ : મૌલિક, ઇતિહાસ; પ્ર. સાલ ૧૯૩૨.
   પ્રકાશક : ગુજરાત ઓરિએન્ટલ બુક ડીપો.
૩. વીર શાહુ : મૌલિક, નાટક; પ્ર. સા. ૧૯૩૨.
   પ્રકાશક : જીવનલાલ મહેતા
૪. આપણું નાટ્યસાહિત્ય ને રંગભૂમિ : મૌલિક, વ્યાખ્યાન; પ્ર. સાલ ૧૯૩૨.
   પ્રકાશક : જાતે.
૫. બોટાદકરને પુષ્પાંજલિ : મૌલિક, પ્રશસ્તિકાવ્ય; પ્ર. સાલ ૧૯૩૨.
   પ્રકાશક : જાતે.
૬. સર હોરમસજી એડનવાલા : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૩૬.
   પ્રકાશક : ધી કર્ણાટક પબ્લિશિંગ હાઉસ, મુંબઈ.
૭. મહાવીર પ્રભુ : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૩૮.
   પ્રકાશક : જાતે
૮. સર શાપુરજી બીલીમોરીઆ; મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૬.
   પ્રકાશક : જાતે
૯. વલ્લભભાઈ : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૭.
   પ્રકાશક : બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, મુંબઈ.
૧૦. ડૉ. રાજેન્દ્રપ્રસાદ : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૮.
   પ્રકાશક : બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, મુંબઈ.
૧૧. રાજાજી : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૮.
   પ્રકાશક : બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, મુંબઈ.
૧૨. મહાદેવભાઈ : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૮.
   પ્રકાશક : બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, મુંબઈ.
૧૩. ડૉ. પટ્ટાભી : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૯.
   પ્રકાશક : બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, મુંબઈ.
૧૪. રાજર્ષિ ટંડનજી : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૫૧.
   પ્રકાશક : બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, મુંબઈ.

૧૫. પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધીજી (પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ) : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૫૫.
  પ્રકાશક : બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, મુંબઈ.
૧૬. દમયંતી : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૫.
  પ્રકાશક : રૂપમ્ પ્રકાશન મંદિર.
૧૭. રાષ્ટ્રપ્રિય પંડિત જવાહરલાલ (પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ) : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૫૬.
  પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી, મુંબઈ.
૧૮. શ્રી મોરારજીભાઈ દેસાઈ : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૬૦.
  પ્રકાશક : ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ.
૧૯. જવાહરલાલના જીવનના પ્રેરક પ્રસંગો (૧–૨) : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૬૨.
  પ્રકાશક : ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ.
૨૦. Life and Times of Sir Hormusjee C. Dinshaw : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૩૮.
  પ્રકાશક : ડી. બી. તારાપોરવાળા એન્ડ કું., મુંબઈ.
૨૧. Sir Chimanlal H. Setalvad : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૩૯.
  પ્રકાશક : ડી. બી. તારાપોરવાળા એન્ડ કું., મુંબઈ.
૨૨. Chevalier Framroze H. C. Adenwalla, : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૫૧.
  પ્રકાશક : ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ.

અભ્યાસ–સામગ્રી

ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી ઈ. ૧૯૪૦–૫૦, ૧૯૫૫, ૧૯૫૬, 'સંસ્કૃતિ' ફેબ્રુઆરી, ૧૯૫૬.
પ્રા ફિરોઝ દાવર, પ્રા. અનંતરાય રાવળ, પ્રા કે બી વ્યાસ, પ્રા. કેશવલાલ કામદાર, પ્રા. ઈશ્વરલાલ દવે, શ્રી શિવશંકર શુક્લ વગેરેનાં અવલોકનો–ગુજરાતી અંગ્રેજી વર્તમાનપત્રોમાં, 'ગુજરાતના મૌલિક ચરિત્રકાર શ્રી અંબેલાલ જોશી' એ પુસ્તિકા પ્રકાશક બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર, મુંબઈ ૭.

સરનામું : ૪૩, જરીવાલા બિલ્ડિંગ, ચોપાટી, મુંબઈ–૭.

# ઉમેદભાઈ મોતીચંદ મણિયાર

[ ૨૩-૪-૧૯૦૯ ]

શ્રી ઉમેદભાઈનો જન્મ ઈ. સ ૧૯૦૯ની એપ્રિલની ત્રેવીસમી તારીખે વતન જામનગરમાં થયો હતો એમના પિતાનું નામ મોતીચંદ અને માતાનું નામ મણિબેન ઉમેદભાઈ બી એ મુંબઈની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં થયા અને ૧૯૩૬મા મુંબઈ યુનિવર્સિટીની એમ એ ની ઉપાધિ મેળવી બી એ થયા પછી તેઓ ઝેવિયર્સ કૉલેજમાં ફેલો તરીકે નિમાયા હતા તેઓ વર્ષોથી મુંબઈની હવે વિદ્યાપીઠમાં અંગ્રેજીના અધ્યાપક છે અને અત્યારે એ જ સંસ્થામાં અંગ્રેજીના રીડર અને વાઇસ પ્રિન્સિપાલનું પદ શોભાવે છે

એમનું લગ્ન શ્રી વિદ્યાબહેન સાથે થયું છે ગુજરાતી ઉપરાંત અંગ્રેજી, સંસ્કૃત, હિંદી અને મરાઠી તેઓ જાણે છે અંગ્રેજીમાં તેમણે વિદ્યાર્થીઓ-ન્ય સમીક્ષાઓ સારી સંખ્યામાં પ્રગટ કરેલ છે વાર્તાઓ અને વિવેચન એમને પ્રિય છે ૧૯૩૫ પછી એમણે લેખનપ્રવૃત્તિનો આરંભ કર્યો ટૂંકી વાર્તાઓનો એમનો પ્રથમ સંગ્રહ 'પાંખ વિનાનાં' ઈ સ ૧૯૪૫માં પ્રગટ થયો એની પ્રસ્તાવના શ્રી ઉમાશંકર જોશીએ લખી હતી એ પહેલો જ સંગ્રહ આપણા ટૂંકી વાર્તાક્ષેત્રે અનોખી ભાત પાડી ગયો હતો અંગ્રેજી સાહિત્યનું અધ્યયન અને અધ્યાપન એમને સર્જનપ્રવૃત્તિમાં ખૂબ પોષક અને પ્રેરક નીવડ્યું છે 'પાંખ વિનાના' વાર્તાસંગ્રહની બીજી આવૃત્તિ ૧૯૫૪માં થઈ હતી શ્રી ઉમેદભાઈ સામયિકોમાં અવારનવાર લખે છે સાહિત્ય ઉપરાંત સંગીત પ્રત્યે એમને ઊંડી અભિરુચિ છે તેઓ એક સારા ગાયક પણ છે

'પાંખ વિનાના'માં કુલ ૧૩ વાર્તાઓ છે, એમાની ત્રણ વાર્તાઓ વાર્તાકલાની દૃષ્ટિએ નહીં પણ વિષયદૃષ્ટિએ નોંધપાત્ર છે એમાં કિશોર માનસનું નિરૂપણ થયું છે એમણે કરુણરસ-પ્રધાન વાર્તાઓ ઠીક ઠીક આપી છે માનવીની દુષ્ટતા, હૃદયહીનતા ઈર્ષ્યા ગેરસમજ આદિનું આલેખન કરતી એમની વાર્તાઓમાં કરુણની વેધકતા કે ઊંડાણ પ્રગટ થતાં નથી ખરું જોતાં કરુણ નહીં પણ હાસ્યરસના આલેખનવાળી વાર્તાઓમાં શ્રી મણિયાર સફળ થયા છે સંગ્રહની ઉત્તમ વાર્તાઓ હાસ્યની જ છે સંગ્રહની છેલ્લી વાર્તા 'હું એકલી છું' સૌથી વધુ સુંદર બની છે બૈરક બોલીનો પણ એમણે વાર્તામાં સફળ પ્રયોગ કરેલો છે પાત્રના માનસમાં ઠીક ઠીક ઊંડે જવાનું કૌશલ જીવનના હાસ્ય-કારુણ્યને નિરૂપવાનો ક્રાન્ટ, અસરકારક લખાવટ

શ્રી મણિયારની વાર્તાઓને એકંદરે સફળ બનાવે છે. એમનાં કાવ્યવિવેચનો અને અંગ્રેજી સાહિત્યવિષયક અભ્યાસલેખો પણ આપણે ત્યાં સારો આદર પામ્યાં છે.

### કૃતિઓ

'પાંખ વિનાનાં': મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૪૫ ( પ્રથમ આવૃત્તિ ); ૧૯૫૪ ( બીજી આવૃત્તિ ).
પ્રકાશક : પ્રથમ આવૃત્તિ; ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; બીજી આવૃત્તિ : વોરા, મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

'પાંખ વિનાનાં' ની શ્રી ઉમાશંકર જોશીએ લખેલ પ્રસ્તાવના.

સરનામું : એ/૧૫, તારાબાગ એસ્ટેટ, ચર્ની રોડ, મુંબઈ–૪.

---

## ગૌરીપ્રસાદ ચુનીલાલ ઝાલા

[ ૨૬-૪-૧૯૦૭ ]

સંસ્કૃતના પ્રસિદ્ધ વિદ્વાન અધ્યાપક શ્રી ગૌરીપ્રસાદ ઝાલા જામનગરના વતની છે. જ્ઞાતિએ તેઓ નાગર બ્રાહ્મણ છે. પિતાનું નામ ચુનીલાલ જગજીવન ઓઝા અને માતાનું નામ સંતોકબહેન. એમનાં લગ્ન ઈ. સ. ૧૯૨૦માં (સ્વ.) રુદ્રબાળા સાથે થયેલાં. એમનો જન્મ ઈ. સ. ૧૯૦૭ના એપ્રિલ મહિનાની ૨૬ મી તારીખે જામકલ્યાણપુરમાં થયો હતો.

પ્રાથમિક શિક્ષણ જામનગરની પ્રાગજી ભટ્ટની શાળામાં લીધું અને એ પછી ઈ. સ. ૧૯૧૭ થી ૨૦ ત્યાંની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં ભણ્યા. મૅટ્રિક સુધીનાં છેલ્લાં ચાર વર્ષો (૧૯૨૦–૨૪) નવાનગર હાઈસ્કૂલમાં અભ્યાસ કર્યો અને અંગ્રેજી તથા સંસ્કૃત ભાષામાં અનેક શિષ્યવૃત્તિઓ મેળવી. મુંબઈની સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાંથી ઈ. સ. ૧૯૨૮માં બી. એ.ની અને ૧૯૩૦ માં એમ. એ. ની પદવી મેળવી. અધ્યાપન એ એમનો મુખ્ય વ્યવસાય છે, અને વર્ષોથી એમની માતૃસંસ્થા—સેન્ટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઈમાં તેઓ સંસ્કૃતના અધ્યાપક તરીકે કાર્ય કરે છે.

પ્રા ઝાલા સાહિત્ય-સંશોધનની અનેક સંસ્થાઓ સાથે સક્રિય રીતે સંકળાયેલા છે મુંબઈની ફાર્બસ ગુજરાતી સભા, એશિયાટિક સોસાયટી અને ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ (પૂના)ના તેઓ જીવનસભ્ય છે પી ઈ એન ના સામાન્ય સભ્ય છે વડોદરાની ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ તરફથી રામાયણના સંપાદન માટે નિમાયેલી સમિતિના પણ સભ્ય છે વડોદરા, મુંબઈ તેમ જ કર્વે યુનિવર્સિટીની વિવિધ અભ્યાસસમિતિઓને પણ તેમની સેવાનો લાભ મળે છે

સંસ્કૃતના આ આરૂઢ વિદ્વાન અધ્યાપનના ક્ષેત્રમાં એક આદર્શ અધ્યાપકનું જ્વલંત દૃષ્ટાંત પૂરું પાડે છે અધ્યયન અને અધ્યાપન સિવાય બીજી આળપંપાળમાં એ રસ લેતા નથી અધ્યાપનકાર્ય કરતાં કરતાં એમણે અંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી ભાષામાં અનેકાનેક સંશોધન અને વિવેચનના લેખો લખ્યા છે અંગ્રેજીમાં લખાયેલું એમનું 'કાલિદાસ' પરનું અધ્યયન અને 'ભામિનીવિલાસ' તેમ જ 'રઘુવંશ'ના ૬–૧૦ સર્ગોના સંપાદનો અને સ્વાધ્યાયના ઉત્તમ ફળરૂપ એમના સંશોધનલેખો કોઈ પણ અધ્યાપક માટે એ ક્ષેત્રમાં દીવાદાંડીરૂપ છે સંસ્કૃતમાં 'સુષમા' નામે એમનો કાવ્યસંગ્રહ પણ પ્રગટ થયો છે 'સંસ્કૃતિ'માં પ્રકાશિત થયેલ કવિ કાન્ત' વિરચિત 'વસંતવિજય' કાવ્યનો સંસ્કૃતમાં એમણે કરેલો સમશ્લોકી અનુવાદ અને 'કાલિદાસની ઉપમા તેમ જ 'બાણ' પરના એમના સંસ્કૃતમાં લખાયેલા લેખો તો અતિ પરિચિત છે

ગુજરાતીમાં એમનો સર્વપ્રથમ લેખ ઈ ૧૯૩૨ માં શ્રી બટુભાઈ ઉમરવાડિયાની નાટ્યકૃતિ 'મત્સ્યગન્ધા અને ગાંગેય' પર 'કૌમુદી'માં પ્રગટ થયો હતો એ પછી ચક્રવાકમિથુન 'વસન્તોત્સવ માં અસંભવ દોષ ગાંધીજીની આત્મકથા 'સુન્દરમ્ નું મૃચ્છકટિક કલાનું સ્વરૂપ એમ લગભગ બેએક સંગ્રહો થાય એટલા એમના અભ્યાસલેખો જુદાં જુદાં સામયિકોમાં પ્રસિદ્ધ થયા છે ૧૯૪૪ના ગ્રન્થસ્થ ગુજરાતી વાઙ્મયની એમની સમીક્ષા પણ પ્રગટ થયેલી છે

પ્રા ઝાલાનાં લખાણોમાં મર્મને પકડી કૃતિના સૌન્દર્યસ્થાનો પ્રગટ કરી આપતી એમની સૂક્ષ્મ સાહિત્યસૂઝના દર્શન થાય છે સંસ્કૃતના આ સંનિષ્ઠ વિદ્વાન ગીતાને કાવ્ય તરીકે મૂલવતા હોય કે 'આનંદમીમાંસા'ની સમાલોચના કરતા હોય, 'શર્વિલક નું રસલક્ષી વિવેચન કરતા હોય કે

'સંસ્કૃત સાહિત્યમાં હાસ્યરસ' વિશે પોતાનો દૃષ્ટિકોણ રજૂ કરતા હોય— સર્વમાં, એમની સમતોલ સ્વસ્થ અને વિદ્વત્તાપૂર્ણ વેધક દૃષ્ટિનો પરિચય થાય છે. સંસ્કૃતના આપણા ઘણા અધ્યાપક વિદ્વાનોએ ગુજરાતી વિવેચનને પણ સમૃદ્ધ કર્યું છે. પ્રા. ઝાલા, વર્તમાન યુગમાં એ પરંપરાને સુપેરે આગળ વિસ્તારે છે. 'સરસ્વતીચન્દ્ર'માંની 'સુન્દરગિરિના સાધુઓની જીવનભાવના', 'આનંદશંકર અને મણિલાલની વિચારધારા' અને 'છેલ્લાં પચાસ વર્ષની કવિતા: જીવનદર્શન' જેવા એમના લેખો, ગુજરાતી સાહિત્યના કેવા કેવા વિષયો એમણે સ્વાધ્યાય અર્થે લઈને એમની પર્યેષણા કરી છે એનો ખ્યાલ આપે છે. એમનું પ્રસન્નગંભીર ગદ્ય અને નિરૂપણની આકર્ષકતા ગમી જાય એવાં છે. સેન્ટ ઝેવિયર્સ કૉલેજના ગુજરાતી સાહિત્યમંડળના આશ્રયે પ્રગટ થતા રહેતા વાર્ષિક 'રશ્મિ'ના તેઓ મુખ્ય સંપાદક છે, અને એમાં અત્યાર સુધીમાં કેટલાય સત્ત્વગર્ભ લેખો પ્રગટ થયા છે.

## કૃતિઓ

૧. Kalidas – A Study (અંગ્રેજીમાં): મૌલિક, વિવેચન; પ્ર. સાલ ૧૯૪૩. બીજી આવૃત્તિ ૧૯૪૯
   પ્રકાશક: પદ્મ પબ્લિકેશન.

૨. Bhaminivilasa 1, 4 (અંગ્રેજીમાં): સંપાદન, કાવ્ય; પ્ર. સાલ (બીજી આવૃત્તિ) ૧૯૪૯.
   પ્રકાશક: પદ્મ પબ્લિકેશન.

૩. Raghuvamsa 6–10 (અંગ્રેજીમાં): સંપાદન, કાવ્ય.

૪. સુષમા (સંસ્કૃતમાં): મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૫૫.
   પ્રકાશક: પોતે

✓૫. वसन्तविजय (સંસ્કૃતમાં): અનુવાદ–કવિ કાન્તના કાવ્યનો; પ્ર. સાલ ૧૯૬૦ 'સંસ્કૃતિ'માં

૬. ૧૯૪૪ની વાર્ષિક સમીક્ષા (ગુજરાતી): મૌલિક, વિવેચન.
   પ્રકાશક: ગુજરાતી સાહિત્ય સભા, અમદાવાદ.
   ઉપરાંત, અંગ્રેજીમાં ૯–૧૦ સંશોધન–લેખો, સંસ્કૃતમાં उपमा कालिदासस्य અને बाणोच्छिष्टं जगत्सर्वम् એ લેખો.

ગુજરાતીમાં મત્સ્યગન્ધા અને ચક્રવાકમિથુન, વસન્તોત્સવમાં અસંભવ દોષ, સુન્દરગિરિના સાધુઓની જીવનભાવના, ગાંધીજીની આત્મકથા, છેલ્લાં પચાસ વર્ષોની કવિતા: જીવનદર્શન, આનંદશંકર અને

મણિલાલની વિચારધારા, સુન્દરમ્‌નું મૃચ્છકટિક, શર્વિલક (ર. પરીખ), વાઙ્મયવિમર્શ (રા. બક્ષી), આનંદમીમાંસા (ર. છો. પરીખ), અને પંચતંત્ર (ડૉ. સાંડેસરાસંપાદિત)ની સમાલોચનાઓ; ગીતામાં યજ્ઞભાવના, ગીતા–કાવ્ય તરીકે, કાલિદાસની કવિતા, વાલ્મીકિની પ્રણયભાવના, કાલિદાસની પ્રણયભાવના, કાલિદાસનાં નાટકોમાં શાપ, કર્ણભાર, દૂતવાક્ય–એક વિલક્ષણ અભિનેય નાટક, કાલિદાસ અને અશ્વઘોષનાં સ્તોત્રો, ઉપનિષદ સાહિત્ય, શબ્દાલંકાર, સંસ્કૃતસાહિત્યમાં હાસ્યરસ, સ્ત્રીસમાનતા માટેનો એક પ્રાચીન સંગ્રામ, પૂર્વમીમાંસા-દર્શન, કલાનું સ્વરૂપ અને બીજા અનેક લેખો.

સરનામું : એ ૧૩/૧૫ પાર્વતી મેન્શન, ગ્રાન્ટ રોડ, મુંબઈ–૭.

---

## ચિનુભાઈ ભોગીલાલ પટવા ‘ફિલસૂફ’

### [ ૨૬–૧૦–૧૯૧૧ ]

શ્રી ચિનુભાઈ પટવાનો જન્મ મુંબઈમાં ૨૬મી ઑક્ટોબર, ૧૯૧૧માં થયો હતો. સુખ્યાત ગણિતી શ્રી ભોગીલાલ કેશવલાલ પટવા એમના પિતા થાય. માતાનું નામ મંગળાગૌરી. એમનાં લગ્ન ૧૯૩૮માં રંગભૂમિનાં રસિયાં શ્રી કંચનબહેન સાથે થયાં હતાં. પ્રાથમિક કેળવણી અમદાવાદની નવી ગુજરાતી શાળા અને સરકારી મિડલ સ્કૂલમાં લીધેલી. મેટ્રિક ૧૯૨૯ માં આર. સી. હાઈસ્કૂલમાંથી થયેલા. એ પછી અમદાવાદની ગુજરાત કૉલેજમાં જૂનિયર બી. એ. લગીનો અભ્યાસ કર્યો. પરંતુ ૧૯૩૦–'૩૨ની લડત વેળાએ ગુજરાત કૉલેજ પર પિકેટિંગ કરવા બદલ એ સમયના પ્રિન્સિપાલ શિરાઝે એમને કૉલેજમાંથી બરતરફ કરેલા. એ સમય દરમ્યાન તેમ જ ૧૯૪૨માં લડત વખતે ગુજરાત કૉલેજ પાસે શહીદ થનાર વિનોદ કિનારીવાળાના મૃતદેહને, ધરતી મોટરમાં, ગોળી મારનાર સાર્જન્ટ પાસેથી લઈ આવી, હૉસ્પિટલમા અને પછી તેનાં માતાપિતાને પહોંચાડેલો. ૧૯૨૯માં શ્રી નીરુભાઈ દેસાઈ સાથે એમણે સાયકલ પર અમદાવાદથી મુંબઈનો પ્રવાસ પણ કરેલો. ૧૯૩૫–૩૬માં મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી તેઓ બી. એ. થયા હતા. હાલ, લાઇફ ઇન્સ્યોરન્સ કૉર્પોરેશનમાં, અમદાવાદ

ખાતે, ઑફિસર—આસિસ્ટન્ટ બ્રાન્ચ મૅનેજર—છે, અને આ વ્યવસાય એમની લેખનપ્રવૃત્તિને અનુકૂળ પણ છે.

શ્રી પટવા અનેક જાહેર પ્રવૃત્તિઓમાં પણ રસ લે છે એલિસબ્રિજ આરોગ્યસમિતિના મંત્રી અને કોષાધ્યક્ષ તેમ જ યુવક સંઘના મંત્રી તરીકેની એમની કામગીરીએ અને ધોલેરા, ધારાસણા, વીરમગામના સત્યાગ્રહોમાં ભાગ લઈને ચાર વાર મેળવેલા જેલજીવનના અનુભવે એમને સાહિત્ય સર્જન માટે ઠીક ઠીક પાથેય પૂરું પાડયું છે રાજકારણ, સત્યાગ્રહ અને જેલ-સહેલ એમના સર્જનનાં પ્રેરક બળો છે એ વિશિષ્ટ વાતાવરણમાં અનેક વ્યક્તિઓનો સંપર્ક થયો, અને માનવસ્વભાવનો અભ્યાસ કરવાની પણ એમને તક મળી

શ્રી પટવાની લેખનપ્રવૃત્તિનો આરંભ તો કૉલેજકાળમાં જ થયો હતો કૉલેજ-મૅગેઝિનમાં એમના લેખો અને એમની વાર્તાઓ પ્રગટ થતાં હતાં સદ્દ રામનારાયણ પાઠકે 'પ્રસ્થાન' સામયિકમાં કથાકાવ્યરૂપ એમની વાર્તા 'આણુનો દેડકો' પ્રગટ કરી એટલે એમને ભારે પ્રોત્સાહન મળેલું શ્રી ચુનીલાલ વ શાહે પણ ચિનુભાઈના વાર્તાલેખનને એક શિક્ષકની જેમ માર્ગદર્શન આપીને, 'પ્રજાબંધુ' તેમ જ તેના દીપોત્સવી અંકોમાં એમની વાર્તાઓ પ્રગટ કરી: અને પરિણામે લેખન માટે એમને ઘણી શ્રદ્ધા જન્મી એ જ રીતે શ્રી બચુભાઈ રાવતે પણ એમનામાં અમન રસ લઈને આજ લગી એમને પ્રોત્સાહન આપ્યા કર્યું છે વાતચીત કરવાની હળવી શૈલીને કારણે શ્રી નીરુભાઈ દેસાઈએ એવી વાતોને લેખનમાં ઉતારવાની પ્રેરણા આપેલી, અને એથી શરૂઆતમાં 'નવ સૌરાષ્ટ્ર'મા 'ચા પીતા પીતાં,' અને પછીથી 'ગુજરાત સમાચાર'માં 'પાનસોપારી'ના શીર્ષક નીચે હળવા લેખો—નિર્દંશિકાઓ લખવાનું એમણે આરંભ્યું 'પાનસોપારી' તો 'ગુજરાત સમાચાર'માં દર શનિવારે, તા ૨-૮-૪૧ થી, એટલે કે છેલ્લા પચીસ વર્ષથી, નિયમિત પ્રગટ થતો અત્યંત લોકપ્રિય વિભાગ છે ૧૯૫૬ મા શરૂ થયેલી મહાગુજરાતની લડત દરમ્યાન અને પછી પણ 'ગોરખ મચ્છિન્દ્ર' નામની એમણે લખેલી લેખમાળામા અને તાજેતરમાં એ જ નામે પુસ્તકાકારે પ્રગટ થયેલ એ 'ઇતિહાસરસ પીરસતો રાજકીય કટાક્ષ'માં રાજકારણના રંગ અને વ્યંગને આબાદ રીતે, અત્યંત માર્મિક રીતે, એમણે ઝીલ્યાં છે નિવૃત્ત કૉંગ્રેસી અને કૉંગ્રેસ કાર્યકરની—મચ્છિન્દ્ર-ગોરખની—આ ખ્યાતનામ બનેલી જોડી દ્વારા શ્રી પટવાએ પ્રવર્તમાન રાજકારણની વિલક્ષણતાઓનાં

પ્રતિબિંબ એમા હૂબહૂ પાડ્યાં છે, અને એમના એકંદરે નિર્દંશ અને હાવકા હાસ્યનો અચ્છો પરિચય એ કૃતિમા પ્રાપ્ત થાય છે એમની ઊડી રાજકીય સૂઝનુ અને ગુજરાતના પ્રજાજીવનનુ દર્શન કરાવતું આ સવાદાત્મક કટાક્ષિકાઓની માળાનુ આપણું વિરલ કહી શકાય એવુ સમકાલીન પુસ્તક છે

જીવનમાં જે સહન કર્યા વગર છૂટકો જ નથી એવા બનાવોને હળવી દૃષ્ટિએ લેવાની અને જોવાની ટેવ પાડવી અને એવી રમૂજવૃત્તિ લેખનદ્વારા વિશાળ વાચકવર્ગને પહોચાડવી—આ એમની લેખનપ્રવૃત્તિનો ઉદ્દેશ છે એ કારણે જ એમણે 'ગુજરાત સમાચાર'ને એમની લેખનપ્રવૃત્તિનુ મુખ્ય સાધન બનાવ્યું છે, અને આબાલવૃદ્ધ સર્વને એમા રસ લેતા કરીને પોતાના ઉદ્દેશને પણ સિદ્ધ કર્યો છે એમના પ્રિય લેખનવિષય અને પ્રકાર પણ, એ કારણે, હળવી શૈલીથી લખાયેલા નિબધો જ છે પ્રત્યેક વ્યક્તિના જીવનમા આવતા દુ ખપ્રસગો હસી કાઢ્યા વિના છૂટકો નથી, અને એમને હસી કાઢવામાં પોતાને જે સફળતા સાપડે છે તેમાં બીજા ઘણા બધા ભાગીદાર બને એ એમની સ્વાભાવિક ઇચ્છા દૈનિક પત્રના વાહનદ્વારા સારી રીતે સતોષાઈ પણ છે પોતાની લેખનપ્રવૃત્તિને ઉપકારક થાય એ પ્રકારનુ વાચન-મનન નિરતર એ કરે જ છે, પણ એમને રસ પડતાં અગ્રેજી ભાષાના પુસ્તકો તેઓ વાચે છે; એમાયે હળવુ તેમ જ વિજ્ઞાનનુ સાહિત્ય સવિશેષ

એમના પ્રિય લેખક શ્રી કનૈયાલાલ મુનશી છે એમની નવલકથાઓ અને નાટકો એમને ચોટદાર લાગવાથી વિશેષ ગમ્યા છે 'ગુજરાતનો નાથ', આથી જ, એના ચોટદાર સવાદો અને વાર્તા કહેવાની રીતીથી, અને 'ભદ્ર ભદ્ર' એમાના હળવા કટાક્ષથી, શ્રી પટવાની પ્રિય સાહિત્યકૃતિઓ રહી છે

શ્રી મુનશી, શ્રી ચુનીલાલ વ શાહ શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી રામનારાયણ પાઠક, શ્રી બચુભાઈ રાવત અને એમના સ્વ પિતાશ્રી તેમ જ મોલિયેર, બાલ્ઝાક અને જેમ્સ થર્બર જેવા લેખકોએ એમના જીવન પર પ્રબળ અસર પાડી છે લેખકની અભ્યાસકાળ દરમ્યાન બીજી અભ્યાસ-ભાષા ફ્રેન્ચ હતી, એથી ઉપરના લેખકોના ગ્રથોનો અભ્યાસ કરવાની એમને તક મળેલી. પરિણામે, હળવુ સાહિ ય લખવાની એમની કુદરતી પ્રેરણા પ્રોત્સાહિત થયેલી

ઈ સ ૧૯૪૭ માં એમની પ્રથમ કૃતિ —વાર્તાસગ્રહ—'નવોઢા' પ્રગટ થઈ એ પછી મુખ્યત્વે એ હળવા નિબધો જ લખતા રહ્યા છે પરતુ

# ચિમનલાલ ભોગીલાલ ગાંધી 'વિવિત્સુ'

[ ૧૫-૯-૧૮૯૪ ]

એમનો જન્મ ઈ. સ. ૧૮૯૪ના સપ્ટેંબરની પંદરમી તારીખે કપડવંજમાં થયો હતો. એમનું મૂળ વતન આતરસુંબા. માતાનું નામ મહાલક્ષ્મીબહેન અને પિતાનું નામ ભોગીલાલ. જ્ઞાતિએ દશા ખડાયતા વાણિયા. એમનું લગ્ન ઈ. સ. ૧૯૦૩માં શ્રી મૂળીબહેન સાથે થયેલું. શ્રી ગાંધીએ પ્રાથમિક શિક્ષણ દહેગામની ગુજરાતી શાળામાં અને માધ્યમિક શિક્ષણ પાટણ હાઈસ્કૂલમાં લીધું હતું. તેમણે ૧૯૩૨માં મોટી ઉંમરે મુંબઈ યુનિવર્સિટીની બી. એ.ની ડિગ્રી 'એન્ટાયર' સંસ્કૃત સાથે લીધી હતી. તેમણે કેળવણીખાતામાં શિક્ષક તથા આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કુલ ૩૪ વર્ષ નોકરી કરી છે. અત્યારે તેઓ નિવૃત્ત જીવન ગાળે છે. નિવૃત્તિકાળની તેમની પ્રિય પ્રવૃત્તિઓ બે છે : એક તો શ્રી અરવિંદના તત્ત્વચિંતનનું પરિશીલન અને પ્રચાર, અને બીજી પુષ્ટિમાર્ગીય તત્ત્વજ્ઞાનની પરીક્ષાઓનું સંચાલન.

ગોવર્ધનરામ, કાન્ત, નાનાલાલ, કેશવ હર્ષદ ધ્રુવ અને આનંદશંકર ધ્રુવની પ્રબળ અસર નીચે તેઓ આવ્યા હતા. કવિતાના સર્જનમાં શૈલી પરત્વે કાન્તનાં ખંડકાવ્યો તથા ઇતર કાવ્યોનું ઊંડું પરિશીલન તેમણે કર્યું અને તેની અસર પોતાની કૃતિઓમાં ઝીલી. આનંદશંકર ધ્રુવ પાસે તો શ્રી ગાંધીએ ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરેલો અને ત્યારે તેમના સીધા સંપર્કમાં આવવાનું સદ્‌ભાગ્ય તેમને સાંપડેલું. એટલે આનંદશંકરની વિચારધારા, સાહિત્યપ્રીતિ અને ગદ્યશૈલીના સૌષ્ઠવની એમનાં ગદ્યલખાણો પર અસર થયેલી છે. આ ઉપરાંત કવિશ્રી 'કાન્ત' સાથે તેમ જ કવિશ્રી નાનાલાલ સાથે પ્રત્યક્ષ પરિચયમાં આવવાની પણ એમને તક મળેલી. અમદાવાદની (૬ ઠ્ઠી) અને નડિયાદની (૯ મી) સાહિત્ય પરિષદોમાં તેમ જ ૧૯૫૫માં નડિયાદની સાહિત્ય પરિષદમાં અને ૧૯૫૬માં લેખકમિલનમાં તેમણે હાજરી આપી સાહિત્યસંસ્કારો ઝીલવા નમ્ર પ્રયાસો કરેલા.

એમને સંસ્કૃત પ્રત્યે ખૂબ જ અનુરાગ હોવાથી સંસ્કૃત સાહિત્યની અસર એમના સારાય જીવન ઉપર જોઈ શકાય છે. વડોદરાના 'સાહિત્ય' માસિકમાં, મુંબઈના 'સમાલોચક' અને 'ગુજરાતી' સામયિકોમાં તેમ જ 'સયાજીવિજય'ના સાપ્તાહિક અંકોમાં એમની કાવ્યકૃતિઓ સારી સંખ્યામાં

પ્રગટ થઈ હતી. એમને ગુજરાતી, મરાઠી, હિન્દી, બંગાળી, સંસ્કૃત અને અંગ્રેજી મળી ૭ ભાષાઓ આવડે છે. સંસ્કૃતમાં પણ એમણે ઘણા શ્લોકો રચ્યા છે.

એમની લેખનપ્રવૃત્તિનો આરંભ થયો ૧૯૧૫માં. 'સમાલોચક'માં એમનું પ્રથમ કાવ્ય 'જૂની યાદ' પ્રસિદ્ધ થયું હતું. એમના પ્રિય લેખકો છે એમર્સન, પંડિત સુખલાલજી અને કલાપી. એમર્સન એના વિચારસૌન્દર્ય અને અર્થઘનતાના અમરત્વને કારણે, પંડિત સુખલાલજી એમની લાઘવભરી અને ગહન વિચારસભર લખાવટ માટે અને કલાપી તેમની સ્વાભાવિકતા તેમ જ માનવસ્વભાવના સચોટ અભ્યાસ માટે. Pushing to the Frontના ગુજરાતી અનુવાદ 'આગળ ધસો' એ ગ્રંથના વાચનથી પ્રેરાઈને શ્રી ગાંધીએ ઈ. ૧૯૧૮માં મૂકી દીધેલો પ્રીવિયસનો કૉલેજ અભ્યાસ ફરી ૧૯૨૭માં શરૂ કર્યો અને ૧૯૩૨માં બી. એ. થયા. અત્યારે એમના જીવનને ઊંડો અને સાચો દિલાસો શ્રી અરવિંદ અને શ્રી માતાજીનાં લખાણોમાંથી મળે છે.

કવિતા તરફ એમને અપાર પ્રીતિ છે. 'રાસપાંખડી'માં એમણે કેટલાંક સુંદર ગીતો આપ્યાં છે. સ્વ. કેશવ હ. શેઠ, સ્વ. લલિતજી, સ્વ કરુણાશંકર માસ્તર અને સ્વ. ધૂમકેતુના સહવાસથી તેમ જ કુમાર કાર્યાલયની બુધવારિયાની બેઠકોમાં પ્રત્યક્ષ સતત ભાગ લેતા રહેવાથી કાવ્યરચનાની પ્રવૃત્તિમાં એમને બળ અને પ્રેરણા પ્રાપ્ત થયાં છે. એમનાં કાવ્યો 'કુમાર', 'સંસ્કૃતિ', 'માનસી', 'દક્ષિણા'માં પ્રગટ થયાં છે. શ્રી કેતકરના મરાઠી જ્ઞાનકોષના ગુજરાતી ભાષાંતરનો ૨૭૦ પૃષ્ઠનો અનુવાદ તેમણે કર્યો છે. બંગાળીમાંથી પણ તેમણે કેટલાક છૂટક અનુવાદો કર્યા છે. તેમનો મૌલિક કાવ્યસંગ્રહ બહાર પડવામાં આવે છે.

## કૃતિઓ

૧. છોડવાનું જીવન : અનુવાદ–અંગ્રેજી ('Plant Life) પરથી, વિજ્ઞાન: પ્ર. સાલ ૧૯૩૦.
   પ્રકાશક : ભાષાંતર શાખા, વિદ્યાધિકારી કચેરી, વડોદરા.
૨. કરકસર : અનુવાદ–અંગ્રેજી પરથી, અર્થશાસ્ત્ર: પ્ર. સાલ ૧૯૩૨.
   પ્રકાશક : ભાષાંતર શાખા, વિદ્યાધિકારી કચેરી, વડોદરા.
૩. મયૂખ : અનુવાદ–બંગાળી પરથી (રાખાલદાસ બંદોપાધ્યાય), ઐતિહાસિક નવલકથા: પ્ર. સાલ ૧૯૩૨.
   પ્રકાશક : જાતે

નાટકના શોખને કારણે રંગમંડળ માટે નાટકો લખવાની જરૂર પડતાં એમણે ભજવવા માટે એકાંકીઓ પણ લખ્યાં છે. 'શકુન્તલાનું ભૂત'માં એમનાં એકાંકીઓ સંગ્રહાયાં છે. તખ્તા પર એમનાં એકાંકીઓ ખૂબ સફળ થયાં છે અને 'પાનસોપારી', 'ચાલો, સજોડે સુખી થઈએ', 'હળવું ગાંભીર્ય' એ એમના નિર્બંધિકા-સંગ્રહની જેમ, આ નાટ્યસંગ્રહ પણ મુંબઈ અને ગુજરાત રાજ્ય તરફથી વર્ષના શ્રેષ્ઠ ગુજરાતી પુસ્તકોની સ્પર્ધામાં પારિતોષિક પણ પામેલ છે, અને વિવેચકોએ પણ એને વર્ષના અગ્રગણ્ય પુસ્તક તરીકે પ્રશંસાર્ઘ્ય આપ્યો છે. આજસુધીમાં વાર્તા અને એકાંકી સંગ્રહ ઉપરાંત એમના ૭ હળવા નિબંધના સંગ્રહો પ્રગટ થયા છે અને બીજા બેત્રણ સંગ્રહો પ્રગટ થવામાં છે. લેખકનું 'ફિલસૂફ' તખલ્લુસ, આ તટસ્થ હાસ્યકારને ગૌરવ આપનારું છે. રોજિન્દા બનાવોમાંથી નર્મ પાત્ર-પ્રસંગો શોધી કાઢીને, માનવસ્વભાવની નબળાઈઓ અને અવળચંડાઈઓને અત્યંત હળવી કલમે છતાં તર્કબદ્ધ રીતે અને તીક્ષ્ણ બુદ્ધિથી એમણે આલેખી છે. એમની રજૂઆતશૈલી અને પ્રસંગની માવજત કરવાની વિશિષ્ટ કલાથી એમના હળવા નિબંધો વર્તમાન ગુજરાતમાં તો ઘેરઘેર અત્યંત પ્રીતિપાત્ર બની રહ્યા છે. એમની કલમમાંથી જેમ સ્થૂળ ચટકા સરી પડે છે તેમ ઊંચા વ્યંગનુ સૂક્ષ્મ વૈચિત્ર્ય પણ નિર્ઝરે છે. એમનું હાસ્ય, નિખાલસ અને કરડાકી વિનાનું હોવાથી એક પ્રકારની મધુર પ્રસન્નતાનું વાતાવરણ, એમના લેખો વાંચતાં-વાંચતાં, આપણી ચારે પાસ પ્રસરે છે. ગુજરાતના અલ્પધન હાસ્યસાહિત્યને શ્રી પટવાએ નિ:શંક સમૃદ્ધ કર્યું છે.

## કૃતિઓ

૧. નવોઢા : મૌલિક, વાર્તાઓ; પ્ર. સાલ ૧૯૪૭.
   પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ.

૨. પાનસોપારી : મૌલિક, હળવા નિબંધો; પ્ર. સાલ ૧૯૫૦.
   પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી, મુંબઈ.

૩. ફિલસૂફિયાણી : મૌલિક, હળવા નિબંધો; પ્ર. સાલ ૧૯૫૩.
   પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી, મુંબઈ.

૪. શકુન્તલાનું ભૂત : મૌલિક, એકાંકી નાટ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૬.
   પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૫ ચાલો, સર્જીએ સુખી થઈએ : મૌલિક, હળવા નિબંધો; પ્ર. સાલ ૧૯૫૯.
પ્રકાશક : રવાણી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૬. અમે અને તમે : મૌલિક, હળવા નિબંધો; પ્ર સાલ ૧૯૬૦
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ

૭ સાથે બેસીને વાંચીએ : મૌલિક, હળવા નિબંધો; પ્ર સાલ ૧૯૬૫
પ્રકાશક : રવાણી પ્રકાશનગૃહ, અમદાવાદ

૮. હળવું ગાંભીર્ય : મૌલિક, હળવા નિબંધો; પ્ર સાલ ૧૯૬૩.
પ્રકાશક : રવાણી પ્રકાશનગૃહ, અમદાવાદ

૯. ગોરખ અને મચ્છિન્દ્ર [ 'દ્વિરફ'ની રાજકારણીય ગીતા ] : મૌલિક, હળવા નિબંધો; પ્ર સાલ ૧૯૬૪
પ્રકાશક : શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ

૧૦. દ્વિરફને પૂછો : મૌલિક, સાંસારિક પ્રશ્નોત્તરી, પ્ર સાલ ૧૯૬૫.
પ્રકાશક : બાલગોવિંદ કુબેરદાસની કં , અમદાવાદ

૧૧ સન્નારીઓ ને સજ્જનો : મૌલિક, હળવા નિબંધો; પ્ર સાલ ૧૯૬૬.
પ્રકાશક . શ્રી હરિહર પુસ્તકાલય, સુરત

૧૨ અવળે ખૂણેથી : મૌલિક, હળવા નિબંધો; પ્ર સાલ ૧૯૬૭
પ્રકાશક : શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ

અભ્યાસ-સામગ્રી

૧. 'શકુન્તલાનું ભૂત' માટે ગુજરાત સા સભાની કાર્યવહી, ૧૯૫૬.
૨ 'ચાલો, સર્જીએ સુખી થઈએ' માટે ગુ સા સ કાર્યવહી, ૧૯૫૯.
૩ 'સાથે બેસીને વાંચીએ' માટે ગુ સા સભાની કાર્યવહી, ૧૯૬૧
૪. 'ગોરખ અને મચ્છિન્દ્ર'ની પ્રસ્તાવના, પ્રિ યશવંતભાઈ શુક્લ તેમ જ એ જ પુસ્તકના ઉપરણા પરના શ્રી મધુભાઈ રાવળ વગેરેના અભિપ્રાયો
૫ 'સાહિત્યવિવેક' (શ્રી અનંતરાય રાવળ)માંનો 'ભદ્રંભદ્રથી પાનસોપારી' એ લેખ

સરનામું : પ્રીતમનગર, એલિસબ્રિજ, અમદાવાદ-૬.

---

૪. રાસપાંખડી : મૌલિક, ગરબાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૩૭.
પ્રકાશક : જાતે

૫. દેવ આરાધના : મૌલિક અને સંપાદન, તત્ત્વચિંતન; પ્ર. સાલ ૧૯૫૦.
પ્રકાશક : જાતે

૬. સામાજિક સુખરૂપતા : અનુવાદ–અંગ્રેજી પરથી, સમાજશાસ્ત્ર; પ્ર. સાલ ૧૯૩૫.
પ્રકાશક : ભાષાંતર શાખા, વિદ્યાધિકારી કચેરી, વડોદરા.

અભ્યાસ-સામગ્રી :

'રાસપાંખડી' માટે 'અર્વાચીન કવિતા'; ૧૯૩૯ ની ગુ. સા. સભાની કાર્યવહી; 'રાસપાંખડી' (પ્રસ્તાવના), શ્રી મંજુલાલ મજમુદારની.

સરનામું : ગાંધીવાડો, આતરસુંબા, તા. કપડવંજ, જિ. ખેડા.

---

## છોટુભાઈ શંકરભાઈ સુથાર

### [ ૨૧–૯–૧૯૧૧ ]

શ્રી છોટુભાઈનો જન્મ ચકલાસી ગામે ૨૧ મી સપ્ટેંબર, ૧૯૧૧ માં થયો હતો. તેઓ મૂળ રાજસ્થાનના, પણ કુટુંબ ગુજરાતમાં વસેલું. માતાનું નામ રતનબહેન. એમનું લગ્ન ઈ. ૧૯૪૦ માં શ્રી રમાબહેન સાથે થયેલું.

એમની શૈક્ષણિક કારકિર્દી તેજસ્વી હતી. ૧૯૧૬ થી ૧૯૨૪ દરમ્યાન પ્રાથમિક સાત ધોરણ સુધીનું શિક્ષણ ચકલાસીની લોકલબોર્ડ ગુજરાતી શાળામાં લીધું. ૧૯૨૫ થી ૩૧ નાં વર્ષોમાં નડિયાદની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં માધ્યમિક શિક્ષણ લીધું. બધા વર્ગોમાં કાયમ પહેલો નંબર રાખતા. મૅટ્રિકમાં તો નડિયાદની હાઈસ્કૂલોમાં સર્વપ્રથમ આવેલ અને તે બદલ મુંબઈ યુનિવર્સિટીની ભાઉસાહેબ સ્કૉલરશિપ મળેલી. કૉલેજમાં સાયન્સનાં પ્રથમ ત્રણ વર્ષો વડોદરા કૉલેજમાં ૧૯૩૧–૩૪ સુધીમાં ભણ્યા ત્યારે પણ છોટુભાઈને મેરિટ સ્કૉલરશિપ મળતી. સિનિયર બી. એસસી.નું વર્ષ પૂના ફર્ગ્યુસન કૉલેજમાં કરેલ. ત્યારપછી એમ. એસસી.માં ગણિતશાસ્ત્ર લઈ સુરતની કૉલેજમાં અભ્યાસ કર્યો. માંદગીને કારણે પરીક્ષા ન આપી શક્યા એટલે અભ્યાસ

છૂટ્યો તે છૂટ્યો. હિંદીમાં ઈ. ૧૯૪૦ માં 'કોવિદ'ની પરીક્ષામાં ભારતભરમાં પ્રથમ નંબર પ્રાપ્ત કરેલ. હિન્દી સાહિત્ય સંમેલન, પ્રયાગની 'સાહિત્ય-વિશારદ' ઉપાધિ એમણે ૧૯૪૦ માં મેળવી. ૧૯૩૯ માં એસ. ટી. સી. પણ થયા. એમણે શિક્ષકનો વ્યવસાય સ્વીકાર્યો છે અને એ અર્થે અમદાવાદ, સુરત, નડિયાદ, આણંદ, ચાંગા, સુણાવ વગેરે સ્થળે વસેલ. હાલમાં તેઓ વલ્લભવિદ્યાનગરની સંસ્થા શારદામંદિરમાં આચાર્યપદે છે.

એમના રસના વિષયો છે હિન્દીપ્રચાર, ખગોળપ્રચાર, પ્રકૃતિનિરીક્ષણ. ખગોળ એમનો સૌથી પ્રિય શોખ છે. વાચનની ભૂખ જાગ્યા પછી એમને એક વિચિત્ર અનુભવ થયો હતો. એક શાસ્ત્રી તરફથી સંસ્કૃત ભણવા માટેનો—એ અંગેના અધિકારનો પણ—જાકારો મળ્યો. 'સ્વદેશે પૂજ્યતે રાજા, વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે'નું કાકતાલીય અર્થગ્રહણ ભણવાની પ્રેરણારૂપ બન્યું હતું. સામાન્યો ( કારીગર વગેરે ) અપમાનિત થાય છે ત્યારે ભણેલા માન પામે છે એ પણ અનુભવેલું. એમના જીવનના મુખ્ય વિકાસદર્શક પ્રસંગો ૭ છે. છોટુભાઈ નવમા ધોરણ ( જૂના પાંચમા )માં ભણતા હતા ત્યારે હસ્તલિખિત માસિક શરૂ કરેલું. ૧૯૩૫ માં શ્રી અનંતરાય રાવળ દ્વારા 'કાવ્ય'ને બદલે 'ખગોળ' લખવાની ટકોર થયેલી. ૧૯૩૫–૩૬ માં સામયિક 'કિશોર'માં સંપાદક શ્રી નગીનદાસ પારેખે 'ખગોળની વાતો' લખવા માટે આમંત્રણ અને પ્રોત્સાહન આપેલ. સુરતના 'પ્રતાપ' દૈનિકે ખગોળ પર લેખમાળા લખાવી. આ જ અરસામાં 'પ્રસ્થાન'માં એક પ્રશ્નની ચર્ચા અંગે લેખમાળા આપી. 'બાલમિત્ર' અને પાછળથી 'અખંડ આનંદ'માં લેખો પ્રકાશિત થયા. છોટુભાઈ માને છે કે એમની લોકભોગ્ય શૈલી માટેની તાલીમનો યશ 'અખંડ આનંદ'ને ઘટે છે. છોટુભાઈએ ૧૯૬૩ માં દ્વૈમાસિક 'આકાશગંગા' શરૂ કર્યું, જેણે આપણા ખગોળવિષયક સાહિત્યમાં અત્યંત ગણનાપાત્ર પ્રદાન કર્યું.

'ખગોળ' વિશેની છોટુભાઈની પ્રીતિ–ભક્તિ શી રીતે વધ્યાં ? એમના જ શબ્દોમાં વાંચીએ : મનોભાવ અને ઊર્મિને પ્રથમ ચિત્રો દ્વારા પ્રગટ થવામાં નિષ્ફળતા મળી ૧૯૨૯–૩૦ ના અરસામાં ચિત્ર કરવામાં ક્યાંયથી પ્રેરક બળ ન મળ્યું તેથી અને ૧૯૩૪–૩૫ માં કાવ્યની સરવાણી ફૂટની હતી તેને દૂંપાવનારા પ્રસંગો બનતાં એ બંને જેમાં દર્શન દે તેવું 'ખગોળ' ઊપસી આવ્યું, જે સમય જતાં ખાસ શોખ અને અભ્યાસનો વિષય બની ગયું.

ઉપર જણાવ્યું તેમ શ્રી નગીનદાસ પારેખની પ્રેરણાથી 'કિશોર' સામયિકમાં છોટુભાઈએ સચિત્ર લેખમાળા આપી એ ગુજરાતીમાં ખગોળ સાહિત્યનું પ્રથમ અવતરણ કહી શકાય. છોટુભાઈએ લલિત સાહિત્યના અર્થમાં લેખક થવાનું પસંદ કર્યું નથી. ખગોળસાહિત્યના ફેલાવા માટે 'સાહજિક રૂપમાં 'જ એ લેખક બની ગયા છે. એમના પ્રિય લેખકો છે: કાકાસાહેબ કાલેલકર અને રવીન્દ્રનાથ ટાગોર. આ બંને લેખકો એમને ખૂબ ગમે છે, કારણ કે બંનેની વર્ણનશૈલી અર્થગર્ભિત અને મનોરમ છે. બંનેના કાવ્યાત્મક વિચારો વધુ ગમે છે, આકાશી કાવ્યને પૃથ્વી પર ઉતારવાની બંનેની મોહક છટાના એ પ્રશંસક છે.

જીવન માટે આલંબનગ્રંથનો અર્થ લેતાં ગીતા એમનો પ્રિય ગ્રંથ છે. એમને નીચેનાં પુસ્તકો વારંવાર વાંચવાં ગમે છે, કારણ કે એ બધાંમાં વિશ્વનું વિરાટ દર્શન આલેખાયું છે: 'જીવનનો આનંદ'; 'વિશ્વપરિચય'–બંગાળી અનુવાદ; 'Les Miserables', 'The Stars in the Making' અને હિંદી 'આંસુ'. શ્રી છોટુભાઈ ગુજરાતી, હિન્દી અને અંગ્રેજીમાં લખે છે, જ્યારે ખગોળના વાચન પૂરતી બંગાળી, મરાઠી અને ફ્રેંચ તેઓ વાંચી-સમજી શકે છે અને અનુવાદિત કરી શકે છે. હિન્દીમાં એમણે બાળકો માટેનો વાર્તાસંગ્રહ 'છિપા ખજાના' અને 'વિશ્વદર્શન' પ્રગટ કર્યાં છે. એમના પ્રિય સાહિત્યપ્રકારો છે નિબંધ અને કાવ્ય, કારણ કે આ બંને પ્રકારો થોડામાં ઘણું કહેવાની કળા ધરાવે છે. ઓછા સમયમાં સાહિત્યનો આસ્વાદ માણવા માટે આ બે પ્રકાર એમને વધુ ગમે છે. એમનો મનગમતો વિષય ખગોળ છે એ તો સ્પષ્ટ છે. એ માટે એઓ સતત સાધના કરે છે. તેઓ મોટે ભાગે ખગોળનાં પુસ્તકો વાંચે છે અને બને તેટલા અદ્યતન રહેવા માટે ખગોળ સામયિકો સાથે સતત સંપર્ક રાખે છે. આ સિવાય યાત્રાવર્ણનો, પ્રકૃતિ અંગેના લેખો (પક્ષી, વૃક્ષ વગેરે), વિજ્ઞાનસાહિત્ય, શિકારસાહિત્ય, વાર્તા–કહાનીનાં પુસ્તકો તેઓ વાંચે છે. નવલકથા વાચન તો નહિવત્.

એમના સાહિત્યસર્જનમાં, એમના મિત્ર શ્રી ગોરધનભાઈ શ. પરેલે તારકમંડળ સ્થાપી, તે દ્વારા ખગોળજ્ઞાનનો પ્રચાર કરવાના વિચારને બધી રીતની સહાય આપવાનો કરેલો શુભ સંકલ્પ ખૂબ પ્રેરક નીવડ્યો છે. વળી ખગોળરસિક પ્રજાએ પણ એમના પ્રયત્નોને પ્રેમપૂર્વક આવકાર્યા છે. સામાન્ય રીતે એમનાં પુસ્તકોને જનતા અને વિવેચકો બંનેએ સત્કાર્યાં છે. વિવેચકોએ એમનાં 'ખગોળ પ્રવેશ', 'વિશ્વદર્શન', 'અવકાશનું રહસ્ય' વિજ્ઞાનનાં પુસ્તકોમાં

વિશિષ્ટ પ્રદાન કરનારાં ગણાયાં છે. આ સિવાય 'આભ અને ધરતી' (૧૯૫૯), 'અનંતની ભીતરમાં' (૧૯૬૧) અને 'આપણું વિશ્વ' (૧૯૬૨) એ ત્રણ પુસ્તકો રાજ્યકક્ષાએ શ્રેષ્ઠ ગણાયાં છે. તારા, વિશ્વગ્રહો, આકાશગંગા, ખગોળ-સર્વસંગ્રહ વિષયક કેટલાંક પુસ્તકો તેઓ લખી રહ્યા છે. શ્રી છોટુભાઈ જ્ઞાન, વિજ્ઞાન, સાહિત્ય અને સંસ્કારની અનેક સંસ્થાઓ સાથે સંકળાયેલા છે. તારકમંડળ (આણંદ)ના તેઓ મંત્રી છે, અને પ્રકૃતિમંડળ, ચારુતર વિદ્યામંડળ, ચરોતર એજ્યુ. સોસાયટી, ભારતીય વેધશાળા, હિન્દી પ્રચાર સમિતિ, ગુ. સા. પરિષદ વગેરે સંસ્થાઓના સભ્ય છે. શ્રી સુથાર ગુજરાતના ખ્યાતનામ ખગોળશાસ્ત્રી છે અને એમની 'આપણું વિશ્વ' જેવી અનેક આ વિષયની કૃતિઓ ગુજરાતના રંક ખગોળસાહિત્યના 'રતન' જેવી છે. આકાશી જ્ઞાનને તેઓ વિશદતાથી નિરૂપે છે અને ખગોળ વિજ્ઞાનને વૈજ્ઞાનિક ચોકસાઈથી રજૂ કરે છે.

## કૃતિઓ

૧. વિશ્વદર્શન : મૌલિક, તારાઓનો પરિચય; પ્ર. સાલ ૧૯૪૫, ૧૯૫૨.
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.

૨. આકાશના તારા–નકશા : મૌલિક, નકશા; પ્ર. સાલ ૧૯૪૫.
પ્રકાશક : તારક મંડળ, આણંદ.

૩. ખગોળપ્રવેશ : મૌલિક, ખગોળનું સામાન્યજ્ઞાન; પ્ર. સાલ ૧૯૪૬.
[ હિન્દીમાં અનુવાદ થયો છે. પ્ર. સાલ ૧૯૫૯ ].
પ્રકાશક : તારક મંડળ, આણંદ.

૪. ચંદ્ર : મૌલિક, પ્ર. સાલ ૧૯૪૭.
પ્રકાશક : તારક મંડળ, આણંદ.

૫. આભ અને ધરતી : મૌલિક, બાળકો માટે; પ્ર. સાલ ૧૯૪૯.
[ હિન્દી અને મરાઠીમાં અનુવાદ થયો છે ].

૬. મૂમંડલીય સૂર્યગ્રહણ-ગણિત : મૌલિક, (આલેખપદ્ધતિદ્વારા) શ્રી હરિહર ભટ્ટ સાથે; પ્ર. સાલ ૧૯૪૯.
પ્રકાશક : ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.

૭. ધૂમકેતુ : મૌલિક; પ્ર. સાલ ૧૯૫૦.
પ્રકાશક : તારક મંડળ, આણંદ.

૮. અવકાશનું રહસ્ય : મૌલિક, પ્ર સાલ ૧૯૫૧.
પ્રકાશક : તારક મંડળ, આણંદ.

૯. અનંતની ભીતરમાં : મૌલિક, ખગોળનું સામાન્ય જ્ઞાન; પ્ર. સાલ ૧૯૫૯.
   પ્રકાશક : વોરા એન્ડ કું, મુંબઈ.
૧૦. આકાશદર્શન : સંપાદન (છોગીલાલ પટવા સાથે), તારાઓનો પરિચય; પ્ર. સાલ ૧૯૬૦.
   પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૧૧. પરમાણુ—આજે અને આવતી કાલે : અનુવાદ–Atom To-day & To-morrow'નું, પ્ર. સાલ ૧૯૫૮.
   પ્રકાશક : વોરા એન્ડ કું. મુંબઈ.
૧૨. આપણું વિશ્વ : મૌલિક; પ્ર. સાલ ૧૯૬૦.
   પ્રકાશક : મ. સ. યુનિવર્સિટી, વડોદરા.
૧૩. નક્ષત્ર પરિચય : મૌલિક; પ્ર. સાલ ૧૯૬૧.
   પ્રકાશક : પરિચય ટ્રસ્ટ, મુંબઈ.
૧૪. બ્રહ્માંડ અને જીવસૃષ્ટિ : મૌલિક; પ્ર. સાલ ૧૯૬૨.
   પ્રકાશક : જ્ઞાન કૌશલ્ય પ્રકાશન શ્રેણી, અમદાવાદ.
૧૫. છિપા ખજાના (હિન્દીમાં) : મૌલિક લેખન પણ બીજક જૂનાં, બાળ વાર્તા; પ્ર. સાલ ૧૯૪૮.
   પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.
૧૬. બ્રહ્માંડ–વિકસતું કે વિશ્રાંત : મૌલિક; પ્ર સાલ ૧૯૬૪.
   પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૧૭ તારા અને ગ્રહો : મૌલિક; પ્ર. સાલ ૧૯૬૫.
   પ્રકાશક : બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ

અભ્યાસ-સામગ્રી

'આભ અને ધરતી' માટે 'સંસ્કૃતિ' (૧૯૪૯-૫૦), 'ખગોળ પ્રવેશ' માટે 'શિક્ષણ અને સાહિત્ય' અને 'જન્મભૂમિ' (૧-૪-૪૮); 'ચંદ્ર' માટે 'પ્રજાબંધુ' (૧૧-૭-૪૭), 'ફૂલછાબ' (૨૭-૫-૪૮); 'આકાશના તારા–નકશા' તથા 'વિશ્વદર્શન' માટે 'શિક્ષણ અને સાહિત્ય'; 'આપણું વિશ્વ' માટે 'નવચેતન'; 'બ્રહ્માંડ—વિકસતું કે વિશ્રાંત' માટે 'ગ્રંથ', એપ્રિલ '૬૫; આકાશવાણી, અમદાવાદ, મે ૧૯૬૫; અન્ય પુસ્તકો માટે 'જન્મભૂમિ', 'પ્રજાબંધુ', 'શિક્ષણ અને સાહિત્ય'ની જૂની ફાઈલો.

સરનામું : શારદામંદિર, વલ્લભવિદ્યાનગર (આણંદ).

---

# જમિયતરામ કૃપાશંકર પંડ્યા 'જિગર'

[ ૧૦-૮-૧૯૦૮ ]

શ્રી જમિયતરામ પંડ્યા ખંભાતના વતની છે, અને એમનો જન્મ પણ એ જ ગામમાં તા. ૧૦-૮-૧૯૦૮ના રોજ થયો હતો. એમના પિતાનું નામ શ્રી કૃપાશંકર લલ્લુભાઈ પંડ્યા અને માતાનું નામ મોતીબહેન. જ્ઞાતિએ તેઓ ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ છે. એમનાં લગ્ન ઈ. ૧૯૨૩માં ચંદનલક્ષ્મી સાથે થયાં હતાં.

પ્રાથમિક શિક્ષણ ખંભાતની સરકારી ગુજરાતી શાળામાં લઈને તેઓ ખંભાત હાઈસ્કૂલમાં દાખલ થયેલા અને મેટ્રિક સુધીનો અભ્યાસ કરેલો. હિન્દીમાં 'કોવિદ'ની પરીક્ષા એમણે ઉત્તીર્ણ કરી છે અને સંસ્કૃત, ઉર્દૂ તેમ જ પર્શિયન ભાષાઓનો અભ્યાસ પણ કર્યો છે. પત્રકારત્વ એમનો મુખ્ય વ્યવસાય છે અને લગભગ ચાળીસેક વર્ષથી માત્ર કલમને જ ખોળે છે. કવિસંમેલનો, મુશાયરા ઇત્યાદિ પ્રવૃત્તિમાં એમને ઉત્કટ અને ઊંડો રસ છે. ઈ. ૧૯૨૪માં તેઓ થિયોસોફિકલ સોસાયટીમાં દાખલ થયેલા. એની બિસેન્ટ, બ્લેવેટ્સ્કી, જિનરાજદાસ વગેરેનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો. ગુજરાતીમાં મેઘાણી, સંસ્કૃતમાં કાલિદાસ, બંગાળીમાં ટાગોર અને શરદ્‌ચંદ્ર, હિન્દીમાં પ્રેમચંદજી, પર્શિયનમાં ઈરાનના સૂફી કવિઓ, ઉર્દૂમાં ગાલિબ, પદ્મમાલ વગેરે અને અંગ્રેજીમાં ઉપરનિર્દિષ્ટ લેખકો ઉપરાંત ગાલ્સવર્ધી વગેરેનાં પુસ્તકોએ એમની પ્રેરણાને પોષી છે. પર્શિયનમાં મૌલાના જામી સાહેબ અને ઉર્દૂમાં વાર્તાલેખક કૃષ્ણચંદ્ર એમના પ્રિય લેખકો છે. જે લેખકોમાં ખુમારી છે, જેમની કૃતિઓમા સમવેદના, માનવતા, નીતિમત્તા, રસદર્શન, ફિલસૂફી, અગમ્યવાદની ઝાંખી છે એ લેખકો એમને વિશેષ ગમે છે. 'ગીતાંજલિ' એમને પ્રિય છે, પણ 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા' તો પ્રિયતર છે.

શ્રી જમિયત પંડ્યાના પિતાશ્રી અને માતામહ—બંને કવિઓ અને પત્રકાર હતા. એમના સંસ્કારનો લાભ તો આરંભકાળથી જ એ પામેલા. ઉપરાંત, દાંડીકૂચ વખતે મહાત્મા ગાંધીજીની સાથે રહેવાનું સદ્‌ભાગ્ય પણ પત્રકાર તરીકે તેમને મળેલું આરંભમાં સ્વીકારેલી સરકારી નોકરી, ચળવળમાં ભાગ લેવાને કારણે અને જેલવાસને કારણે છૂટી ગયેલી એટલે એમણે શરૂ કરેલા 'નવપ્રભાત' સાપ્તાહિકમાં ગુજરાતનાં દેશીરાજ્યો અંગે લખવાનું

આરંભેલું. સત્યાગ્રહની ચળવળે જ કાવ્ય–વાર્તા અને પત્રકારત્વના ક્ષેત્રમાં લેખકને મૂકી દીધેલા. લેખનપ્રવૃત્તિ દ્વારા એમનો ઉદ્દેશ સામાજિક કુરિવાજોને ખુલ્લા કરવાનો અને નીચલા થરમાં જે કાંઈ સારું છે તે પ્રકટ કરવાનો છે. ઉપરાંત અધ્યાત્મવાદ અને ફિલસૂફીમાં રસ હોવાથી નિગૂઢ તત્ત્વોને ગૂંથતી કૃતિઓ સર્જવાનો પણ છે.

ઈ. ૧૯૨૮માં ગુલબંકીમાં લખાયેલું એમનું પ્રથમ કાવ્ય 'પ્રસ્થાન'માં પ્રગટ થયેલું. એ પછી 'નવચેતન'માં એમની વાર્તાઓ અને વિવિધ સામયિકોમાં લેખો પણ છપાતા. શ્રી પંડ્યાએ જીવનમાં ઘણાં સંઘર્ષો અનુભવ્યાં છે અને સ્વેચ્છાએ ગરીબી સ્વીકારીને પોતાના વિચારો–સિદ્ધાન્તોને વફાદાર રહ્યા છે.

એમનું પ્રથમ પુસ્તક 'કમનસીબનું કિસ્મત' એ ઈ. ૧૯૩૫માં પ્રગટ થયેલી એમની નવલકથા છે. એમાં એમણે સોરઠિયા માનસનો ખ્યાલ આપી કૃતિને કરુણાંત બનાવી છે. એ પછી એમણે વાર્તાસંગ્રહો અને ગઝલસંગ્રહો આપણને આપ્યા છે અને ઉર્દૂ તેમ જ હિન્દી વાર્તાઓના ઠીક ઠીક પ્રમાણમાં અનુવાદો પણ કર્યા છે. ઉર્દૂમાં સ્વતંત્રપણે ગઝલો અને નઝ્મો પણ લખી છે. શ્રી જમિયત પંડ્યાનું નામ આપણે ત્યાં, શ્રી શયદાની જેમ, ગઝલના પ્રકાર સાથે જોડાઈ ગયું છે. ગઝલ તરફ એમને વિશેષ પક્ષપાત પણ છે. વાર્તાઓ ઉપરાંત ગઝલો–નઝ્મો હૃદયના આઘાતો સારી રીતે વ્યક્ત કરવાનું સાધન છે એમ તેઓ માને છે. સૂફી-વાદનાં પુસ્તકો તેઓ વિશેષ વાંચે છે. હાલ તેઓ સ્વ. શ્રી રાંગેય રાઘવના 'લોઈકાતાના'નો અનુવાદ કરી રહ્યા છે. ઉર્દૂ અને ગુજરાતી ગઝલવિષયક એમનો સુદીર્ઘ અભ્યાસનિબંધ 'ઉર્દૂ–ગુજરાતી ગઝલ સાહિત્યની ઉત્પત્તિ અને વિકાસ' પ્રગટ થવામાં છે. ગઝલનું પિંગળ પણ તેઓ લખી રહ્યા છે.

'જિગર'ના તખલ્લુસવાળી એમની ભાવવાહી ગઝલો મુશાયરાના મંચ પર વિશિષ્ટ હવા જમાવે છે. એમની એક કૃતિમાં એમણે પોતાનાં ગીતને પોતાના જીવન-સંતાપ તરીકે ઓળખાવતાં કહ્યું છે: 'અશ્રુ છે, અંતર-વ્યથા છે આ હૃદય–આલાપ મારા.' હૃદયના દર્દને ગાતી, સેવાના મધુર ભાવની જીવન અભિલાષા વ્યક્ત કરતી, અને વિવિધ પ્રકારના માપબંધોમાં કુશળતાથી વિહરતી એમની ગઝલો નિખાલસતા અને સાહજિકતાથી તર–બ–તર હોય છે શ્રી પંડ્યાનાં મુક્તકો અને રુબાઈઓ એવાં ચોટયુક્ત હોય છે કે તે વાંચતાં કે સાંભળતાં જ એમના 'દિલની ઝાળ'નો

અનુભવ થાય છે. આપણા ગઝલ–કવિઓમાં શ્રી જમિયત પંડયાનું નિશ્ચિત સ્થાન છે. એમની ગઝલોમાં ફારસી સાથે સંસ્કૃતનો થયેલો સુયોગ એમની આગવી વિશેષતા છે. એ ગઝલોમાં દીન–હીન કચડાયેલાં માનવીઓ માટેની ભારોભાર હમદર્દીનું આપણને દર્શન થાય છે.

શ્રી જમિયત પંડયાએ વર્ષો સુધી અનેક અઠવાડિકોનાં સંપાદનો કર્યાં છે. હાલ અનેક સાપ્તાહિકોમાં 'કૉલમિસ્ટ' તરીકે કાર્ય કરે છે, ગઝલ માસિકનું સંપાદન કરે છે અને 'હિન્દુ' સાપ્તાહિકના સહસંપાદક છે. સ્થાનિક ગઝલ સાહિત્ય મંડળના તેઓ પ્રમુખ છે અને સાહિત્ય સભા, સાહિત્ય પરિષદ, લેખક મિલન, વ્યવસાયી પત્રકાર મંડળ વગેરે સાથે સંકળાયેલા છે. ગુજરાતી ગઝલોના સ્વરૂપ અને વિકાસ વિશે અવારનવાર તેઓના લેખો પણ પ્રકાશિત થયા છે.

## કૃતિઓ

૧. કમનસીબનું કિસ્મત : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૩૫.
   પ્રકાશક : નવસંસ્કાર કાર્યાલય, ખંભાત.
૨. પ્રાયશ્ચિત્ત કોને ? : અનુવાદ ( શિરીષકુમાર જૈનની કૃતિ ), નવલકથા; પ્ર. સાલ ૧૯૩૮.
   પ્રકાશક : સ્થાનકવાસી જૈન યુવક મંડળ, ખંભાત.
૩. સમાજથી તરછોડાયેલાં : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૩૯.
   પ્રકાશક : નવસંસ્કાર કાર્યાલય, ખંભાત.
૪. એક પ્રાર્થના સમુચ્ચય કાવ્ય : અનુવાદ ( સંસ્કૃતમાંથી ), સંપાદન; પ્ર. સાલ ૧૯૪૮.
   પ્રકાશક : સર્વોદય મંડળ, અમદાવાદ
૫. નાગરાણી : અનુવાદ–મૌલિક ( બે અનુવાદ અને બાકીની જૂની લોકકથાઓ પરથી ), વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૬.
   પ્રકાશક : કિસ્મત કાર્યાલય, મુંબઈ.
૬. તરસ્યા જીવ : અનુવાદ (હિન્દી–ઉર્દૂમાંથી), વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૧
   પ્રકાશક : કિસ્મત કાર્યાલય, મુંબઈ.
૭. આયુર્વેદિક ઉપચારો : સંપાદન, આયુર્વેદ; પ્ર. સાલ ૧૯૬૧.
   પ્રકાશક : કિસ્મત કાર્યાલય, મુંબઈ.
૮. વરદાન : મૌલિક, ગઝલસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૩.
   પ્રકાશક : સુમન પ્રકાશન, મુંબઈ.

૯. ઝાળ અને ઝાકળ : મૌલિક, નઝ્મ-મુક્તક સંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૪.
પ્રકાશક : સુમન પ્રકાશન, મુંબઈ.

૧૦. શ્રી. બ્રહ્માનંદ મહારાજ : મૌલિક, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૬૪.
પ્રકાશક : નાનાલાલ ચોકસી, વડોદરા.

૧૧. નઝરાણું : સંપાદન; પ્ર. સાલ ૧૯૬૫.
પ્રકાશક : સુમન પ્રકાશન, મુંબઈ.

૧૨. પલ્લવ : મૌલિક, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : ગોવિંદલાલજી ગોસ્વામી, દહેગામ.

૧૩. જબ આવેગી કાલઘટા (ભા. ૧-૨) : અનુવાદ (રાંગેય રાઘવ), નવલકથા; પ્ર સાલ ૧૯૬૪.
પ્રકાશક : કિસ્મન કાર્યાલય, મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

૧. 'વરદાન'ની પ્રસ્તાવના શ્રી રામપ્રસાદ બક્ષી.
૨. 'નજરાણું'ની પ્રસ્તાવના શ્રી કે. કા. શાસ્ત્રી.
૩. 'ગ્રંથ' ૧૯૬૫ તથા મે ૧૯૬૬.

સરનામું : ૩૬, નરહરિ કૉલોની, ગીતામંદિર રોડ, અમદાવાદ-૨.

---

## જયંત હિંમતલાલ પાઠક

### [ ૨૦-૧૦-૧૯૨૦ ]

કવિ શ્રી જયન્ત પાઠકનો જન્મ તેમના વતન રાજગઢ (પંચમહાલ)માં, ઈ. ૧૯૨૦ ના ઑક્ટોબરની ૨૦ મી તારીખે થયો હતો. જ્ઞાતિએ તેઓ શ્રીગૌડ બ્રાહ્મણ છે. પિતાનું નામ હિંમતલાલ પાઠક અને માતાનું પ્રસન્નબા. એમનાં લગ્ન ઈ. ૧૯૪૫માં ધનલક્ષ્મીબહેન સાથે થયાં હતાં.

રાજગઢની પ્રાથમિક શાળામાં ચાર ધોરણ સુધી પ્રાથમિક કેળવણી લઈને તેઓ પંચમહાલ જિલ્લાના કાલોલની એમ. જી. એસ. હાઈસ્કૂલમાં દાખલ થયા, અને ત્યાં માધ્યમિક શિક્ષણ (૧૯૩૦-૩૮) લીધું. વડોદરા કૉલેજમાંથી ઈ. સ. ૧૯૪૫માં બીજા વર્ગમાં, મુંબઈ યુનિવર્સિટીની એમ. એ.ની

પરીક્ષા ઉત્તીર્ણ કરી અને ૧૯૬૦માં, એમ ટી બી કૉલેજ સુરતમાંથી ગુજરાત યુનિવર્સિટીની પીએચ ડી.ની પદવી મેળવી સુરતની એમ ટી બી કૉલેજમા તેઓ ઘણાં વર્ષોથી ગુજરાતી વિષયનું અધ્યાપન કરે છે હાલ ત્યાંના ચૂનીલાલ ગાંધી વિદ્યાભવનના અધ્યક્ષ તરીકે કામગીરી બજાવે છે.

તેઓ હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા હતા ત્યારે કવિતા વાચતા અને એમાંથી લખવાનું મન થતાં કાવ્યલેખન તરફ વળ્યા આરંભમા ત્રીશીના કવિઓની કવિતાએ તેમ જ શ્રી રમણ પાઠક, શ્રી 'ઉશનસ્' જેવા સ્વજનો ને મિત્રોની લેખનપ્રવૃત્તિએ અને પાછળથી સર્વશ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, બચુભાઈ રાવત, વિજયરાય વૈદ્ય અને ઉમાશંકર જોશી આદિનાં પ્રોત્સાહ અને પ્રેરણાએ એમના સાહિત્યસર્જનમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે શેક્સપિયર અને ટાગોર એ બે વિશ્વકવિઓએ એમને કલાદૃષ્ટિ આપીને, તો ગુરુ પ્રા વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ જીવનના સંદર્ભમાં કલાઓને જોવા-મૂલવવાની દૃષ્ટિ આપીને એમના જીવન પર પ્રબળ અસર કરી છે સાંસ્કારિક પ્રવૃત્તિઓમા પણ તેઓ રસ લે છે લેખનપ્રવૃત્તિ દ્વારા જીવનદર્શન, કલા-પ્રવૃત્તિ દ્વારા સૌન્દર્ય અને આનંદનો અનુભવ એ એમની સર્જનપ્રવૃત્તિનો ઉદ્દેશ છે માનવહૃદય, સંસ્કૃતિ અને પ્રકૃતિનુ, સૌન્દર્યના પરિવેશમાં શેક્સ-પિયર, કાલિદાસ અને ટાગોર દ્વારા દર્શન મળતુ હોવાથી એ એમના પ્રિય લેખકો છે કલા અને જીવન એકસાથે જેમાં માણવા-જાણવાનાં મળે તેવી કૃતિઓ એમને પ્રિય છે કાવ્ય, સાહિત્યનો સર્વોચ્ચ પ્રકાર હોવાથી અને આપણી સવિત્તને સીધો સ્પર્શી સૌન્દર્યના અનુભવ દ્વારા તેને વિકસિત ને ઉન્નત કરતો હોવાથી, એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે પંચમહાલના ડુંગરાળ અને વનશ્રીથી સમૃદ્ધ પ્રદેશના સંસ્કાર બાળપણથી જ એમના ચિત્ત પર પડ્યા છે. પ્રકૃતિમાંથી સંસ્કૃતિમા આવતા જીવનમા એમને વિવિધ અનુભવો પણ થયા છે પરિણામે પ્રકૃતિ અને માનવહૃદય—એમના મનગમતા લેખન-વિષયો છે

કવિશ્રી પાઠકનો પ્રથમ કાવ્યસંગ્રહ 'મર્મર' ઈ ૧૯૫૪માં પ્રગટ થયો અને ૧૯૫૭મા એની બીજી આવૃત્તિ થઈ એ પછી એમના 'સંકેત' અને 'વિસ્મય' એ કાવ્યસંગ્રહો પણ પ્રકાશિત થયા છે આરંભથી જ શ્રી પાઠકે એમની ચારુ ગીતરચનાઓથી સારુ ધ્યાન ખેંચ્યું હતું પ્રકૃતિલીલાને નિરૂપતા ઋતુકાવ્યો અને દેવાદશ્યો, ગૃહપ્રેમના વિવિધ ભાવો ગાતા અને

પ્રણયાનુભવથી વિવિધ સ્થિતિઓ આલેખતાં એમનાં પ્રણયકાવ્યો, દેશદર્શનને, સમકાલીન ઘટનાઓને અને પ્રાર્થનાભાવને વ્યક્ત કરતી તેમ જ અરવિંદાદિને અંજલિ આપતાં ચિંતનમાં સરતી એમની કાવ્યકૃતિઓ અને થોડાંક મુક્તકો—શ્રી પાઠકનો કવિ તરીકેનો અચ્છો પરિચય આપે છે. એમની કાવ્યકૃતિઓમાં રૂપનો આગ્રહ છે તો પ્રયોગોનું કૌશલ પણ છે. લયસભર ગીતરચનાઓ અને સુઘડ છંદોવિધાનવાળાં કાવ્યો આપનાર શ્રી પાઠક નવતર પેઢીના 'નાજુક કવિતા ફોરમ' ફોરાવતા અગ્રણી કવિ છે.

કવિને વર્ષની ઉત્તમ કવિતા માટે ૧૯૫૭નો 'કુમારચન્દ્રક' અને એ જ વર્ષે 'મર્મર'ને સરકારી પારિતોષિક પ્રાપ્ત થયેલાં. અવારનવાર સ્વાધ્યાયના સુફળ જેવા વિવેચનલેખો લખીને અને ૧૯૨૦ પછીની ગુજરાતી કવિતાની સાંસ્કૃતિક ભૂમિકા—તેનાં પરિબળો ને સિદ્ધિની અભ્યાસયુક્ત વિવેચના 'આધુનિક કવિતાપ્રવાહ' નામના પુસ્તકમાં પ્રગટ કરીને શ્રી પાઠકે એમનામાંના અભ્યાસી વિવેચકનું પણ આપણને દર્શન કરાવ્યું છે. ચેખોવની શ્રેષ્ઠ નવલિકાઓ અને રશિયન લેખક શોલોખોવની નવલકથાનો એમણે મિત્રો સાથે અનુવાદ પણ કર્યો છે. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના પષ્ટિપૂર્તિ ગ્રંથના તેઓ સહસંપાદક છે. ચાર્લ્સ ડિકન્સની નવલકથા 'ટેલ્સ ઑફ ટુ સિટીઝ' નો એમણે તૈયાર કરેલો અનુવાદ પ્રગટ થવામાં છે કાવ્ય અને કાવ્યવિવેચનનાં પુસ્તકો તેઓ વિશેષ વાંચે છે.

શ્રી પાઠક ગુજરાતી સાહિત્ય પરિષદ, નર્મદ સાહિત્ય સભા અને ગુજરાતીના અધ્યાપક સંઘના સક્રિય સભ્ય છે.

## કૃતિઓ

૧. મર્મર : મૌલિક, કાવ્ય; પ્ર સાલ ૧૯૫૪
   પ્રકાશક : પ્રગતિ સાહિત્ય મંદિર, સુરત
   બીજી આવૃત્તિ : પ્ર. સાલ ૧૯૫૭.
   પ્રકાશક : પોપ્યુલર બુક સ્ટોર, સુરત.

૨. સંકેત : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૬૦.
   પ્રકાશક : ચેતન પ્રકાશનગૃહ, વડોદરા

૩. ચેખોવની શ્રેષ્ઠ નવલિકાઓ (રમણ પાઠક સાથે) : અનુવાદ, ટૂંકી વાર્તા; પ્ર સાલ ૧૯૫૭
   પ્રકાશક : ચેતન પ્રકાશનગૃહ, વડોદરા.

૪. ધીરે વહે છે દોન (રમણ પાઠક અને સુરેશ જોશી સાથે) : અનુવાદ ('ક્વાએટ ફ્લોઝ ધ દોન'નો અનુવાદ), નવલકથા; પ્ર. સાલ ૧૯૬૧.
પ્રકાશક : ચેતન પ્રકાશનગૃહ, વડોદરા.
૫. ઉપાયન (વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ષષ્ટિપૂર્તિ ગ્રંથ) : સંપાદન (શ્રી વિષ્ણુપ્રસાદનાં પ્રકાશનોમાંથી પસંદગી કરેલ સંપાદન ગ્રંથ), વિવેચન; પ્ર. સાલ ૧૯૬૧.
પ્રકાશક : શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ષષ્ટિપૂર્તિ સમિતિ, સુરત.
૬. આધુનિક કવિતા પ્રવાહ : મૌલિક, વિવેચન; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : ચુનીલાલ ગાંધી વિદ્યાભવન, સુરત.
૭. વિસ્મય : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : હરિહર પુસ્તકાલય, સુરત.

અભ્યાસ-સામગ્રી :

૧. 'મર્મર' પ્રવેશક, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી; 'અભિરુચિ' (ઉમાશંકર); 'મનીષા,' માર્ચ, ૧૯૫૫; ગુ. સા. સભાની કાર્યવહી ૧૯૫૭.
૨. 'વિસ્મય'—'સંદેશ' તા. ૧૦-૭-૬૪.
૩. 'આધુનિક કવિતાપ્રવાહ'—'બુદ્ધિપ્રકાશ', ૧૯૬૪.

સરનામું : ૫૮૭, ધાતીગર મહોલ્લો, નાનપુરા, સુરત.

---

## જયંત હીરજી ખત્રી

[ ૨૪-૯-૧૯૦૯ ]

શ્રી જયંત ખત્રીનો જન્મ ઈ. સ. ૧૯૦૯ ના ૨૪ મી સપ્ટેમ્બરે કચ્છના મુદ્રા ગામે થયો હતો. માતાનું નામ જમનાબાઈ અને પિતાશ્રી હીરજી હંસરાજ ખત્રી. જ્ઞાતિએ તેઓ બ્રહ્મક્ષત્રિય છે. જયંતભાઈનું લગ્ન શ્રી ઝવેરબહેન સાથે ૧૯૩૫ માં થયું હતું. એમણે પ્રાથમિક શિક્ષણ પાટવાળી, દરબારી સ્કૂલમાં અને માધ્યમિક મુંબઈની ભરડા ન્યૂ હાઈસ્કૂલમાં લીધું હતું. ત્યારપછી મુંબઈની નેશનલ મેડિકલ કૉલેજમાં ઉચ્ચ અભ્યાસ કરી ઈ. સ.

૧૯૩૫ માં દાક્તરી ડિગ્રી મેળવી. વ્યવસાયે તેઓ દાક્તર છે અને એ વ્યવસાય એમની લેખનપ્રવૃત્તિને બહુ જ અનુકૂળ છે.

તેમણે વહાણવટા અને બંદરી કામદારો અને ખલાસીઓના મંડળોની સ્થાપના કરી છે, અને એમનું સંચાલન પણ તેઓ જ કરે છે. ડૉ. જયંત ખત્રીની મોટાભાગની નવલિકાઓ માટે સીધી યા આડકતરી રીતે આ પ્રવૃત્તિ કારણભૂત છે. તેમનું પ્રિય પુસ્તક છે વાલ્મીકિ રામાયણ અને પ્રિય લેખક છે મેક્સિમ ગોર્કી. જયંતભાઈએ ૧૧ વર્ષની વયે વાલ્મીકિ રામાયણનું સમશ્લોકી ગુજરાતી ભાષાંતર વાંચ્યું હતું; અને માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણ લેતાં લેતાં ગોર્કી, ચેખોવ, મોપાંસાં, સમરસેટ મોમનાં પુસ્તકો વાંચેલ. તેમણે મુખ્યત્વે ગોર્કીની, નીચલા થરના લોકો દ્વારા જીવનની પ્રતીતિ કરવાની, શૈલી સ્વીકારી છે. 'Pen and Ink'નાં સુશોભન ચિત્રો દ્વારા શ્રી રણછોડલાલ લોટવાળાના 'હિન્દુસ્તાન અને પ્રજામિત્ર'ની ઑફિસમાં સાહિત્યકારોના પ્રત્યક્ષ સંપર્કમાં આવવાની તક સાંપડી એ એમના લેખક-જીવનને પ્રેરનારો એક મહત્ત્વનો પ્રસંગ ,ગણાય. તદુપરાંત શ્રી બકુલેશની મૈત્રીએ એમને નવલિકા લખવા પ્રેર્યા.

જયંતભાઈ માને છે કે સ્થળ, કાળ અને ઐતિહાસિક પરિબળો પરિવર્તનશીલ સમાજરચનાને જન્મ આપે છે. માનવીનું જીવન આ પરિબળોથી પ્રત્યાઘાત પામી સંઘર્ષરૂપે વ્યક્ત થાય છે. માનવીની અનેકવિધ ઊર્મિઓ જે એકમ છે તે જ તેના જીવનની સમૂહગત સમગ્રતા છે, એ સત્ય એમણે જોયું છે અને એને ધ્યેય તરીકે સ્વીકાર્યું છે. તે ધ્યેય આપોઆપ એમની કૃતિઓમાં કલાત્મક રીતે અભિવ્યક્ત થતું હોય છે. આ માન્યતાના અનુસંધાનમાં વિચારીશું તો મેક્સિમ ગોર્કી જયંતભાઈનો પ્રિય લેખક બની શકે એ સ્વાભાવિક છે, કારણ કે મેક્સિમ ગોર્કીએ ઉપસ્થિત પરિસ્થિતિના સંદર્ભમાં માનવવર્તનનું સાચું મૂલ્યાંકન કર્યું છે એમ તેઓ માને છે. ગોર્કી તરફ એમને ખૂબ પક્ષપાત છે. ગોર્કી એના પ્રામાણિક ચિંતન માટે, જીવનમાં અવરોધ ઉત્પન્ન કરતી વૃત્તિઓની આરપાર દૃષ્ટિ લઈ જવાની એની શક્તિ માટે તેમ જ વ્યક્તિગત જીવનમાં એનાં તપ અને સિદ્ધિ માટે જયંતભાઈને ખૂબ ખૂબ ગમે છે.

નવલિકા જયંતભાઈનો મનગમતો વિષય છે. એમના સર્જનમાં ઉપકારક થાય તે માટે તેઓ નવલિકાઓ, નવલકથાઓ અને ઇતિહાસનું વાચન નિયમિત કરે છે. એમના સાહિત્યસર્જનમાં ૧૯૩૦ ના સત્યાગ્રહનો

જુવાળ ખૂબ પ્રેરણાદાયી નીવડયો હતો. આદર્શોના એ યુગપ્રવાહ દરમ્યાન એના અંશ તરીકે અસ્તિત્વ ધરાવવાનો એમનો આગ્રહ હતો. આ ખુમારીએ એમના સાહિત્યસર્જનમાં અગ્રભાગ ભજવ્યો હતો.

એમનો પ્રથમ વાર્તાસંગ્રહ 'ફેરાં' નોંધપાત્ર સિદ્ધિ દાખવી જાય છે. એમાંની એક નવલિકા 'લોહીનું ટીપું' તો ગુજરાતી ટૂંકી વાર્તાનાં સંપાદનોમાં સ્થાન પામી છે. આ વાર્તા બદ્દલ તેમને 'મહિડા ચંદ્રક' પણ અર્પણ થયેલ. તેમણે નવલિકાક્ષેત્રે શૈલી અને વિષયવસ્તુની નવી જ ભાત પાડતી વાર્તાઓ આપીને એમાં ઊંચું કલાતત્ત્વ સિદ્ધ કર્યું છે. શ્રી ખત્રી આપણા અતિ આશાસ્પદ વાર્તાકાર છે અને એમની પાસેથી ગુજરાતને ઉત્તમ કોટિની નવલિકાઓ પ્રાપ્ત થશે એવી, એમની કેટલીક મૂલ્યવાન વાર્તાઓ વાંચતાં, આશા પડે છે. તેમનો નવો વાર્તાસંગ્રહ 'ખરા બપોર' પ્રગટ થવામાં છે.

કૃતિઓ

૧. ફેરાં : મૌલિક, નવલિકાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૪૪.
   પ્રકાશક : પદ્મ પ્રકાશન લિ૰, મુંબઈ.

૨. વહેતાં ઝરણાં : મૌલિક, નવલિકાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૪૨.
   પ્રકાશક : ચેતન પ્રકાશનગૃહ લિ, મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

'આપણી શ્રેષ્ઠ નવલિકાઓ' ( સં. ગુલાબદાસ બ્રોકર )નો પ્રવેશક.
ગુજરાતી નવલિકાવિષયક લખાયેલા લેખો.

સરનામું : માંડવી, કચ્છ.

---

## જિતુભાઈ પ્રભાશંકર મહેતા

[ ૧૯-૯-૧૯૦૪ ]

શ્રી જિતુભાઈનો જન્મ સંવત ૧૯૬૦ના ભાદરવા સુદ દશમે એટલે કે ઈ. સ. ૧૯૦૪ના સપ્ટેમ્બરની ૧૯મી તારીખે વતન ભાવનગરમાં થયો હતો. એમનાં માતાનું નામ તારાબેન અને પિતાનું નામ પ્રભાશંકર. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર છે. આજથી ચૌદ વર્ષ પહેલાં જિતુભાઈનાં પત્નીનું અવસાન થયું છે.

જિતુભાઈ મેટ્રિક સુધી અભ્યાસ કરી સત્તરમે વરસે નિરાવેલી સુગર ફેક્ટરીમાં નોકરીએ જોડાયા. વરસો સુધી ખાંડનાં જુદાં જુદાં કારખાનાંમાં કામ કર્યું અને અંતે મુંબઈમાં સ્થાયી થયા. શરૂમાં તેમણે Moving Picture નામના માસિકમાં કામ લીધું અને થોડા જ વખતમાં શ્રી રણછોડભાઈ લોટવાળાના 'પ્રજામિત્ર કેસરી'માં જોડાયા. પત્રકારત્વના ક્ષેત્રમાં અને ચલચિત્રોના કથાલેખક તરીકે જિતુભાઈ વરસોથી જાણીતા છે. 'સાગર મુવિટોન' નામની ફિલ્મસંસ્થાને એમણે એક મૂકચિત્રની કથા લખી આપી, તેનું નામ 'મીઠી છૂરી.' ત્યાર પછી 'રણજિત મુવિટોન' માટે 'ચાર ચક્રમ' નામની પહેલી કૉમેડી શ્રી જયંત દેસાઈ સાથે લખી. 'ભૂતિયો મહેલ' અને 'પરદેશી પ્રીતમ' એ પટકથાઓ પણ જિતુભાઈએ લખી આ અરસામાં 'જન્મભૂમિ' દૈનિકમાં તેમણે 'ફિલ્મ પેજ' લખવા માંડયું. પૂનાની પ્રસિદ્ધ ફિલ્મ સંસ્થા 'પ્રભાત'માં વિજ્ઞાપનખાતામાં થોડોક સમય રહ્યા. સાથે સાથે સ્વ. શામળદાસ ગાંધીના પ્રસિદ્ધ દૈનિક 'વંદેમાતરમ્'માં પણ જોડાયા. આમ ફિલ્મ–વ્યવસાય અને પત્રકારત્વ સાથેનો એમનો સંબંધ ગાઢ અને જૂનો કહી શકાય. આજે ચલચિત્રનાં સામયિકો 'ચિત્રલેખા' અને 'જી'માં તેઓ નિયમિત લખે છે. અત્યારે 'મુંબઈ સમાચાર'માં કલાવિવેચનો પણ કરે છે. અમદાવાદના 'સંદેશ'માં પણ દર અઠવાડિયે તેઓ સંગીત–કલા–વિવેચનના સુંદર લેખો લખે છે. શાસ્ત્રીય સંગીત અને સુગમ સંગીત વિષેની તેમની જાણકારી ઊંડી છે. એ વિશે એમણે અનેક લેખો લખ્યા છે. સંગીત એમની પ્રિયતમ 'ચીજ' છે. જિતુભાઈએ સંગીતનું શિક્ષણ લીધું છે, રેડિયો પર ગાયું છે અને પચાસ ગીતો રચીને એની બંદિશ પણ રચી છે. રેડિયો માટે એમણે બહુસંખ્ય નાટકો અને રૂપકો લખ્યાં છે. 'જેસલ–તોરલ' નાટક અને 'સત્યવાન–સાવિત્રી' એ ગુજરાતી બોલપટની કથા એમણે લખેલ છે.

જિતુભાઈએ રખડવાનો આનંદ ભરપટે માણ્યો છે. પ્રસિદ્ધ પક્ષીવિદો, પિતા–પુત્રની બેલડી, શ્રી કંચનરાય દેસાઈ અને પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ, સાથે એમણે ખૂબ ખૂબ પરિભ્રમણ કર્યું છે અને જાત અનુભવદ્વારા પંખીવિજ્ઞાન શીખ્યા છે. ગિર અને ગિરનાં જંગલોમાં પગપાળા ફર્યા છે. નેપાળની સરહદ પર પણ જઈ આવ્યા છે.

જિતુભાઈ રંગીન શૈલીના સર્જક છે, શબ્દોના શિલ્પી છે. એમની હળવી માર્મિક નિબંધિકાઓનું પુસ્તક 'આપની સેવામાં' સાચે જ મનહર કૃતિ છે. ટૂંકી વાર્તાઓ એમનો પ્રિય સાહિત્યપ્રકાર કહી શકાય. 'ખરતા

તારા' અને 'સનકારો' એ બે એમના ટૂંકી વાર્તાના સંગ્રહો છે. જિતુભાઈનું ગુલાબી વ્યક્તિત્વ એમની કૃતિઓમાં પ્રગટ થયા વિના રહેતું નથી. એમની વાર્તાઓમાં શૈલી, વસ્તુ અને રજૂઆતનું વૈવિધ્ય ધ્યાન ખેંચી રહે છે.

કૃતિઓ

૧. અજવાળી કેડી : સામાજિક નવલકથા.
 પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ.
૨. વીજળીનાં અંધારાં : રહસ્યકથા.
 પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ.
૩. સાપના લિસોટા : રહસ્યકથા.
 પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ.
૪. ગુલાબી ડંખ : રહસ્યકથા.
 પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ.
૫. જોયું તખત પર જાગી : સામાજિક નવલકથા.
 પ્રકાશક : નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ.
૬. જીવનની સરગમ [ ૧, ૨ ] : મૌલિક, નવલકથા, ૧૯૬૪.
 પ્રકાશક : નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ.
૭. ખરતા તારા : વાર્તાઓ.
 પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.
૮. સનકારો : વાર્તાઓ.
 પ્રકાશક : નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ.
૯. આપની સેવામાં : નર્મ–મર્મ નિબંધો
 પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.
૧૦. જિતુભાઈની વાર્તાઓ : નવભારત પ્રકાશન
૧૧. પ્રીત કરી તેં કેવી : ( નવલકથા )
 પ્રકાશક : નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ.
૧૨. સેતાનનો સંતાપ : ( અનુવાદ )
 પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

'ગ્રંથ' અંક ૨૫.

'સંદેશ', 'જન્મભૂમિ', 'ભારતજ્યોતિ', 'મુંબઈ સમાચાર'માં આવેલાં અવલોકનો.

સરનામું : કિરીટ કુંજ, સરોજિની રોડ, વિલે પારલે (પશ્ચિમ), મુંબઈ–૫૬.

# દલસુખભાઈ ડાહ્યાભાઈ માલવણિયા

**[ ૨૨-૭-૧૯૧૦ ]**

સંશોધક શ્રી દલસુખભાઈ માલવણિયા સૌરાષ્ટ્રમાં આવેલા સાયલાના વતની છે, અને એમનો જન્મ પણ એ જ ગામમાં તા. ૨૨–૭–૧૯૧૦ ના રોજ થયો હતો. જ્ઞાતિએ તેઓ ભાવસાર છે. પિતાનું નામ શ્રી ડાહ્યાભાઈ કુંવરજી માલવણિયા અને માતાનું નામ પાર્વતીબહેન. એમનાં લગ્ન ઈ. ૧૯૩૨ માં શ્રી મથુરાગૌરી સાથે થયાં હતાં.

સાયલાની તાલુકાશાળામાં ચાર ધોરણ સુધીનું પ્રાથમિક શિક્ષણ પૂરું કરીને તેમણે માધ્યમિક શાળાનાં પાંચ ધોરણોનું શિક્ષણ સુરેન્દ્રનગરની શેઠ એન. ટી. એમ. હાઈસ્કૂલમાં લીધું. એ પછી જયપુરની જૈન ટ્રેનિંગ કૉલેજમાં અને બિકાનેરમાં રહીને 'ન્યાયતીર્થ' નો અભ્યાસ કર્યો. ઇન્દોરમાં બંગાલ સંસ્કૃત એસોસિયેશનની 'ન્યાયતીર્થ' પરીક્ષા આપી તે પદવી મેળવી. ઈ. ૧૯૪૪ થી ૧૯૫૯ સુધી બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં જૈનદર્શનના પ્રાધ્યાપક તરીકે કાર્ય કર્યું અને હાલ તેઓ અમદાવાદના લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના ડાયરેક્ટર તરીકેની પોતાની ફરજ બજાવી રહ્યા છે. અધ્યાપન અને સંશોધન એ એમનો મુખ્ય વ્યવસાય છે અને તેને પરિણામે તેમની લેખનપ્રવૃત્તિનાં સુફળો પ્રાપ્ત થયાં છે.

મ. મ. શ્રી વિધુશેખર ભટ્ટાચાર્ય અને પ્રજ્ઞાચક્ષુ પં. શ્રી સુખલાલજીની વિદ્યાસાધનાએ તેમને જીવનમાં સંશોધનપ્રવૃત્તિનો રસ જગાડ્યો છે. સંશોધનવિષયક પૂર્વતૈયારીનો પ્રાથમિક પાઠ વિધુશેખર ભટ્ટાચાર્યની અધ્યાપનપદ્ધતિ જોઈને મળ્યો, અને એ પછી પં. સુખલાલજી સાથે સહસંપાદન કરતાં એમને એ પ્રકારના કાર્યની તાલીમ મળી. એમનું મુખ્ય અર્પણ જૂનાં પુસ્તકોનું સંશોધન કરી, અનુવાદ, વિસ્તારથી તુલનાત્મક ટિપ્પણો અને પ્રસ્તાવનાયુક્ત સંપાદનોનું છે. લેખક ગુજરાતી, હિન્દી, બંગાળી, સંસ્કૃત, પ્રાકૃત, પાલિ અને અંગ્રેજી ભાષાઓ જાણે છે. એમણે મુખ્ય લેખનકાર્ય ગુજરાતી અને હિન્દીમાં તેમ જ ક્વચિત્ અંગ્રેજીમાં પણ કર્યું છે. ગુજરાતી–હિન્દીમાં સામાજિક કે ધાર્મિક વિષયમાંની એમની લેખનપ્રવૃત્તિ, રૂઢસમાજની વિરુદ્ધમાં અને જૂના અનાવશ્યક સંસ્કારોમાંથી સમાજ મુક્ત થઈ ઉદાર વિચારોને અપનાવતો થાય એ દૃષ્ટિએ થાય છે. એમનાં સંસ્કૃત–પ્રાકૃત ગ્રંથોનાં સંપાદનો એ આ જમાનાની તેવી આવશ્યકતાને અનુરૂપ છે એમ તેઓ માને છે.

૧૯૨૭ મા શ્રી માલવણિયા બિકાનેરમાં અભ્યાસ કરતા હતા ત્યારે 'જૈન પ્રકાશ' માટે અધિકારીની લેખ-માગણીથી એમણે પ્રથમ લેખ લખેલો ભારતીય દર્શન-ધર્મ એ એમનો પ્રિય અધ્યયન વિષય છે, કારણ કે એ જ પ્રારંભથી શીખવાની એમને સગવડ મળી છે આધ્યાત્મિકતા, ધર્મ, દર્શન—એ વિષયોમા એમની ગતિ રહી હોવાને કારણે એમના મનગમતા લેખનવિષયો પણ એ રહ્યા છે, અને એ વિષય પરના પ્રકાશિત પુસ્તકો તેઓ વાંચે છે

સમાજની કોઈ દુર્ઘટના જાણવા-વાચવામાં આવતા તેઓ સહજ રીતે એ વિશે લખવા પ્રેરાય છે એમના કેટલાક ધાર્મિક-સામાજિક લેખોએ જૈન પત્રોમાં ભારે ઊહાપોહ મચાવેલો, ખાસ કરીને ભગવાન મહાવીર અને ગાંધીજીની તુલનાવાળા એમના લેખે સામાજિક, ખાસ કરીને જૈન સામાજિક, પ્રવૃત્તિમા સુધારણાની દૃષ્ટિએ તેમને રસ છે

ચરિત, દર્શન, સાહિત્ય-ઇતિહાસ વિષયક પુસ્તકો ઉપરાંત એમના સ્વતંત્ર સંપાદનો અને ગુજરાતીમાં 'ગણધરવાદ', 'સ્થાનાં -સમવાયાગ' જેવા અનુવાદોથી શ્રી માલવણિયા વિદ્વાન સંશોધક-સંપાદક તરીકે પ્રતિષ્ઠિત થયા છે તેઓ પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટી અને જૈન કલ્ચરલ રિસર્ચ સોસાયટીના મંત્રી છે પ્રાકૃત ટેક્સ્ટ સિરીઝ, આગમ પ્રકાશન અને સન્મતિ પ્રકાશનના સામાન્ય સંપાદક છે અને જ્ઞાનોદય ટ્રસ્ટના ટ્રસ્ટી છે ગુજરાત યુનિ ની પ્રાકૃતની અભ્યાસ સમિતિના અધ્યક્ષ તરીકે એમની વરણી થઈ છે

## કૃતિઓ

૧ ભગવાન મહાવીર (હિન્દી) મૌલિક, ચરિત, પ્ર સાલ ૧૯૪૬
પ્રકાશક . જૈન સંસ્કૃતિ સંશોધન મંડળ, વારાણસી

૨ આગમ યુગકા અનેકાંતવાદ (હિન્દી) મૌલિક, દર્શન; પ્ર સાલ ૧૯૪૮
પ્રકાશક જૈન સંસ્કૃતિ સંશોધન મંડળ, વારાણસી

૩ જૈનાગમ (હિન્દી), મૌલિક સાહિત્ય-ઇતિહાસ પ્ર સાલ ૧૯૪૮
પ્રકાશક જૈન સંસ્કૃતિ સંશોધન મંડળ, વારાણસી

૪ જૈન દાર્શનિક સાહિત્યકા સિંહાવલોકન (હિન્દી) મૌલિક, સાહિત્ય ઇતિહાસ, પ્ર સાલ ૧૯૪૮
પ્રકાશક જૈન સંસ્કૃતિ સંશોધન મંડળ વારાણસી

૫ આત્મમીમાંસા (હિન્દી) મૌલિક, દર્શન પ્ર સાલ ૧૯૫૬
પ્રકાશક • જૈન સંસ્કૃતિ સંશોધન મંડળ, વારાણસી

૬. નિશીથ-એક અધ્યયન (હિન્દી) : મૌલિક, ધાર્મિક; પ્ર. સાલ ૧૯૫૯.
   પ્રકાશક : સન્મતિ જ્ઞાનપીઠ, આગરા.
૭. ન્યાયાવતારવાર્તિકવૃત્તિ (હિન્દી-સંસ્કૃત) : સંપાદન; પ્ર. સાલ ૧૯૪૯.
   પ્રકાશક : ભારતીય વિદ્યાભવન, મુંબઈ.
૮. ધર્મોત્તરપ્રદીપ (સંસ્કૃત): સંપાદન; પ્ર સાલ ૧૯૫૫.
   પ્રકાશક : જયસ્વાલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, પટણા.
૯. પ્રમાણવાર્તિક (સંસ્કૃત): સંપાદન; પ્ર. સાલ ૧૯૫૯.
   પ્રકાશક : બનારસ યુનિવર્સિટી, વારાણસી.
૧૦. ગણધરવાદ (ગુજરાતી) : અનુવાદ, પ્ર. સાલ ૧૯૫૨.
   પ્રકાશક : ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.
૧૧. સ્થાનાંગ-સમવાયાંગ (ગુજરાતી) : અનુવાદ, પ્ર. સાલ ૧૯૫૫.
   પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.
૧૨. જૈનધર્મ ચિંતન (ગુજરાતી) : પ્ર. સાલ ૧૯૬૫.
   પ્રકાશક : જગમોહન કોરા સ્મારકમાળા, મુંબઈ.
૧૩. આગમ યુગનું જૈન દર્શન (ગુજરાતી): અનુવાદ, પ્ર. સાલ ૧૯૬૬.
   પ્રકાશક : સન્મતિ જ્ઞાનપીઠ.

આ ઉપરાંત અનેક લેખો અને સહ-સંપાદનો.

સરનામું : લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, નવરંગપુરા, અમદાવાદ-૯.

---

## દામુભાઈ માવજીભાઈ સાંગાણી

**[ ૨૦-૧૧-૧૯૧૨ ]**

શ્રી દામોદર સાંગાણીનો જન્મ ઈ. સ. ૧૯૧૨ના નવેંબરની વીસમીએ, જામનગર પાસે આવેલ, સરોવડ ગામે થયેલ. એમની માતાનું નામ હેમકુંવર અને પિતાનું નામ માવજીભાઈ સવજીભાઈ. એમનું લગ્ન ઈ. સ. ૧૯૪૨માં શ્રી કંચનગૌરી સાથે થયું હતું. જ્ઞાતિએ તેઓ વાણિયા છે. શ્રી દામુભાઈએ અંગ્રેજી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કર્યો છે. વ્યવસાયે તેઓ ધંધાદારી રંગભૂમિ માટે નાટકો લખે છે. નાટકો ઉપરાંત હાસ્યરસની નવલિકાઓ અને નવલકથાઓ પણ તેમણે લખેલ છે.

એમના જીવન ઉપર ગુરુદેવ ટાગોર અને કનૈયાલાલ મુનશીનાં પુસ્તકોએ ઘેરી અસર કરી છે. તેઓ ટાગોરનાં પુસ્તકો વારંવાર વાંચે છે. એમણે

લેખનપ્રવૃત્તિનો આરંભ ૧૯૩૪-૩૫થી કર્યો ધંધાદારી રંગભૂમિ માટે ઘણાં નાટકો લખ્યાં મોટાભાગનાં નાટકો પ્રેક્ષકોને ખૂબ ગમ્યાં છે કાળક્રમે ધંધાદારી રંગભૂમિમા ઓટ આવતા વેતન-અવેતન રંગભૂમિનો વિકાસ કરવાના પ્રયોગો આરંભાયા તેમા શ્રી દામુભાઈએ 'ઈશ્વરે ઘર બદલ્યું' નામનુ દ્વિ-અંકી નાટક લખ્યુ અને તે ખૂબ સફળ થયુ પ્રેક્ષકોને અને વાચકોને હાસ્યરસની કૃતિઓ પીરસવી તેમને ગમે છે એમની રચનાઓમા મુખ્યત્વે સ્થૂલ પ્રસંગો કે ઘટનાઓમાથી હાસ્યરસની નિષ્પત્તિ થાય છે એટલુ ચોક્કસ કે એમણે એમનાં નાટકોનો એક વિશિષ્ટ વર્ગ ઊભો કર્યો છે. પોતાની કૃતિઓમાં તેઓ લગ્નજીવનની આસપાસની પરિસ્થિતિઓ લે છે નાટક, નવલકથા અને નવલિકા—એ ત્રણ એમનાં વાહનો રહ્યાં છે 'મારે નથી પરણવુ' એ એમની હાસ્યપ્રધાન નવલકથા છે મુખ્યત્વે હાસ્યલેખક તરીકે તેઓ પ્રગટ થાય છે અલબત્ત, સાહિત્યિક ગુણો એમની કૃતિઓમાં ઓછા જોવા મળે છે તેમ છતા એમના વ્યંગ ધારદાર હોય છે

કૃતિઓ

૧ મારે નથી પરણવુ મૌલિક, નાટક પ્ર સાલ ૧૯૫૫
૨ મોટા ઘરનો જમાઈ મૌલિક નાટક, પ્ર સાલ ૧૯૫૭
૩ પસંદગીના પતિ મૌલિક નવલકથા, પ્ર સાલ ૧૯૫૮
૪ જગુભગુની જોડી મૌલિક, બાળકો માટે પ્ર સાલ ૧૯૫૯
૫ હું એક મુરતિયો મૌલિક, હાસ્યકથા, પ્ર સાલ ૧૯૬૦
૬ પરણ્યા છતાં કુંવારા મૌલિક, હાસ્યકથા પ્ર સાલ ૧૯૬૦
૭ શું હતા શું થઈ ગયા? મૌલિક નાટકો પ્ર સાલ ૧૯૬૦
૮ રેતીમા વહાણ મૌલિક નવલકથા પ્ર સાલ ૧૯૬૧
૯ હું અને મારી શ્રીમતી મૌલિક, નવલિકાઓ પ્ર સાલ ૧૯૬૧
૧૦ આવ્યા એવા ગયા મૌલિક નાટક પ્ર સાલ ૧૯૬૨
૧૧ બારમો ચંદ્રમા મૌલિક નવલિકાઓ પ્ર સાલ ૧૯૬૨
૧૨ લાગી મને લગની મૌલિક નવલકથા, પ્ર સાલ ૧૯૬૨

દરેકના પ્રકાશક નવયુગ પ્રકાશન રાજકોટ

અભ્યાસ-સામગ્રી

ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૫૬ 'મારે નથી પરણવુ' માટે કાર્યવહી ૧-૬૧ હું ને મારી શ્રીમતી તેમ જ રેતીમા વહાણ' માટે.

સરનામુ દીવાનપરા પોસ્ટ ઑફિસ પાસે ધોળકિયા ભવન રાજકોટ.

# દામોદર કેશવજી ભટ્ટ 'સુધાંશુ'

## [ ૨૫-૧૨-૧૯૧૩ ]

કવિશ્રી 'સુધાંશુ'નો જન્મ પોરબંદરમાં તા. ૨૫-૧૨-૧૯૧૩ ના રોજ થયો હતો. મૂળ વતન તો કુતિયાણા, પણ ત્રણ પેઢીથી પોરબંદર જ એમનું વતન બની ગયું છે. જ્ઞાતિએ તેઓ બ્રહ્મભટ્ટ છે. પિતાનું નામ કેશવજી દેવીસિંગ અને માતાનું નામ પાનકુંવર. એમનાં લગ્ન ઈ. ૧૯૩૮ માં મણિબાઈ સાથે થયાં હતાં.

પોરબંદરની તાલુકા સ્કૂલમાં પ્રાથમિક શિક્ષણ લઈને તેઓ ત્યાંની ભાવસિંહજી હાઈસ્કૂલમાં દાખલ થયા હતા, અને ઈ. સ. ૧૯૩૧ માં મુંબઈ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશન પરીક્ષા પસાર કરી હતી. એ પછી એસ. ટી. સી.માં પણ ઉત્તીર્ણ થયા હતા. વ્યવસાયે તેઓ શિક્ષક છે. માતૃસંસ્થા ભાવસિંહજી હાઈસ્કૂલમાં જ શિક્ષક તરીકે કાર્ય કરે છે. પત્રકારત્વમાં પણ તેઓ રસ ધરાવે છે અને તેઓ માને છે કે આમજનતસંપર્કનું પ્રતિબિંબ પોતાના સર્જનમાં પડે છે.

ભર્તૃહરિ અને ગોપીચંદના પ્રેમ-વૈરાગ્યે, મચ્છંદર-ગોરખની અલખભાવનાએ અને નરસિંહ, મીરાં અને જેસલ-તોરલની પ્રેમભક્તિએ તેમ જ તેમનાં લૌકિક ભજનોએ એમના જીવન પર પ્રબળ અસર કરી છે. એમના મામા ભજનિક શ્રી માધવજી જગજીવનના હલકભર્યા કંઠે પ્રવાસ દરમ્યાન પ્રકૃતિના. સાન્નિધ્યમાં સાંભળવા મળેલાં ભજનોના ઊંડા સંસ્કાર અને રાત્રે ભજનમંડળીઓમાં માણેલી ભજનોની ગહરી હલકના પ્રમાદ સંસ્કાર પણ એમના ચિત્ત પર પડ્યા છે. ભજન એ કવિતાનું સર્વોચ્ચ વાહન છે અને એ દ્વારા આત્માનો ઉદ્‌ગાર થાય છે એ મનસ્વના શ્રી મેઘાણીના, અને કવિતાના હસ્માનંદમાં આત્માનંદના ઘણાખરા અંશનો સમાવેશ થાય છે એવા શ્રી દેશળજી પરમારનાં વચનોને તેઓ લેખનપ્રવૃત્તિ દ્વારા સિદ્ધ કરવા મથે છે. પ્રકૃતિ અને પરમેશ્વરને તેઓ પોતાના પ્રિય લેખક તરીકે ઓળખાવે છે. નિસર્ગ જ એમનો પ્રિય ગ્રંથ છે, ભજનના સાહિત્યપ્રકાર પ્રત્યે એમને પક્ષપાત છે, કારણ કે એમાં છે નિગૂઢ દર્શન, પરમાત્મપ્યારત અને એ દ્વારા ઈશ્વરદર્શન. માનવસંપર્ક, ઉત્તમ સાહિત્યકૃતિઓનું વાચન અને નિત્ય પ્રભાતના સાગરદર્શનને તેઓ પોતાના પ્રેરણાનિર્ઝર તરીકે ઓળખાવે છે.

એમની લેખનપ્રવૃત્તિની શરૂઆત ઈ. ૧૯૨૭-૨૮ થી થઈ—કવિશ્રી ન્હાનાલાલ, મેઘાણી, દેશળજી પરમાર, ચંદ્રવદન મહેતા અને ગોકળદાસ રાયચુરાના પૂર્ણ પ્રોત્સાહનથી. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'રામસાગર' ઈ. ૧૯૫૦-૫૧માં પ્રગટ થયો અને ૧૯૫૧ નું મુંબઈ કલામંડળનું 'મહીડા પારિતોષિક' એને પ્રાપ્ત થયું. એ પછી 'અલખ તારો' અને 'સોહમ્' એ બે ભજનસંગ્રહો એમણે આપ્યા છે.

શ્રી સુધાંશુ સાચા કવિત્વના સંસ્કારવાળા કવિ તરીકે આપણે ત્યાં ઓળખાયાયા છે. જૂની ભજનપરંપરાને જીવંત રાખનારા કવિઓમાં એમનું નામ અગ્રસ્થાને છે. અગમનિગમનાં ગાન ગાનાર આ કવિએ માનવહૃદયના પ્રેમ, આનંદ અને નિરાશાના ભાવોને પણ વાચા આપી છે. જૂની રીતિમાં એમણે નવીન ભાવો ઝીલ્યા છે. વર્તમાન પરિસ્થિતિ કે પ્રસંગ પણ, પછી એ ગાંધીજીની શહાદત હોય કે કવિ ન્હાનાલાલનું મૃત્યુ, જૂની ભજનરીતિમાં તેઓ આલેખે છે. તળપદી સૌરાષ્ટ્રી લોકબાનીમાં કવિ સરિતાસાગરનાં પ્રતીકો કે ક્વચિત્ નવીન પ્રતિરૂપો યોજીને આકર્ષકતા લાવે છે. એમના પ્રકૃતિદર્શનમાં પણ નાવીન્યનો અનુભવ થાય છે. આ આત્મમસ્ત કવિએ આપણી મરમી કવિતાની પરંપરાને ઉજ્જ્વળ રાખી છે. શ્રી મનસુખલાલ ઝવેરીએ સાચું જ કહ્યું છે કે એમનાં કાવ્યોમાં કડવાશ, અસંતોષ કે નિરાશા ખાસ દેખાતી નથી. લેખનપ્રવૃત્તિના ઊગમકાળે એમણે છંદોબદ્ધ કાવ્યો, ખંડકાવ્યો પણ લખેલાં ( અને એ 'ઊર્મિ'માં પ્રગટ પણ થયેલાં ), પરંતુ પછી તો તળપદા ઢાળમાં અને તળપદા શબ્દોમાં આ ભક્તકવિએ અંતરની ભાવ-સમૃદ્ધિને, ભજનોમાં રેલાવી છે. શ્રી ન્હાનાલાલે પોરબંદરનાં મહારાણીશ્રી પરના એક પત્રમાં પોરબંદરના આ 'છૂપા સાહિત્યરત્ન'ની કૃતિઓને 'ગિરનારી ભજનો' તરીકે ઓળખાવેલી.

એમની દરિયાઈ જીવનને લગતી ટૂંકી વાર્તાઓ—સાગરકથાઓ અને સામાજિક કથાઓ પણ સામયિકોમાં પ્રસિદ્ધ થયેલી છે અને તે ગ્રંથસ્થ થવામાં છે. છંદોબદ્ધ કાવ્યો અને ભજનોનો પ્રવાહ ચાલુ છે. શ્રી 'સુધાંશુ' અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના ઘણા લાંબા સમય સુધી સભ્ય હતા.

## કૃતિઓ

૧. રામસાગર : મૌલિક, ભજનકાવ્યો; પ્ર. સાલ ૧૯૫૦-૫૧.
પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ

૨ અલખ તારો : મૌલિક, ભજનકાવ્યો; પ્ર સાલ ૧૯૫૭
   પ્રકાશક : હિન્દ પુસ્તક ભંડાર
૩ સોહમ્ મૌલિક, ભજન કાવ્યો; પ્ર સાલ ૧૯૬૦
   પ્રકાશક : પોતે

અભ્યાસ-સામગ્રી :

(૧) 'રામસાગર'ની શ્રી દેશળજી પરમારની પ્રસ્તાવના
(૨) ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૫૬ ('અલખ તારો' માટે)
(૩) 'સોહમ્'નુ શ્રી મનસુખલાલ ઝવેરીનું પુરોવચન
(૪) આધુનિક કવિતાપ્રવાહ ( જયંત પાઠક )

સરનામું . રામટેકરી, પોરબંદર.

---

## દેવજી રામજી મોઢા

### [ ૮-૫-૧૯૧૩ ]

કવિશ્રી દેવજી મોઢાનો જન્મ ૮ મી મે ૧૯૧૩ના રોજ પોરબંદર મુકામે થયો હતો એમના પિતાનુ નામ રામજી જીવાભાઈ મોઢા અને માતાનુ નામ મોઘીબહેન જ્ઞાતિએ બડોઈ બ્રાહ્મણ એમનુ લગ્ન ૧૯૩૧માં અમૃતબહેન સાથે થયેલુ છે

પ્રાથમિક ધોરણ એક થી ચાર સુધીનો અભ્યાસ પોરબંદરની ભોજેશ્વર પ્લૉટ સ્કૂલમા અને એ પછી માધ્યમિક શાળાનો અભ્યાસ એમણે પોરબંદરની ભાવસિંહજી હાઈસ્કૂલમા કર્યો હતો જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમા દાખલ થઈ એમણે ૧૯૩૩મા ફર્સ્ટ ઇયર આર્ટ્સની અને ૧૯૩૪માં ઇન્ટર આર્ટ્સની પરીક્ષા ઉત્તીર્ણ કરી અને કરાંચીની ડી જે સિંધ કૉલેજમાથી દ્વિતીય વર્ગ સાથે બી એ (ઑનર્સ) થયા મુંબઈ યુનિવર્સિટીની એમ એ ની પદવી પછી તેઓએ ગુજરાત યુનિવર્સિટીની બી એડ ની પદવી પણ મેળવી છે શિક્ષણ એમનો પ્રધાન અને પ્રિય વ્યવસાય છે અત્યારે તેઓ પોરબંદરના નવયુગ વિદ્યાલયના—તેના સ્થાપનાકાળથી—આચાર્ય છે એ પહેલાં તેઓ ૧૯૩૯ થી ૧૯૪૭ સુધી કરાંચીના શારદામંદિરમાં શિક્ષક હતા

પોરબંદરની ભાવસિંહજી હાઈસ્કૂલના હેડમાસ્તર શ્રી હીરજીભાઈ ફૂરામજી માર્ફતે ચારિત્ર્ય અને અધ્યાપનરીતિ પરત્વે તેમના પર પ્રબળ અસર પાડી છે. શ્રી રામનારાયણ પાઠક, શ્રી બળવંતરાય ઠાકોર અને શ્રી ડોલરરાય માંકડ તરફથી એમને અવારનવાર ઉત્તેજન અને પ્રેરણા મળેલાં છે.

શ્રી મોઢાએ પોતાની લેખનપ્રવૃત્તિની શરૂઆત ૧૯૩૦ની રાષ્ટ્રીય ચળવળ વખતે 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકમાં પ્રગટ થતાં સ્વ. ઝવેરચંદ મેઘાણીનાં કાવ્યોથી પ્રેરાઈને કરેલી. શ્રી ઝવેરચંદ મેઘાણીનાં લખાણોમાંથી પ્રગટતી ધરતીની સુગંધે એ ખૂબ પ્રભાવિત થયા છે અને એ એમના પ્રિય લેખક પણ છે. શ્રી રામનારાયણ પાઠકની કાવ્યરચનાકલા એમને વિશેષ ગમે છે. 'યુગવંદના' અને 'શેષનાં કાવ્યો'—ભાવોની અભિવ્યક્તિ અને વિશદતાને કારણે—એમનાં પ્રિય કાવ્યપુસ્તકો છે. શ્રી મોઢાનાં કાવ્યોમાં પણ પ્રસાદનો ગુણ તરી આવે છે.

હૃદયના ભાવ કાવ્યમાં ઉત્તમ રીતે પ્રગટતા હોવાથી કાવ્ય એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે. પોતાના માનસિક બંધારણને કારણે કુદરત, સામાજિક વિષમતા અને આધ્યાત્મિકતા એ એમના મનગમતા લેખનવિષયો રહ્યા છે. કવિતા, અધ્યાત્મ, પરિભ્રમણ અને જીવનચરિત્રવિષયક કૃતિઓ એ વિશેષ પ્રમાણમાં વાંચે છે. સ્વજનોનાં મૃત્યુએ એમના સાહિત્યસર્જનમાં ઠીક ઠીક ભાગ ભજવ્યો છે. લોકસંપર્કમાં એમને વિશેષ રસ છે અને એનું પ્રતિબિંબ પોતાની કૃતિઓમાં પડે છે એમ લેખક માને છે.

એમનું પ્રથમ કાવ્ય 'ભારતની વીરાંગના' 'ચંદ્રજ્યોતિ' નામના માસિકમાં (જૂન, ૧૯૩૦) પ્રગટ થયું હતું. એ પછી એમણે ચાર કાવ્યસંગ્રહો પ્રકટ કર્યા છે. ઈ. સ. ૧૯૩૯માં શ્રી બ. ક. ઠાકોરે, 'આપણી કવિતાસમૃદ્ધિ'માં એમના 'ખારે સમંદર' કાવ્યને પસંદ કરેલું.

સોરઠી ભજનપરંપરાને અનુરૂપ રચનાઓ પર આ કવિની પકડ આકર્ષક છે. સોરઠી તળપદા શબ્દો અને વાણીપ્રયોગો એમની આ પ્રકારની કૃતિઓમાં સહજતાથી શોભી રહે છે. ઊર્મિકાવ્ય, સૉનેટ, ગીત, ગઝલ, ખંડકાવ્ય, મુક્તક વગેરે કાવ્યપ્રકારોમાં એમની વિશદ અને સ્વસ્થ શૈલીનાં દર્શન થાય છે. શિક્ષકજીવનના આદર્શ અને શાળાપ્રેમ વિશે પણ એમણે કેટલીક કૃતિઓ લખી છે. વર્તમાન યુગની કૃત્રિમતા અને આડંબરપ્રિયતાને એ કાવ્યનો વિષય બનાવે છે. સમકાલીન ભાવો—વિશ્વયુદ્ધની યાતનાઓ, દેશના ભાગલા, સ્વરાજ્ય વગેરે—નાં પ્રતિબિંબ એમની કૃતિઓમાં ઝિલાયાં છે.

કવિએ સફાઈબંધ છંદોબદ્ધ કાવ્યો અને ભાવઘૂંટયાં ભજનોની આપણને ભેટ આપી છે. સૉનેટનો પ્રકાર એમને વિશેષ ફાવટવાળો હોય એમ લાગે છે. ગરવા ગુરુજીએ ચૂંટી ખણીને ઉડાડેલી ઊંઘ ફરી કદીયે ન 'ઢૂંકે'—એ કવિના હૃદયની આરત છે, કારણ કે આ 'અનિદ્રા'થી કવિ જાગર્તિને રાસ ખેલતી—આનંદ-હાસ રેલતી નિહાળી શકે છે. નિજાનંદે કાવ્યપ્રવૃત્તિ કરતા આ સાચકલા કવિહૃદયની શ્રદ્ધા એમનાં આ પ્રકારનાં કાવ્યોમાં વિશેષ અંકિત થયેલી છે. સ્વસ્થ નિરૂપણશૈલીથી ધ્યાન ખેંચતાં આ કવિનાં કાવ્યો જીવનનાં ભદ્ર તત્ત્વોમાં શ્રદ્ધા પ્રેરે છે. વિભુની અકળ રચનાલીલાથી એ આનંદભર્યો વિસ્મયભાવ વ્યક્ત કરે છે, તો એના વિયોગને કારણે આરતભાવ પણ. કવિના જ શબ્દોમાં કહીએ તો

'કેવું વહે કવનઝ્હેણુ પ્રસન્ન, રાહ
સીધો ગ્રહી, સ્થિર-ગતિ, પ્રભુની દિશામાં !'

## કૃતિઓ

૧. પ્રયાણ : મૌલિક, કાવ્ય; પ્ર સાલ ૧૯૫૧.

૨. શ્રદ્ધા : મૌલિક, કાવ્ય; પ્ર સાલ ૧૯૫૭.

૩. આરત : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૫૯.

૪. અનિદ્રા : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૬૨.

૫. વનશ્રી : મૌલિક, કાવ્ય; પ્ર સાલ ૧૯૬૪.
દરેકના પ્રકાશક : પોતે

**અભ્યાસ-સામગ્રી :**

(૧) ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૫૯.
(૨) 'આરત'નો પ્રવેશક (પ્રા. ઇ. કા. દવે).
(૩) 'આધુનિક કવિતાપ્રવાહ' (જયંત પાઠક).

સરનામું : નવયુગ વિદ્યાલય, પોરબંદર.

# ધનવન્ત પ્રીતમરામ ઓઝા

## [ ૨૩–૯–૧૯૧૨ ]

એમનો જન્મ સૌરાષ્ટ્રના ગામ વસાવડમાં ઈ. સ. ૧૯૧૨ના સપ્ટેમ્બરની તેવીસમીએ થયો હતો. તેઓ મૂળ રાજકોટના વતની. એમનાં માતાનું નામ મણિબહેન અને પિતાનું નામ પ્રીતમરામ દોલતરામ ઓઝા. તેમણે રાજકોટ અને સુરેન્દ્રનગરમાં માધ્યમિક અને જૂનાગઢની બહાઉદ્દીન તેમ જ અમદાવાદની ગુજરાત કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ લીધુ હતું. તેઓ વિજ્ઞાનના સ્નાતક છે. કૉલેજકાળ દરમ્યાન કૉલેજની 'મેરિટ સ્કોલરશિપ' તેમને મળેલી. અભ્યાસ પૂરો કરી શરૂમાં તેઓ અમદાવાદના મજૂર મહાજન સંઘમાં જોડાયા અને પછી સ્વાતંત્ર્ય આંદોલનો અને પત્રકારત્વ તેમ જ લેખનવ્યવસાયમાં પડ્યા.

એમના જીવન ઉપર સૌ પ્રથમ અસર એમના વડીલ બંધુ સદ્‌ગત શ્રી વિજયરામની પડી હતી. તે પછી મુરબ્બી શિક્ષક શ્રી જ્યેષ્ઠારામ ઉપાધ્યાયની, પ્રોફેસર મહાદેવ મલ્હાર જોશીની અને શ્રી ગુલઝારીલાલ નંદાની અસર નીચે તેઓ આવેલા. છેવટે માર્ક્સવાદી સાહિત્યે એમને જીવનદર્શન આપ્યું. સ્વાતંત્ર્યસંગ્રામ દરમ્યાન કારાવાસે એમના લેખનને વ્યવસ્થિત બનાવ્યું. શ્રી ધનવન્ત ઓઝાએ પોતાની જાતને 'સર્વતંત્રસ્વતંત્ર સિદ્ધાંતનિષ્ઠ જ્ઞાનાર્થી' તરીકે ઓળખાવવાનો સતત આગ્રહ રાખ્યો છે. લેખનપ્રવૃત્તિ એમને મન સંગ્રામનું શસ્ત્ર છે. વર્ગવિહીન સમાજરચનાની સ્થાપના માટેના સંગ્રામમાં તેમણે એ શસ્ત્રનો ઉપયોગ કર્યો છે.

એમણે લેખનપ્રવૃત્તિનો આરંભ શાળામાં હતા ત્યારે કાવ્યો લખીને કર્યો. પછી 'મજૂર સંદેશ'ના સંપાદન કાર્યમાં તેમને ઠીક ઠીક તાલીમ મળી. ૧૯૩૩ થી પુસ્તક–પુસ્તિકા લખવાનુ શરૂ કર્યું. એમનુ પહેલું પુસ્તક છે શ્રી જયપ્રકાશ નારાયણ કૃત 'સમાજવાદ શા માટે?' એ ગુજરાતી અનુવાદ. શ્રી ધનવન્તભાઈએ અંગ્રેજીમાં પણ લેખો અને પુસ્તકો લખ્યાં છે. Gandhi and Labour, Whither Jawahar, Salute to the Soviet Union, Emerging Problem, Indulal Yagnik, Neo-revisionism, Wilkie's World વગેરે.

એમનો પ્રિય લેખક છે કાલિદાસ. કાલિદાસ એના નક્કર વાસ્તવવાદને લીધે, આજપર્યંત અદ્વિતીય રહેલી પ્રતિભાને લીધે, એમને સતત આકર્ષે છે.

એમનું પ્રિય પુસ્તક છે ' મેઘદૂત '. કલ્પના, વર્ણન, શબ્દચિત્ર—એક શબ્દમાં કહીએ તો તેના પરિપૂર્ણ કાવ્યત્વ—ને લીધે એમને એ પ્રિય છે. એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે ઇતિહાસલક્ષી જીવનચરિત્ર. જીવનચરિત્ર એ જીવનદષ્ટિ આપવાનું સૌથી સફળ ને સબળ સાહિત્ય-સ્વરૂપ છે માટે એમને એના તરફ પક્ષપાત છે. તેઓ સતત સાહિત્યની સાધના કરે છે; લગભગ બધા જ વિષયોનાં પુસ્તકો વાંચે છે. તેઓ માને છે કે જ્ઞાન અખંડ છે. તેઓ આજીવન જ્ઞાનાર્થી છે. તેઓ પ્રવર્તમાન પરિસ્થિતિથી અજંપો અનુભવે છે; એ જ અજંપો એમનું પ્રેરક બળ છે.

એમની સૌ પ્રથમ કૃતિ ' સમાનતાના રાહ ' નામની સામ્યવાદની બાળપોથી, અમદાવાદના સરસપુરના કામદાર બંધુઓની સહાયથી, એમણે પ્રસિદ્ધ કરી હતી. અત્યારે તેઓ કેટલાંક વર્ષોથી ' જીવનચરિત્રમાળા ' લખી રહ્યા છે. એમાં સુમારે ૨૫૦ ઉપરાંત પુસ્તિકાઓ આપવાનો સંકલ્પ છે.

આ ' જીવનચરિત્રમાળા ' આંતરરાષ્ટ્રીય, ભારતીય કે પ્રાંતીય જીવનની સમૃદ્ધિમાં ફાળો આપનાર પ્રાચીન-અર્વાચીન મહાપુરુષોની મિતાક્ષર જીવન-કળા અને જીવનભાવનાનો સુમેળ સાધે છે, સાહિત્ય, સંસ્કાર, વિજ્ઞાન, સમાજકારણ વગેરે સર્વ ક્ષેત્રોમાં નજર ફેરવીને લેખક જ્યોતિર્ધરોની જીવન-ઝરમર આલેખી છે. નભદીવડા અને ઘરદીવડા બંને આમાં આવી જાય છે. તેથી લેખકની વ્યાપક દૃષ્ટિનો ખ્યાલ આવે છે. સંસ્કૃતિપોષક વિભૂતિ-ઓને અપાયેલી અંજલિઓમાં ગુણદર્શનની ઝલક આવી છે. લેખકે ક્યાંક ક્યાંક પોતાનાં મૂલ્યાંકનો આપ્યાં છે તે કદાચને કોઈને ન ગમે એ શકય ખરું. અલબત્ત, આવાં સ્વમતદર્શનનાં સ્થાનો બહુ નથી. આ જીવનચરિત્ર-માળા આબાલવૃદ્ધ સર્વને પ્રેરક અને પથ્ય સામગ્રી પીરસે છે એમાં શંકા નથી.

શ્રી ધનવંતભાઈને મુંબઈ સરકારનાં, ગુજરાત સરકારનાં અને કેટલીક સાહિત્યસંસ્થાઓ તરફથી પારિતોષિકો મળ્યાં છે. તેમને ભગિની ભાષાઓની પરિષદોમાં પ્રવચન કરવાની તકો પણ મળી છે. તેઓ ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગુજરાત સાહિત્ય સભાના સામાન્ય સભ્ય છે. ક્યાંય પણ હોદ્દેદાર ન થવાનું તેમણે પ્રથમથી જ ઠરાવ્યું છે. ' અકિંચન ' એ ઉપનામથી એમણે સામયિકોમાં ચોક્કસ સ્વરૂપનાં અનેક લખાણો કર્યાં છે. વચ્ચે ' ગ્રંથપરિચય ' નામના વિશિષ્ટ માસિકનું એમણે દોઢ વર્ષ સુધી કુશળ સંપાદન કર્યું હતું.

એમની અસંખ્ય કૃતિઓમાંથી કેટલીક કૃતિઓની યાદી નીચે પ્રમાણે છે:

## કૃતિઓ

૧ સુભાષચંદ્ર: મૌલિક, ચરિત્ર; પ્ર સાલ ૧૯૩૭
પ્રકાશક: નવી દુનિયા કાર્યાલય, અમદાવાદ

૨ મારા વિના નહિ ચાલે: મૌલિક, નવલકથા; પ્ર સાલ ૧૯૩૬
પ્રકાશક: નવયુગ પ્રકાશન, રાજકોટ

૩ વૈજ્ઞાનિક સમાજવાદ. મૌલિક, સિદ્ધાંતગ્રંથ; પ્ર સાલ ૧૯૪૨
પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ

૪ કલંકશોભા: મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૪૭
પ્રકાશક: સી શાંતિલાલ એન્ડ કું, મુંબઈ

૫. ગુજરાતદર્શન: મૌલિક, સંશોધન; પ્ર સાલ ૧૯૫૪
પ્રકાશક: સ્વાણી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૬ સાહિત્યકથા: મૌલિક, ઇતિહાસ; પ્ર સાલ ૧૯૫૫
પ્રકાશક. સ્વાણી પ્રકાશનગૃહ, અમદાવાદ

૭ નરસિંહ, નર્મદ, હેમચંદ્રાચાર્ય, ગાંધીજી, નાનાલાલ, પ્રેમાનંદ અને બીજાં ૧૫૦ થી વધુ ચરિત્રો | મૌલિક, ચરિત્ર; પ્ર સાલ ૧૯૫૬ પછી
(કુલ ૨૫૦ ચરિત્રો આપવાની યોજના છે)
પ્રકાશક: સ્વાણી પ્રકાશનગૃહ, અમદાવાદ

૮ ઊર્મીસાર ગુજરાત. મૌલિક, લલિત ઇતિહાસ: પ્ર સાલ ૧૯૬૦
પ્રકાશક. સ્વાણી પ્રકાશનગૃહ, અમદાવાદ

**અભ્યાસ-સામગ્રી :**

સ્વ કકલભાઈ કોઠારી, ગુણવંતરાય આચાર્ય, ઝવેરચંદ મેઘાણી, શ્રી સોપાન, શ્રી રવિશંકર મહેતા આદિના આ લેખક વિશેના પરિચયાત્મક લખાણો
ગુજરાત સાહિત્યસભાની કાર્યવહી ૧૯૫૫ ('સાહિત્યકથા' માટે), ૧૯૬૧ (વિવિધ વ્યક્તિઓનાં ચરિત્રો માટે)

સરનામું C/o સ્વાણી પ્રકાશનગૃહ, તિલકમાર્ગ, અમદાવાદ-૧.

---

# ધીરુભાઈ પ્રેમશંકર ઠાકર

## [ ૨૭-૬-૧૯૧૮ ]

ડૉ. ધીરુભાઈ ઠાકર વિરમગામના વતની છે. એમનો જન્મ ઈ. સ. ૧૯૧૮ ના જૂનની ૨૭ મી તારીખે કોડીનારમાં થયો હતો. પિતાનું નામ પ્રેમશંકર હરગોવિંદદાસ ઠાકર અને માતાનું નામ ગોમતીબહેન. જ્ઞાતિએ તેઓ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે. એમનાં લગ્ન ઈ. ૧૯૩૯ માં શ્રી ધનુબહેન સાથે થયાં હતાં.

કોડીનારની સરકારી ગુજરાતી શાળામાં અને પછી ચાણસ્માની સરકારી ગુજરાતી શાળામાં પ્રાથમિક શિક્ષણ મેળવીને (ઈ. ૧૯૨૭) પછીથી તેઓ ચાણસ્માની એ. વી. સ્કૂલમાં દાખલ થયેલા અને ઈ. ૧૯૩૪ માં સિદ્ધપુરની એલ. એસ. હાઈસ્કૂલમાંથી મેટ્રિક્યુલેશનની પરીક્ષા સંસ્કૃત અને વિજ્ઞાનમાં ડિસ્ટિન્કશન સાથે પસાર કરેલી. સૂરતની એમ. ટી. બી. કૉલેજમાં ઉચ્ચ શિક્ષણનો આરંભ કર્યો, બીજે વર્ષે ગુજરાત કૉલેજમાંથી ઇન્ટર સાયન્સની પરીક્ષા આપી પણ એમાં અનુત્તીર્ણ થતાં મુંબઈની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં ઇન્ટર આર્ટ્સનો અભ્યાસ શરૂ કર્યો અને મુબઈ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા ગુજરાતી વિષયમાં પ્રથમ વર્ગના ગુણ મેળવીને પસાર કરી. ઈ. ૧૯૪૦ માં મુંબઈ યુનિ. નુ રૂા. ૨૦૦નું નારાયણ મહાદેવ પરમાનંદ પારિતોષિક, '૧૯ મી સદીની પશ્ચિમ ભારતની ધાર્મિક પ્રવૃત્તિઓ' એ વિષય પર શ્રેષ્ઠ નિબંધ લખીને મેળવ્યુ બી. એ. થયા પછી તેઓ ઈ. ૧૯૪૦ માં એલ્ફિન્સ્ટન કૉલેજમા ખ ડ સમયના ગુજરાતીના અધ્યાપક તરીકે નિમાયા હતા. એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી ઈ. ૧૯૪૧ માં એમ. એ. ની પદવી પ્રાપ્ત કરી. 'મણિલાલ નભુભાઈ' પર એમણે લખેલા મહાનિબંધ માટે મુંબઈ યુનિ.એ એમને પીએચ. ડી.ની ડિગ્રી એનાયત કરી છે.

એમનો મુખ્ય વ્યવસાય અધ્યાપનનો છે. ઈ. ૧૯૪૦-૪૧ માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં અને ઈ. ૧૯૪૧-૬૦ સુધી ગુજરાત કૉલેજમાં (વચ્ચે એક વર્ષ ઈ. ૧૯૫૩-૫૪ દરમ્યાન મુબઈની ઇસ્માઇલ યુસુફ કૉલેજમાં સરકારે તેમની બદલી કરેલી) તેમણે ગુજરાતના અધ્યાપક તરીકે સેવાઓ આપી છે, અને ઈ. ૧૯૬૦ થી તેઓ મોડાસા કૉલેજના આચાર્યપદે છે.

એમનો શૈશવકાળ ગીરનાં જંગલોના સાન્નિધ્યમાં વીત્યો હોવાથી નિસર્ગના રુદ્રરમ્ય વાતાવરણે કલ્પનાને ઉત્તેજવામાં અને આત્મરત રહેવામાં મદદ કરેલી. કલકત્તા સંસ્કૃત એસોસિયેશનની સંસ્કૃતની પરીક્ષાઓ આપી હોવાથી સંસ્કૃત સાહિત્ય પ્રત્યે એમની રુચિ દૃઢ થઈ અને રસદૃષ્ટિ કેળવાઈ. હાઈસ્કૂલમાં શ્રી શંકરલાલ પાઠ્યાએ સંસ્કૃત, શ્રી વી. કે. દેસાઈએ અંગ્રેજી ભાષા અને હેડમાસ્તર શ્રી મધુકુમાર દેસાઈએ અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરાવ્યો, પરિણામે એમની જ્ઞાનપિપાસા તીવ્ર થતી ચાલી. કૉલેજમાં પ્રા. કાન્તિલાલ બી. વ્યાસે ગુજરાતી ભાષા-સાહિત્યમાં લેખન કરીને આગળ વધવા પ્રેરણા આપેલી. ઉપરાંત કૉલેજકાળ દરમ્યાન મુંબઈમાં ચાલતા 'કુસુમ મંડળ'ને કારણે શ્રી ચંદ્રવદન મહેતા, શ્રી ધનસુખલાલ મહેતા, સ્વ. 'બાદરાયણ', શ્રી જ્યોતીન્દ્ર દવે વગેરે સાહિત્યકારોના સંપર્કમાં આવતાં એમની સાહિત્યિક મહત્ત્વાકાંક્ષા ઉત્તેજિત થયેલી.

. કૉલેજકાળ દરમ્યાન ગાંધીજીના સિદ્ધાન્તો અને સ્વાતંત્ર્ય-લડતની પ્રવૃત્તિએ તેમ જ રવીન્દ્રનાથની કવિતાએ સ્વાતંત્ર્યભાવના ખીલવી અને સત્ય ને સૌન્દર્યની ઉપાસના કરવાની એમને પ્રેરણા આપી છે.

અભ્યાસકાળથી જ તેઓ જે કંઈ વાંચતા-વિચારતા તેને વ્યવસ્થિત નોંધરૂપે ટપકાવવાની તેમને ટેવ હતી, અને એમાંથી કશુંક આકાર પામે તેને પ્રગટ કરવાની ઇચ્છા પણ ખરી. રસાયણશાસ્ત્રની એમણે તૈયાર કરેલી અભ્યાસનોંધ 'Simplified Course in Practical Chemistry' એ નામે ઈ. ૧૯૩૬ માં પ્રસિદ્ધિ પામેલી. પરંતુ સાહિત્યલેખનનો ગણનાપાત્ર આરંભ મુંબઈ યુનિ. ના, આગળ ઉલ્લેખેલા ના. મ. પ. પારિતોષિક માટે શ્રેષ્ઠ ઠરેલા નિબંધથી થયો. મુંબઈ યુનિ. ના ગ્રંથાલયમાં દરરોજ દસેક કલાક બેસીને, ઘણાં પુસ્તકો વાંચીને એમણે નોંધો તૈયાર કરેલી, જેણે ભવિષ્યમાં મણિલાલ વિશેના સંશોધનકાર્ય માટે ભૂમિકા રચી આપેલી. સાહિત્ય-દૃષ્ટિએ જોતાં, એમના લેખનની ખરેખરી શરૂઆત શ્રી જયંતી દલાલના આગ્રહથી 'રેખા' માસિકમાં, ઈ. ૧૯૪૬ થી 'દૃષ્ટિક્ષેપ' શીર્ષકથી એમણે લખવા માંડેલાં ગ્રંથાવલોકનો ગણી શકાય. લેખનપ્રવૃત્તિ દ્વારા એમનો ઉદ્દેશ સાહિત્યસમજ કેળવવાનો છે. એમને લાગે છે કે એ દ્વારા સત્ય અને સૌન્દર્યનું આત્મા સાથેનું સાયુજ્ય અનુભવી શકાય. શેક્સપિયર, તેની અનુપમ નાટ્યદૃષ્ટિ અને સમૃદ્ધ જીવન-અનુભવને કારણે, એમનો પ્રિય લેખક

છે, અને ખલિલ જિબ્રાનનું 'ધી પ્રોફેટ' તેમાંની પ્રતિપ્રેરક તત્ત્વદૃષ્ટિને કારણે એમનો પ્રિય ગ્રંથ છે.

નાટ્યરચના અને રંગભૂમિ પ્રત્યે એમને અત્યંત અનુરાગ છે. સાહિત્ય-વિવેચન, સર્જકના હૃદય સુધી પહોંચવામાં સહાયરૂપ થતું હોવાથી એની તરફ ઉત્કટ પ્રેમ છે, અને એ એમનો મનગમતો લેખનવિષય રહેલ છે. સાહિત્ય અને કલાના તાત્ત્વિક વિવેચનનાં પુસ્તકો તેઓ વિશેષ વાંચે છે.

એમનું પ્રથમ પુસ્તક ઈ. ૧૯૪૨ માં જૈન સિદ્ધાન્ત સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલું 'ગણધરવાદ'નું અંગ્રેજી ભાષાન્તર-સંપાદન. એ દ્વારા અંગ્રેજી લેખનના મહાવરા ઉપરાંત સંપાદન–શોધનની એમની પદ્ધતિ પણ બંધાઈ. ગુજરાતીમાં એમનું પ્રથમ પુસ્તક ગુજરાત વિદ્યાસભા દ્વારા એમને સોંપાયેલું મણિલાલના લેખોનું સંપાદનકાર્ય, જે 'મણિલાલની વિચારધારા' નામે પ્રગટ થયેલું છે. એ પછી 'મણિલાલ નભુભાઈની સાહિત્યસાધના'— પીએચ. ડી.ની પદવી માટે લખાયેલા નિબંધોમાં સંશોધક-પર્યેષક દૃષ્ટિને કારણે વિશિષ્ટ રીતે જુદો તરી આવતો—નામનો મહાનિબંધ એ ગુજરાતી વિવેચનસાહિત્યને એમનું મૂલ્યવાન અર્પણ છે. મણિલાલના ચરિત્રનું કપરું કાર્ય પણ તેમણે સત્યનિષ્ઠા અને વિવેકપૂર્વક પૂરું પાડીને એક આદર્શ ચરિત્ર આપ્યું છે. ઈ. ૧૯૫૮ માં મુંબઈ સરકાર તરફથી એને પ્રથમ પારિતોષિક મળ્યું હતું- મણિલાલનાં લેખો અને કાવ્યોનાં અભ્યાસપૂર્ણ ઉપોદ્ઘાત અને મર્મલક્ષી ટિપ્પણો સાથે પ્રગટ થયેલાં એમનાં સંપાદનો, 'આપણાં ખંડકાવ્યો' અને પ્રેમાનંદના 'ચંદ્રહાસાખ્યાન'નાં સહસંપાદનો, 'રસ અને રુચિ' નામનો વિવેચનસંગ્રહ, ગુજરાતી સાહિત્ય-નો ઇતિહાસ—એમ અત્યાસુધીમાં એમની લગભગ ૩૧ કૃતિઓ પ્રગટ થઈ છે. 'ગ્રંથ અને ગ્રંથકાર'ના ૧૦ માં ભાગનું, પ્રા. ઈંદ્રવદન કા. દવે સાથેનું એમનું સંપાદન, દસકાના એમણે કરાવેલા સાહિત્ય–પ્રવાહોના પરિચયને કારણે, વિશિષ્ટ બન્યું છે. અગાઉનાં પુસ્તકો કરતાં આ સંપાદનથી, આ પ્રવૃત્તિને, જીવંત વેગ મળ્યો છે. એમણે તૈયાર કરેલાં શાળોપયોગી પાઠ્યપુસ્તકો પણ ગુજરાતમાં સારો આવકાર પામ્યાં છે. વડોદરા યુનિ. તરફથી 'સાહિત્યિક નાટકો' વિશે એમણે અભ્યાસપૂર્ણ ત્રણ વ્યાખ્યાનો આપેલાં. 'ગુજરાત સમાચાર'નો 'સાહિત્ય ને સંસ્કાર' વિભાગ ઈ. ૧૯૬૦ થી ઈ. ૧૯૬૬ સુધી એમણે સમર્થ રીતે સંભાળ્યો છે.

ડૉ. ધીરુભાઈ ઠાકર સન્નિષ્ઠ વિદ્વાન અધ્યાપક તરીકે અને કુશળ આચાર્ય તરીકે સુખ્યાત છે. એમનાં ગ્રંથાવલોકનોએ નવોદિતોને પ્રેરણા આપી છે. એમનાં મર્મગામી વિવેચનોએ એમને વર્તમાન પેઢીના વિવેચક તરીકે પ્રતિષ્ઠા આપી છે. ગુજરાત યુનિવર્સિટીની વિવિધ સમિતિઓના તેઓ હોદ્દેદાર છે અને ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગુજરાત સાહિત્ય સભા સાથે પણ વર્ષોથી સંકળાયેલા છે. ગુજરાત યુનિ.નાં નાટ્યશિબિરોનું એમણે અત્યંત શ્રમ લઈને સુઝભર્યું સફળ સંચાલન કર્યું છે. નાટ્યનિર્માણ તેમ જ નાટકના સાહિત્યપ્રકાર વિશે બે સ્વતંત્ર પુસ્તકો, અર્વાચીન ગુજરાતી સાહિત્યનો બૃહદ્ ઇતિહાસ અને વિવેચનસંગ્રહ—આ એમનાં આગામી પ્રકાશનો હશે.

## કૃતિઓ

૧. Ganadhara–vāda : અનુવાદ-સંપાદન, ( પ્રાકૃત વિશેષાવશ્યક-ભાષ્યમાંથી ), પ્ર. સાલ ૧૯૪૨.
   પ્રકાશક : જૈન સિદ્ધાન્ત સોસાયટી, અમદાવાદ.
૨. Nihnava–vāda : અનુવાદ-સંપાદન ( પ્રાકૃત વિશેષાવશ્યક-ભાષ્યમાંથી ), પ્ર. સાલ ૧૯૪૭.
૩. મણિલાલની વિચારધારા : સંપાદન, પ્ર. સાલ ૧૯૪૮.
   પ્રકાશક : ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.
૪ મણિલાલના ત્રણ લેખો : સંપાદન, પ્ર. સાલ ૧૯૪૯.
૫. ગ્રંથ અને ગ્રંથકાર (પુ. ૧૦ મું ) [ પ્રા. ઇન્દ્રવદન કા. દવે સાથે ] : સંપાદન, પ્ર. સાલ ૧૯૫૨.
   પ્રકાશક : ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.
૬. કાન્તા : સંપાદન ( મણિલાલ ન. દ્વિવેદીનું નાટક ), નાટક; પ્ર. સાલ ૧૯૫૪.
   પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૭-૯. સાહિત્ય કિરણાવલિ ( ભા. ૧, ૨, ૩ ) [ શ્રી જયભિખ્ખુ અને શ્રી. મ. ગુ. દેસાઈ સાથે ] : વાચનમાળા, સંપાદન: પ્ર. સાલ ૧૯૫૪.
   પ્રકાશક : ભારત પ્રકાશન, અમદાવાદ.
૧૦. ગુજરાતી સાહિત્યની વિકાસરેખા ( ભા. ૧ ) : મૌલિક, સાહિત્યનો ઇતિહાસ; પ્ર. સાલ ૧૯૫૪.
   પ્રકાશક : ધી પોપ્યુલર બુક સ્ટોર, સુરત.

૧૧. નૃસિંહાવતાર : સંપાદન ( મ. ન. દ્વિવેદીનું નાટક ), નાટક; પ્ર. સાલ ૧૯૫૫.
    પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૧૨–૧૩. ધૂમકેતુ વાર્તાસૌરભ ( ભા. ૧–૨ ) : સંપાદન, વાર્તા; પ્ર. સાલ ૧૯૫૫.
    પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૧૪–૧૫. જયભિખ્ખુ વાર્તાસૌરભ ( ભા. ૧–૨ ) : સંપાદન, વાર્તા; પ્ર. સાલ ૧૯૫૫.
    પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૧૬. મણિલાલ નભુભાઈ : સાહિત્યસાધના : મૌલિક, મહાનિબંધ (વિવેચન); પ્ર. સાલ ૧૯૫૬.
    પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૧૭. ગુજરાતી સાહિત્યની વિકાસરેખા ( ભા. ૧ ) : મૌલિક, સાહિત્યનો ઇતિહાસ; પ્ર. સાલ ૧૯૫૬.
    પ્રકાશક : ધી પોપ્યુલર બુક સ્ટોર, સુરત,

૧૮. અભિનેય નાટકો : સંપાદન, પ્ર. સાલ ૧૯૫૮.
    પ્રકાશક : મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા.

૧૯. આપણાં ખંડકાવ્યો [ પ્રા. ચિમનલાલ ત્રિવેદી અને પ્રા. ચંદ્રશંકર ભટ્ટ સાથે ] : સંપાદન, પ્ર. સાલ ૧૯૫૮.
    પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૨૦. મણિલાલ નભુભાઈ : જીવનરંગ : મૌલિક, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૫૮.
    પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૨૧–૨૫. સર્વોદય વાચનમાળા [ શ્રી જયભિખ્ખુ સાથે ] : સંપાદન, વાચનમાળા, પ્ર. સાલ ૧૯૫૮.
    પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૨૬. સમાજલક્ષી મનોવિજ્ઞાન : અનુવાદ ( પ્રો. અકોલકરના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ ); પ્ર. સાલ ૧૯૫૮.
    પ્રકાશક : ધી પોપ્યુલર બુક સ્ટોર, સુરત.

૨૭. આત્મનિમજ્જન : સંપાદન ( મ. ન. દ્વિવેદીના કાવ્યસંગ્રહનું ), કવિતા; પ્ર. સાલ ૧૯૫૯.
    પ્રકાશક : ધી પોપ્યુલર બુક સ્ટોર, સુરત.

૨૮. ચંદ્રહાસ આખ્યાન (શ્રી અનંતરાય રાવળ સાથે) : સંપાદન (પ્રેમાનંદના આખ્યાનનું સંપાદન), કવિતા; પ્ર. સાલ ૧૯૬૧.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૨૯. સુદર્શન અને પ્રિયંવદા : 'સુદર્શન' અને 'પ્રિયંવદા' માસિકોમાં પ્રગટ થયેલા લેખોની સૂચિ; પ્ર. સાલ ૧૯૬૨.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૩૦. રંગ કસુંબી : મૌલિક (સાહિત્ય કૃતિઓ અને સાહિત્યકારોનો મર્મલક્ષી પરિચય), વિવેચન; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : જીવનમણિ સદ્વાચનમાળા ટ્રસ્ટ, અમદાવાદ.

૩૧. રસ અને રુચિ : મૌલિક, વિવેચન; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : ધી પોપ્યુલર બુક સ્ટોર, સુરત.

અભ્યાસ-સામગ્રી :

(૧) 'મણિલાલ નભુભાઈ : સાહિત્ય સાધના'—પુરોવચન, પંડિત શ્રી સુખલાલજી.

(૨) 'મણિલાલ નભુભાઈ : જીવનરંગ'—પુરોવચન, શ્રી અનંતરાય રાવળ.

(૩) ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૪૯–૫૦, ૧૯૫૮, ૧૯૫૯, ૧૯૬૧.

સરનામું : આચાર્ય, આર્ટ્સ-સાયન્સ કૉલેજ, મોડાસા (જિ. સાબરકાંઠા).

---

## નટવરલાલ કુબેરભાઈ પંડયા 'ઉશનસ્'

[ ૨૮-૯-૧૯૨૦ ]

કવિશ્રી ઉશનસ્‌નો જન્મ મહેસાણા જિલ્લાના દહેગામ ગામમાં તા. ૨૮-૯-૧૯૨૦ના દિવસે થયો હતો. એમનું વતન વડોદરા જિલ્લાનું સાવલી ગામ. જ્ઞાતિએ તેઓ શ્રીગૌડ બ્રાહ્મણ છે. પિતાનું નામ પંડયા કુબેરભાઈ રણછોડભાઈ અને માતાનું નામ લલિતાબહેન. એમનાં લગ્ન ઈ. સ. ૧૯૩૮માં શાંતાબહેન સાથે થયાં હતાં.

સાવલી ગામની સરકારી ગુજરાતી શાળામાં પ્રાથમિક ૭ ધોરણ સુધીનો અભ્યાસ કરીને ડભોઈની હાઈસ્કૂલમા તેમણે માધ્યમિક શિક્ષણ લીધુ, અને ત્યાથી ઈ. સ. ૧૯૩૭–૩૮ મા મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી. બરોડા કૉલેજમાંથી ઈ. સ. ૧૯૪૨માં સસ્કૃત મુખ્ય વિષય સાથે બી. એ.ની પરીક્ષામાં બીજા વર્ગમાં ઉત્તીર્ણ થયા. ૧૯૪૪મા ટી. ડી.ની પરીક્ષા પાસ કરી અને ૧૯૪૫મા ગુજરાતી મુખ્ય વિષય લઈને મુબઈ યુનિવર્સિટીની એમ. એ.ની પદવી પ્રાપ્ત કરી. કેટલાક વર્ષો નવસારી કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કાર્ય કર્યું, અને હાલ તેઓ વલસાડ કૉલેજમાં ગુજરાતીના મુખ્ય અધ્યાપક છે.

ગાંધીજી, ટાગોર અને અરવિંદની, રામાયણ, મહાભારત અને શેક્સપિયરની કૃતિઓની કવિના જીવન પર પ્રબળ અસર પડી છે. ગીતાંજલિ એમનું પ્રિય પુસ્તક છે, તો ટાગોર એમના પ્રિય લેખક છે. અલબત્ત, સંસ્કૃતમાં કાલિદાસ, અંગ્રેજીમાં શેક્સપિયર અને ગુજરાતીમાં કાન્ત-ઠાકોર, મુનશી-પન્નાલાલ, ઉમાશંકર-સુન્દરમ્ એમને ગમે છે, પરતુ ટાગોરમાં એમને ગમતા આદર્શો, ભાવનાઓ સુંદરતમ વાણીમાં પ્રગટ થયા હોઈ એ વિશેષ ગમે છે. કાવ્ય એ એમનો પ્રિય સાહિત્યપ્રકાર પણ છે.

શ્રી. ઉશનસે લેખનપ્રવૃત્તિની શરૂઆત ઈ. ૧૯૩૪–૩૫ માં પોતાના વતનમાં ઘેર પ્રેમાનંદનાં આખ્યાનો વંચાતાં તેની અસર નીચે 'પ્રહ્લાદ આખ્યાન' વગેરે આખ્યાન રચીને કરેલી. પછી નિશાળમા ગુજરાતી ભાષાના શિક્ષણની અસર નીચે ભજનો લખ્યાં; હાઈસ્કૂલમાં સુન્દરમ્-ઉમાશંકરનાં લખાણોના સંપર્કમાં આવતાં કાવ્યમંગલા-ગંગોત્રી જેવા રચનાઓ (૧૯૩૭–૩૮) કરી અને એ પછી કૉલેજમાં (૧૯૩૮–૪૨) કુમાર-પ્રસ્થાનના વાચનની અસર નીચે. શ્રી બચુભાઈ રાવત, શ્રી સુન્દરમ્-ઉમાશંકર તથા બીજા કેટલાક કવિમિત્રો અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી સાથેનો પરિચય એમના જીવન માટે વિકાસશીલ રહ્યો છે.

કવિએ ક્યારેક હેતુપૂર્વક આપણા પ્રશ્નો અંગે લખાણ કર્યું છે, તો ક્યારેક નર્યા પ્રકટીકરણના સ્વાન્તઃસુખાય માટે. લેખનપ્રવૃત્તિ પાછળનો ઉદ્દેશ આત્માની આનંદમય અવસ્થા સાથે જોડાવાનો જ છે. ઉત્તમોત્તમ, ગહનતમ, સુંદરતમ શબ્દની પ્રાપ્તિ માટે કવિ મથી રહ્યા છે. કવિ માને છે કે આપણા આત્માની ગહનતા કેટલી છે તે શબ્દ દ્વારા પામી શકાય છે, અને તે પણ રમણીય લયમાં. આપણાં પ્રાચીન અને અર્વાચીન જીવનમૂલ્યો

સાથે શબ્દને જોડવો એમને હંમેશાં ગમ્યો છે. અલબત્ત, સ્વાધીનતા, વ્યક્તિસ્વાતંત્ર્ય, સામાજિકતા, લોકજાગૃતિ વગેરે પણ એમને ગમે છે. ગાંધીજી, ટાગોર અને શ્રી અરવિંદની વિચારણાએ પણ એમના પર અસર કરી છે. અંગ્રેજી–ગુજરાતી કાવ્યો અને વિવેચનગ્રંથો તેઓ વાંચે છે, અને પ્રશિષ્ટ રચનાઓ અમુક ગાળે ફરીને તપાસી જાય છે.

એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'પ્રસૂન' ૧૯૫૫માં પ્રગટ થયો ત્યારે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એમની કવિતાનું, 'ઉત્થાનથી' કહીને, સ્વાગત કર્યું હતું. એ પછી 'પ્રાચીના'નું સ્મરણ કરાવતાં સંવાદકાવ્યોનો સંગ્રહ 'નેપથ્યે' અને બીજા બે કાવ્યસંગ્રહો—'આર્દ્રા' અને 'તૃણનો ગ્રહ' એમણે આપ્યા છે. એમના કાવ્યસર્જન માટે ૧૯૫૯નો એમને મળેલો 'કુમાર ચન્દ્રક' અને બાકીના લગભગ બધા જ સંગ્રહોને મળેલાં સરકારી પારિતોષિકો એમને કવિતાક્ષેત્રે મળેલી સિદ્ધિનો કંઈક ખ્યાલ આપશે. કલ્પનાલીલા અને જીવનપ્રવાહનું યથાર્થદર્શન એમની કવિતાને નવતર કવિઓમાં આગલી હરોળમાં સ્થાન અપાવે છે. શ્રી ઉશનસે પ્રીતિ અને પ્રકૃતિ, રાષ્ટ્રપ્રેમ અને અધ્યાત્મના વિવિધ ભાવો પોતાની કવિતામાં ગાયા છે. નિરંજન ભગતની જેમ 'મુંબઈ' તથા 'અમદાવાદ' વિષયક કાવ્યોમાં શહેરસંસ્કૃતિને પણ પોતાની કૃતિઓમાં વણી લીધી છે. આ યુગના અન્ય કવિઓની જેમ ભારતદર્શનનાં કેટલાંક કાવ્યોમાં નૂતન ભારતની ગાથા પણ ગાઈ છે અને વિનોબાજીની નવીન ભાવનાને પણ વ્યક્ત કરી છે. એમનાં વાત્સલ્યભાવ નિરૂપતાં કુટુંબચિત્રો, મનભર માણેલી ગ્રીષ્મ અને વર્ષાનાં પ્રકૃતિવર્ણનો, કેટલાંક ચિંતનકાવ્યો અને 'કર્ણકુન્તી' જેવાં સંવાદકાવ્યો–શ્રી ઉશનસનું ગુજરાતી કવિતાને મોંઘેરું અર્પણ છે. સૉનેટનો સાહિત્યપ્રકાર કવિને વિશેષ રુચી ગયો લાગે છે. પણ ગીતોએ એમને યારી આપી હોય એમ લાગતું નથી. એમની પદાવલિ ઘણીવાર ઠાકોરનું સ્મરણ કરાવે છે. એમના રૂપમેળ છંદો પ્રમાણમાં બલવંત લાગે છે અને એમાંયે હરિણી અને શિખરિણી પર કવિની નિજી મુદ્રા પડેલી અનુભવી શકાય છે. એમનાં કલ્પનો અને પ્રતીકોનો વ્યાપ પણ ઘણો મોટો છે.

શ્રી ઉશનસે કાવ્યો ઉપરાંત કેટલાક સાહિત્ય–સ્વાધ્યાયના લેખો પણ લખ્યા છે. 'રૂપ અને રસ' નામે વિવેચનસંગ્રહમાં એ ગ્રંથસ્થ થયા છે. એમાં ચિંતક–વિવેચક ઉશનસનું સુભગ દર્શન થાય છે. અંગ્રેજીમાં પણ એમણે કેટલાંક ગદ્યકાવ્યો લખ્યાં છે. ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાતી અધ્યાપક સંઘ, કવિલોક અને પી. ઈ. એન. સંસ્થાઓ સાથે તેઓ સક્રિય રીતે

સંકળાયેલા છે. વલસાડથી પ્રગટ થતા 'મિલન' નામક અનિયતકાલિકના તેઓ સંપાદક છે. નવસારી સાહિત્ય પરિષદના અધિવેશન પ્રસંગે ઇતિહાસ–પુરાતત્ત્વ વિભાગના મંત્રી તરીકે પણ તેમણે સેવાઓ આપેલી.

## કૃતિઓ

૧. પ્રસૂન : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૫૫.
　　પ્રકાશક : વોરા એન્ડ કું., મુંબઈ.
૨. નેપથ્યે : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૫૬.
　　પ્રકાશક : પોતે.
૩. મનોમુદ્રા : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૬૦.
　　પ્રકાશક : ચેતન પ્રકાશનગૃહ, વડોદરા.
૪. આર્દ્રા : મૌલિક, કાવ્ય; પ્ર સાલ ૧૯૬૦.
　　પ્રકાશક : કવિલોક, મુંબઈ.
૫. ચાર અધ્યયનો : મૌલિક, વિવેચન; પ્ર. સાલ ૧૯૫૨.
　　પ્રકાશક : ધી પોપ્યુલર બુક સ્ટોર, સુરત.
૬. તૃણુનો ગ્રહ : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૬૪.
　　પ્રકાશક : હરિહર પુસ્તકાલય, સુરત.
૭. રૂપ અને રસ : મૌલિક, વિવેચન; પ્ર. સાલ ૧૯૬૫.
　　પ્રકાશક : ધી પોપ્યુલર બુક સ્ટોર, સુરત.

અભ્યાસ-સામગ્રી :

(૧) 'પ્રસૂન' માટે પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીની પ્રસ્તાવના.
'ઊર્મિ અને નવરચના' (અનંતરાય રાવળ); 'કવિલોક' (સુરેશ દલાલ) 'ગાર્ડિયન' (જયંત જોશી) 'ગુજરાત'—સુરત (જયંત પાઠક); 'જનશક્તિ' (હરીન્દ્ર દવે).
(૨) 'નેપથ્યે' માટે શ્રી પ્રજારામ રાવળની પ્રસ્તાવના.
ગુ સા. સભાની કાર્યવહી (૧૯૫૬): 'સંદેશ' (નિરંજન ભગત).
(૩) 'મનોમુદ્રા' માટે 'ક્ષિતિજ' (પ્રાસન્નેય); અનંતરાય રાવળનું અવલોકન: 'જનશક્તિ' (હરીન્દ્ર દવે).
(૪) 'આર્દ્રા' માટે દિલાવરસિંહ જાડેજાનું અવલોકન; ગુ. સા. સભાની કાર્યવહી (૧૯૬૧).
(૫) 'તૃણુનો ગ્રહ' માટે 'સંસ્કૃતિ', સપ્ટેમ્બર ૧૯૬૪.

સરનામું : લક્ષ્મીશેરી, મદનવાડ, વલસાડ.

---

# નંદકુમાર જેઠાલાલ પાઠક

[ ૨૩-૧-૧૯૧૫ ]

શ્રી નંદકુમાર પાઠકનો જન્મ પંચમહાલ જિલ્લાના દેવગઢબારિયા રાજ્યના રાજગઢ મુકામે તા ૨૩-૧-૧૯૧૫ ના રોજ થયો હતો પિતાનુ નામ શ્રી જેઠાલાલ પાઠક અને માતાનુ નામ ઝવેરબા જ્ઞાતિએ શ્રીગૌડ બ્રાહ્મણ એમના લગ્ન ૧૯૪૨ મા શ્રીમતી સુશીલાબહેન સાથે થયા હતાં

એમણે ધોરણ ૧ થી ૫ સુધીનુ શિક્ષણ વડોદરાની સયાજી હાઈસ્કૂલમા લીધુ હતું, અને પછીનુ મેટ્રિક સુધીનુ મુંબઈની આનંદીલાલ પોદાર હાઈસ્કૂલ (સાન્તાક્રુઝ)મા ઉચ્ચ શિક્ષણ માટે તેઓ મુંબઈની સેંટ ઝેવિયર્સ કૉલેજમા જોડાયા હતા, અને ત્યાંથી મુંબઈ યુનિ ની ૧૯૩૮ મા લેવાયેલ બી એ ની પરીક્ષામાં ગુજરાતી મુખ્ય વિષય સાથે પ્રથમ વર્ગમા પ્રથમ આવીને કાટાવાળા પારિતોષિક પ્રાપ્ત કર્યું હતું સેંટ ઝેવિયર્સ કૉલેજમાં દક્ષિણા ફેલો તરીકે પણ તેમની નિયુક્તિ થઈ હતી હાલ તેઓ આકાશવાણીના અમદાવાદ કેન્દ્ર પર કાર્યક્રમ-નિયોજક તરીકે પોતાની ફરજ બજાવી રહ્યા છે

અભ્યાસકાળ દરમ્યાન શ્રી રામપ્રસાદ બક્ષી, પ્રા ગૌરીપ્રસાદ ઝાલા, શ્રી નારાયણ વળામે એમના આદર્શ શિક્ષકો હતા અને એમના પ્રત્યે શ્રી પાઠકને સદ્ભાવભરી લાગણી છે એમની લેખનપ્રવૃત્તિના મૂળમા કૌટુમ્બિક સસ્કારનો પણ ફાળો છે એમણે પોતાનુ પ્રથમ કાવ્ય 'કાવ્યદેવીને નામે લખેલુ, અને તે 'ઊર્મિ'માં પ્રગટ થયેલુ કાવ્ય અને નાટક એ બને સાહિત્યપ્રકારો તરફ એમને વિશેષ પક્ષપાત છે—એ એમના પ્રિય પ્રકારો છે.

ઈ સ ૧૯૪૨ માં 'સવેદના' નામના કાવ્યસગ્રહના પ્રકાશનથી કવિ તરીકે તેઓ ખ્યાતિ પામ્યા એમા મુક્તક, સૉનેટ, ખડકાવ્ય, ગીતો અને સુદીર્ઘ વૃત્તબદ્ધ કૃતિઓ સગ્રહાઈ છે એમના સ્વસવેદનનાં કાવ્યોમાં વિષાદનો વ્યાપક ભાવ દૃષ્ટિગોચર થાય છે, તો કેટલાંક ગીતોમા ઉન્નાસનુ વાતાવરણ છવાયેલુ છે એમાંનુ 'હું' કાવ્ય એમની સબળ ચિત્રણશક્તિનો સારો નમૂનો છે એ પછી નવલકથા, નાટક, વિવેચન, ચરિત્ર—એમ અનેક સાહિત્યપ્રકારો એમણે ખેડયા છે નાટકના સાહિત્યપ્રકાર વિશે શ્રી પાઠક

ઊંડો અભ્યાસ કર્યો છે વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીમાં એકાંકીના સ્વરૂપ અને સાહિત્ય વિશે એમણે આપેલાં વ્યાખ્યાનો 'એકાંકી: સ્વરૂપ અને સાહિત્ય' એ નામે પ્રકટ થયાં છે. ગુજરાતી સાહિત્યમાં સ્વરૂપચર્ચાના સળંગ ગ્રંથોની ખોટ છે; આ પુસ્તક એમાં આશ્વાસન સમું છે. સંસ્કૃત સાહિત્યમાં અને પશ્ચિમમાં એકાંકીની ઉત્પત્તિ, તેના પ્રકારો, વિકાસ, રંગભૂમિ પર તેનું અભિનયન, રેડિયો–એકાંકી વગેરે અનેક મુદ્દાઓને આવરી લેતી એમની ચર્ચા ખૂબ ઉપયોગી છે. ઉપરાંત, એમણે અનેક નાટકોનાં રૂપાન્તરો ('ફેરકુદરડી'–રવેરિન્ગ ધી સર્કલ; 'માન ન માન'—ઑડ મૅન ઇન; 'એક બે ત્રણ'—માઉસ ટ્રૅપ વગેરે) પણ કર્યાં છે અને તે ભજવાયાં પણ છે. પરંતુ એ હજી સુધી અપ્રસિદ્ધ છે. વલ્લભભાઈ, અબુલકલામ, રાજેન્દ્રપ્રસાદ વગેરે આપણા નેતાઓ વિશેના યુસુફ મહેરઅલીના પુસ્તકનો અનુવાદ કરીને એ ચિત્રાંકનો એમણે આપણને સુલભ કરી આપ્યાં છે. નાટક વિશે પણ એમણે અનેક લેખો લખ્યા છે. હાલ તેઓ 'પાશ્ચાત્ય નાટ્યસાહિત્યનાં સ્વરૂપો' પર પુસ્તક તૈયાર કરી રહ્યા છે અને નવલિકાઓ પણ લખે છે. સાહિત્યસંસદ અને ગુજરાતી સાહિત્ય પરિષદ સાથે તેઓ સંકળાયેલા છે અને સંસ્કારપ્રવૃત્તિઓમાં ઉત્કટ રસ ધરાવે છે.

## કૃતિઓ

૧. સંવેદના : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૪૨.
   પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કું., મુંબઈ.
૨. આપણા નેતાઓ : અનુવાદ, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૪.
   પ્રકાશક : પદ્મ પબ્લિકેશન, મુંબઈ.
૩. મોભનાં પાણી : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૪૭.
   પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કું., મુંબઈ.
૪. પારકી જણી : મૌલિક, નાટક; પ્ર. સાલ ૧૯૫૦.
   પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કું., મુંબઈ.
૫. ભાડે આપવાનું છે : મૌલિક, નાટક; પ્ર. સાલ ૧૯૫૬.
   પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ.
૬. એકાંકી : સ્વરૂપ અને સાહિત્ય : મૌલિક, વિવેચન; પ્ર. સાલ ૧૯૫૬.
   પ્રકાશક : મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા.
૭. વૈશાખી વાદળ : મૌલિક, એકાંકી; પ્ર. સાલ ૧૯૫૯.
   પ્રકાશક : લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ.

અભ્યાસ-સામગ્રી :

(૧) 'સંવેદના'નો પ્રવેશક, શ્રી રામપ્રસાદ બક્ષી.
(૨) સર્જનને આરે ( ધનસુખલાલ મહેતા ).
(૩) ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૫૬.

સરનામું : માથેરાન સોસાયટી, પાલડી, અમદાવાદ–૭.

---

## નિરંજન નરહરિ ભગત

### [ ૧૮–૫–૧૯૨૬ ]

ગાંધીયુગની કવિતા પછી વિશિષ્ટ કવિતા–વળાંકનાં દર્શન કરાવનાર 'છંદોલય'ના કવિ શ્રી નિરંજન ભગતનો જન્મ ઈ. ૧૯૨૬ ના ૧૮ મી મેએ અમદાવાદમાં થયો હતો. પિતાનું નામ નરહરિ હરિલાલ ભગત અને માતાનું નામ મેનાબ્હેન.

પ્રાથમિક શિક્ષણ અમદાવાદની કાળુપુર શાળા નં. ૧ માં, અને માધ્યમિક શિક્ષણ પ્રોપ્રાયટરી ( દીવાન બલ્લુભાઈ ) અને નવચેતન હાઈસ્કૂલમાં લીધેલું. ત્યારબાદ ઈ. ૧૯૪૪–૪૬ દરમ્યાન અમદાવાદની એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં ફર્સ્ટ યર અને ઇન્ટરનું શિક્ષણ લઈ તેઓ મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા અને ત્યાંથી ૧૯૪૮ માં બી. એ. થયા. વળી પાછા અમદાવાદ આવી, એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં અભ્યાસ કરી, ૧૯૫૦ માં એમ. એ. ની પદવી મેળવી. મુખ્ય વિષય અંગ્રેજી. એલ. ડી. કૉલેજમાં જ અંગ્રેજીના અધ્યાપક તરીકેની કારકિર્દી શરૂ કરી, અને હાલ તેઓ સર એલ. એ. શાહ કૉલેજમાં અંગ્રેજીના મુખ્ય અધ્યાપક તરીકે કાર્ય કરે છે. અધ્યાપન એ એમનો મુખ્ય વ્યવસાય છે અને એમની લેખનપ્રવૃત્તિને એ અનુકૂળ પણ છે.

ઈ ૧૯૪૩ માં રવીન્દ્રનાથનાં કાવ્યોની પ્રેરણાથી એમની લેખન-પ્રવૃત્તિનો આરંભ થયો. નવચેતન હાઈસ્કૂલના ગુજરાતીના શિક્ષક શ્રી અમૃતલાલ પંડયાએ એમની આ પ્રવૃત્તિમાં સદ્‌ભાવપૂર્વક રસ લીધો, અને એમને પ્રોત્સાહિત કર્યા. 'પૂર્વાલાપ' અને 'ભણકાર' એ બે કાવ્યસંગ્રહોએ

એમને પ્રભાવિત કર્યા છે. કાવ્ય, કદાચ લયને કારણે, એમનો મનગમતો લેખનપ્રકાર છે. એમના સાહિત્યસર્જનમાં પ્રેરકબળ મૈત્રી છે. આ કવિજીવે હમેશાં મૈત્રીભાવને જ ઝંખ્યો છે. એમના કાવ્યસર્જન માટે એમને 'કુમાર ચન્દ્રક' અને 'છંદોલય'ને કેન્દ્રમાં રાખીને એમની કવિતાસિદ્ધિ માટે 'નર્મદ ચન્દ્રક' (૧૯૬૧) એનાયત કરીને ગુજરાતે એમની કવિતાનું સ્વાગત કર્યું છે. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'છંદોલય', શીર્ષકમાં નાગરી અને કૃતિમાં પરિષ્કૃત ગુજરાતી લિપિ સાથે પ્રગટ થયો ત્યારે, આ ઊર્મિસંપન્ન કવિનાં લયમધુર કાવ્યોએ—છપાઈ અને સત્ત્વ બંને રીતે—કાવ્ય રસિકોનું ધ્યાન ખેંચેલું. એ પછી ગીતસંગ્રહ 'કિન્નરી' પ્રગટ થયો અને વિશિષ્ટ રૂપના એમના લલિત લયની ફાવટનો પરિચય થયો. ત્યારબાદ 'અલ્પવિરામ' અને '૩૩ કાવ્યો' નામે એમના નાનકડા બે કાવ્યસંગ્રહો પણ પ્રગટ થયા છે. ૧૯૫૭ માં 'છંદોલય' 'કિન્નરી' અને 'અલ્પવિરામ'માંથી ચૂંટેલાં ૧૯૫૬ સુધીનાં કાવ્યોનો એમનો પ્રતિનિધિ સંગ્રહ 'છંદોલય' પ્રગટ થયો છે.

શ્રી ભગત નવતર પેઢીના એક અગ્રણી કવિ છે. શ્રી ટાગોરની કવિતાની અસર તો આરંભકાળનાં એમનાં કાવ્યો પર છે જ, ઉપરાંત પશ્ચિમના સાહિત્યના આ કવિ પ્રખર અભ્યાસી હોઈ, રિલ્કે, બોદલેર અને એલિયટ જેવા કવિઓની કવિતાનો પ્રભાવ પણ એમના પર છે. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'છંદોલય' જ એમની આગવી વિશેષતાઓનાં દર્શન કરાવતો હતો. પ્રહ્‌લાદ, રાજેન્દ્ર અને નિરંજનમાં લય તરફનો વિશેષ ઝોક અને શુદ્ધ કવિતા તરફની યાત્રા આપણે નિહાળીએ છીએ. શ્રી નિરંજન, શ્રી ઉશનસે કહ્યું છે તેમ, 'સુન્દરમ્‌-ઉમાશંકર પછીનો આપણી વિકસમાન ચેતનાનો આલેખ આંકતી નૂતન કવિતાનો મહત્ત્વનો પ્રતિનિધિરૂપ સંગ્રહ' આપણને 'છંદોલય'ની બૃહત્‌ આવૃત્તિમાં આપે છે. એમાં સજાગ સભાન સર્જકના સર્જનનો આપણને અનુભવ થાય છે. એક સૌન્દર્યરસિયા કવિની સ્વસ્થ, મસ્ત અને વાસ્તવદર્શી પ્રકૃતિનો રસાનુભવ એમનાં કાવ્યો આપણને કરાવી રહે છે. છંદ, પ્રાસ અને લયની સાધના એમાં વરતાય છે. છંદનો લય કાવ્યનું અંતરતત્ત્વ બની રહે છે. શ્રી ઉમાશંકરે સાચું જ કહ્યું છે કે 'છંદોલય એ આ કવિના લોહીનો લય છે.'

શ્રી નિરંજને કેટલાંક મનોરમ, પ્રતીકાત્મક સોનેટો, ચારુતાપૂર્ણ ગીતો, ચોટવાળાં મુક્તકો અને સુદીર્ઘ ચિન્તનાત્મક કાવ્યો આપ્યાં છે. મુંબઈના વસવાટે કવિ પાસે 'પ્રવાલદ્વીપ' નામે માયાવી મુંબઈ નગરી વિશેનાં કાવ્યોનો સીમાચિહ્નરૂપ કાવ્યગુચ્છ સંપડાવ્યો છે. એમાં નગરસંસ્કૃતિની 'કુરૂપ' અને

'વિરાટ' વ્યથાનું–નગરજીવનનું–કારુણ્ય વર્ણવાયું છે. 'પાત્રો', 'ગાયત્રી', 'ફાઉન્ટનના બસ સ્ટોપ પર' જેવાં કાવ્યો એની પ્રતીતિ કરાવશે. એમણે પ્રેમનું મંગલ ગાન ગાયું છે, વિફલ પ્રણયની ભાવ-ઊર્મિઓ નિરૂપી છે, યૌવનસુલભ મધુર વિષાદ આલેખ્યો છે, પ્રકૃતિનો છાક વર્ણવ્યો છે, સ્વાતંત્ર્યાદને જાગતાં સ્પંદનો ઝીલ્યાં છે અને નગરની આધુનિક અરણ્ય-સંસ્કૃતિનું પણ દર્શન કરાવ્યું છે. છંદોબદ્ધ કાવ્યો, માત્રાજાતિના છંદવાળાં કાવ્યો અને ગીતો—એ ત્રણેમાં, વિશેષ કરીને ગીતોમાં, એમને સારી સફળતા મળી છે. શિખરિણી, પૃથ્વી અને અનુષ્ટુપ ત્રણે પર નિરંજનની આગવી મુદ્રા જોઈ શકાય છે. અપરત ઝૂલણાના પ્રયોગોમાં કવિને નોંધપાત્ર સિદ્ધિ પ્રાપ્ત થઈ છે. પ્રાસની આ કવિએ વધુ પડતી ચીવટ લીધી છે, તો કેટલાક તાજગીપૂર્ણ પ્રતીકો પણ એમણે આપ્યાં છે.

શ્રી નિરંજન, કવિ ઉપરાંત અભ્યાસી વિવેચક તરીકે પણ સુખ્યાત છે. 'સંસ્કૃતિ' સામયિકમાં પ્રગટ થયેલા એમના 'સ્પેનિશ કવિતા', 'આધુનિક અમેરિકન કવિતા', 'રોબર્ટ ફ્રોસ્ટ', 'મિલ્ટન', 'તરુ દત્તની કવિતા', 'સરોજિની -નાયડુની કવિતા' જેવા અનેક અભ્યાસલેખો ઉપરાંત 'ગાંધીજીનું મૃત્યુ અને ગુજરાતી કવિતા', 'સાગર અને શશી', 'કુકાક્વાણી' જેવા કેટલાક ગુજરાતી સાહિત્યવિષયક સ્વાધ્યાયો આની પ્રતીતિ કરાવે છે.

અધ્યયન અને અધ્યાપનમાં જ રત રહેતા આ કવિ-અભ્યાસીની સર્જનપ્રવૃત્તિ હમણાં હમણાં મંદ પડેલી લાગે છે, અને એમની દૃષ્ટિ -અધ્યાત્મ તરફ વળી હોય એવું જણાય છે.

## કૃતિઓ

૧. છંદોલય : મૌલિક, કવિતા; પ્ર. સાલ ૧૯૪૯.
   પ્રકાશક : ઇન્દ્રધનુ બુક હાઉસ, અમદાવાદ.
૨. કિન્નરી : મૌલિક, કવિતા; પ્ર. સાલ ૧૯૫૦.
   પ્રકાશક : પોતે.
૩. અલ્પવિરામ : મૌલિક, કવિતા; પ્ર. સાલ ૧૯૫૪.
   પ્રકાશક : કવિલોક, મુંબઈ.
૪. છંદોલય (સંવર્ધિત આવૃત્તિ) : મૌલિક, કવિતા; પ્ર. સાલ ૧૯૫૭.
   પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ.
૫. ૩૩ કાવ્યો : મૌલિક, કવિતા; પ્ર. સાલ ૧૯૫૭.
   પ્રકાશક : રવાણી પ્રકાશનગૃહ, અમદાવાદ.

અભ્યાસ-સામગ્રી :

(૧) 'છંદોલય' માટે ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૪૯–૫૦
(૨) 'રૂપ અને રસ' ('દર્શનક')
(૩) 'કવિલોક'–૧૦ (અનંતરાય રાવળ)
(૪) શ્રી ફાર્બસ ગુજરાતી ત્રૈમાસિક પુ ૨૮, અં. ૧.
(૫) 'અભિરુચિ' (ઉમાશંકર જોશી)
(૬) 'સંસ્કૃતિ' (માર્ચ, ૧૯૬૩)
(૭) 'આસ્વાદ' (સુરેશ જોશી)

સરનામું : ટાઉનહૉલ પાછળ, એલિસબ્રિજ, અમદાવાદ–૬.

---

## પિનાકિન્ ઉદયલાલ ઠાકોર

### [૨૪-૧૦-૧૯૧૬]

કવિ શ્રી પિનાકિન્ ઠાકોર વતની અમદાવાદના, પણ એમનો જન્મ થયો છે બ્રોઝ્રો—બ્રહ્મદેશમાં. જ્ઞાતિએ કાયસ્થ ( માથુર ). પિતાનું નામ ઉદયલાલ હિંમતલાલ, માતાનું સરસ્વતીબહેન અને પત્નીનું નામ સુનીતા-બહેન. જન્મતારીખ ૨૪–૧૦–૧૯૧૬ અને લગ્ન થયેલાં ૧૯૩૯માં.

વડોદરાની સરકારી મિડલ સ્કૂલમાં ૧૯૨૬ થી ૧૯૩૦ દરમ્યાન શિક્ષણ લઈ, ત્યાંની જ સરકારી હાઈસ્કૂલમાંથી ૧૯૩૩–૩૪ માં મૅટ્રિક્યુલેશનની પરીક્ષા, વિજ્ઞાનમાં વિશેષ યોગ્યતા સાથે, પસાર કરી અને બરોડા કૉલેજમાં દાખલ થયા. ત્યાંથી પ્રથમ વર્ષની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ પૂનાની કૉલેજ ઑફ એગ્રીકલ્ચરમાં પ્રવેશ મેળવ્યો અને મુંબઈ યુનિ ની બી. એસસી (એગ્રી-ઑનર્સ)ની પદવી ઈ. ૧૯૩૮ માં પ્રાપ્ત કરી. એમનો મુખ્ય વ્યવસાય ઝવેરાતના વેપારનો છે, પરંતુ નાટ્યનિર્માણમાં એમને ઉત્કટ રસ છે. હાલ તેઓ અમદાવાદ આકાશવાણી કેન્દ્રના નાટ્યનિર્માતા તરીકે પોતાની સેવાઓ આપે છે.

વ્યાસ અને વાલ્મીકિ શ્રી ઠાકોરના પ્રિય કવિઓ છે અને માનવજીવન માં રહેલા સત્યનું વિવિધ સ્વરૂપે દર્શન કરાવતા રામાયણ–મહાભારત

એમના પ્રિય ગ્રંથો છે કાવ્ય અને નાટક એમના પ્રિય સાહિત્યપ્રકાર છે. તેમ છતાંય નવલકથા અને નવલિકા વાંચવાં એમને ગમે છે, અને ક્યારેક ઇતિહાસ ઐતિહાસિક ભૌગોલિક પૌરાણિક સંશોધન-સાહિત્ય પણ મનગમતા લેખનવિષયમાં કાવ્ય અને નાટયરૂપાંતર તેમ જ નાટિકા-નૃત્યનાટિકા નાટક, કાવ્ય અને વિવેચન અંગેનાં પુસ્તકો તેઓ વિશેષ વાંચે છે લેખનપ્રવૃત્તિનો ઉદ્દેશ છે કેવળ આનંદ ગુજરાતી, હિન્દી, અંગ્રેજી, અને સંસ્કૃત ઉપરાંત મરાઠી અને બંગાળી ભાષાઓ પણ તેઓ જાણે છે અને હિંદીમાં થોડીક રચનાઓ પણ કરી છે

એમની લેખનપ્રવૃત્તિનો આરંભ ૧૯૩૧-૩૨ માં થયો—હસ્તલિખિત સામયિક માટે, અને પછી વડીલ બહેનના મૃત્યુના આઘાતના ઉદ્ગારરૂપે ભારતનો સ્વાતંત્ર્યસંગ્રામ, વડીલ બહેન, માતા અને પિતાનું મૃત્યુ તથા બુધ કાવ્યસભાનો સંપર્ક—એ એમના જીવનમાંની લેખકજીવનને સુસંગત બની રહેલી મહત્ત્વની ઘટનાઓ છે મહાત્મા ગાંધીજી અને એમનાં પુસ્તકોએ અને ૧૯૩૦ થી આરંભાયેલા સત્યાગ્રહના સ્વાતંત્ર્યસંગ્રામે, ૧૯૪૨ ની 'હિંદ છોડો'ની ઘટનાએ, શ્રીધરાણીની કૃતિઓએ, 'સરસ્વતીચન્દ્ર' તેમ જ બંગાળી અને હિંદી કવિતાએ એમના જીવન પર પ્રબળ અસર પાડી છે શરત્બાબુ અને રવીન્દ્રનાથ પણ ખરા કૉલેજ મૅગેઝિનમાં એમની પ્રથમ કૃતિ પ્રગટ થયેલી—'સંતનો જીવનપંથ' એ પછી એમની ત્રણ રચનાઓ 'ભાવના' શીર્ષક હેઠળ શ્રી રામનારાયણ પાઠકે 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ કરી, પરંતુ પોતાની પ્રથમ નોંધપાત્ર કૃતિ તેઓ 'પાથેય'ને ગણે છે, જે 'કુમાર' સામયિકમાં પ્રગટ થયેલી

શ્રી પિનાકિનનો એક જ કાવ્યસંગ્રહ પ્રગટ થયો છે—'આલાપ' વ્યવસાયે ઝવેરી આ કવિની કવિતામાં પણ આકાર સૌષ્ઠવ અને ચારુતાનો અચ્છો પ્રસંગ જોવા મળે છે મિલન અને વિરહના ભાવને નિરૂપતાં પ્રણયનાં કરુણ મિત્ર અને રાષ્ટ્રપ્રેમનાં વ્યંજનાભર્યાં પ્રકૃતિસ્વરૂપોના અને નારીના કન્યા-વધૂ-માતા રૂપને વર્ણવતા તેમ જ પ્રભુ પ્રતિની અભીપ્સાના કાવ્યો એ 'આલાપ'ની સંપત્તિ છે એમાં વિશિષ્ટ રીતે જુદાં તરી આવે છે એમનાં ઊર્મિગૂંથ્યાં ગીતો

'આલાપ' મુંબઈ રાજ્યનું પારિતોષિક પામેલ છે આ કવિએ કવિતા ઉપરાંત નૃત્યનાટિકાઓ લખી છે અને નાટયરૂપાંતરો પણ કર્યાં છે આકાશવાણી પરથી એમનાં અનેક સફળ નાટયરૂપાંતરો અત્યાર સુધીમાં

રજૂ થઈ ચૂક્યાં છે. એમનાં નાટ્યરૂપાંતરો, કાવ્યો વગેરે 'રાગિણી'ના ત્રણેક ખંડમાં પ્રગટ થવામાં છે. શ્રી પિનાકિન્ કવિલોક, લેખકમિલન, સાહિત્ય પરિષદ, બુધ કાવ્યસભા, ભારત કલા મંડળ, ગુજરાત પ્રકૃતિ મંડળ, રાઇફલ એસોસિયેશન અને ગુજરાત વિદ્યાપીઠ સાથે સંકળાયેલા છે, અને નગરની સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં સક્રિય રસ લે છે. અમદાવાદ બુધ કાવ્યસભા તરફથી પ્રથમ કવિતાસત્રની યોજના મિત્રોના સહકારથી એમણે ખંત અને પ્રેમપૂર્વક પાર પાડેલી.

## કૃતિઓ

૧. આલાપ : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૫૨.
   પ્રકાશક : પોતે
૨. આલાપ (સંવર્ધિત) : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૬૧.
   પ્રકાશક : વોરા એન્ડ કું., મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

'આલાપ'નો પ્રવેશક 'સુન્દરમ્' (સંવર્ધિત આવૃત્તિમાં) જુઓ 'અવલોકના.'
રાષ્ટ્રવાણી, નવેમ્બર, ૧૯૫૩; જન્મભૂમિ ૧૮-૧૨-૧૯૫૨; જયહિંદ ૧૧-૫-૧૯૫૩; શિક્ષણ અને સાહિત્ય, નવેમ્બર ૧૯૫૨; પ્રજાબન્ધુ ૧૫-૨-૫૨; આકાશવાણી, ૬-૨-૧૯૫૩ (ગ્રંથનો પંથ—શ્રી પીતાંબર પટેલ).

સરનામું : પંચશીલ સોસાયટી, ઉસમાનપુરા, અમદાવાદ-૧૪.

---

## પીતાંબરભાઈ નરસિંહભાઈ પટેલ

### [૧૦-૮-૧૯૧૮]

શ્રી પીતાંબરભાઈ પટેલ મહેસાણા જિલ્લાના શેલાવી ગામના વતની છે, અને એમનો જન્મ એ જ ગામમાં તા. ૧૦-૮-૧૯૧૮ ના રોજ થયો હતો. જ્ઞાતિએ તેઓ કડવા પાટીદાર છે. પિતાનું નામ નરસિંહભાઈ હીરાભાઈ પટેલ, અને માતાનું નામ લહેરીબહેન. એમનાં લગ્ન ઈ. ૧૯૪૭ માં શ્રી લલિતાબહેન સાથે થયાં હતાં.

પ્રાથમિક શિક્ષણ રીલાવી અને પાકાસર ગામમાં લીધેલું અને માધ્યમિક શિક્ષણ કડીના સર્વ વિદ્યાલયમાં. ત્યાંથી ઈ. ૧૯૩૬માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી તેઓ અમદાવાદની એલ. ડી. આર્ટ્સમાં જોડાયેલા. ત્યાંથી ઈ. ૧૯૪૦માં મુંબઈ યુનિ.ની ઓનર્સ સાથે બી. એ.ની અને ઈ. ૧૯૪૨માં ગુજરાત વિદ્યાસભામાંથી ગુજરાતી મુખ્ય વિષય સાથે દ્વિતીય વર્ગમાં એમ. એ.ની પદવી મેળવી.

એમનો મુખ્ય વ્યવસાય પત્રકારિત્વનો રહ્યો છે. ઈ. ૧૯૫૬થી ત્રણ વર્ષ સુધી ઑલ ઇન્ડિયા રેડિયોને પણ એમણે પોતાની સેવાઓ આપેલી. હાલ તેઓ 'સંદેશ' દૈનિકના તંત્રીવિભાગમાં અને 'આરામ'ના સંપાદક તરીકે કાર્ય કરે છે. સામાજિક સેવાપ્રવૃત્તિમાં એમને ઉત્કટ રસ છે અને એને પરિણામે લોકસંપર્ક પણ વધ્યો છે. પંચાયતીરાજ આવતાં ગામના સરપંચ અને તાલુકા શિક્ષણ-સમિતિના ચેરમેન તરીકે પણ કામગીરી બજાવે છે. આ રીતે લોકજીવનનું પ્રતિબિંબ એમના સર્જનમાં પડે છે એમ તેઓ માને છે.

રમણલાલ દેસાઈ, ટૉલ્સ્ટૉય, પર્લ બક, ટાગોર, શરદબાબુ વગેરેનાં પુસ્તકોની અને વ્યક્તિઓમાં ગાંધીજીની લોકસેવાની ભાવનાની અસર તેમના પર પ્રબળપણે પડી છે. ટૂંકી વાર્તા અને નવલકથા એ એમના પ્રિય સાહિત્યપ્રકાર છે. તેઓ માને છે કે લોકજીવનના પ્રત્યક્ષ અનુભવને મૂર્ત કરવાની એ સ્વરૂપોમાં સારી ક્ષમતા રહેલી છે લોકજીવન એ એમનો મનગમતો લેખનવિષય રહ્યો છે. પોતાની સાહિત્યસાધના માટે તેઓ નીવડેલી નવલકથાઓ, વાર્તાઓ અને વિવેચનનાં પુસ્તકો વિશેષ વાંચે છે. ઉપરાંત, સમાજસેવા અને પત્રકારિત્વના વ્યવસાયે પણ એમના સાહિત્યસર્જનમાં સારી સહાય કરી છે.

શાળાજીવન દરમ્યાન એમણે હસ્તલિખિત માસિક શરૂ કરેલું. વાર્તાલેખનનો રસ તો આરંભથી હતો જ. ઉચ્ચ શિક્ષણ માટે એલ. ડી આર્ટ્સ કૉલેજમાં જોડાયા ત્યારે સ્વ. રામનારાયણ પાઠક તેમના ગુજરાતીના પ્રાધ્યાપક હોઈ, તેમના પ્રત્યક્ષ સંપર્કમાં આવવાનો લાભ મળ્યો. એમ એ. માટે વિદ્યાસભામાં જોડાતાં સર્વશ્રી રસિકભાઈ પરીખ, ઉમાશંકરભાઈ જોશી અને કે. કા. શાસ્ત્રી ઉપરાત વિદ્યાભ્યાસંગના વાતાવરણનો પણ લાભ મળ્યો—આ પ્રેરક બળોએ એમની સર્જનપ્રવૃત્તિને પ્રોત્સાહિત કરી.

. એમણે મુખ્યત્વે ગુજરાતીમાં જ લેખનપ્રવૃત્તિ કરી છે, પણ એમની વાર્તાઓ અને નવલકથાઓ હિંદીમાં અનુવાદિત થઈ ગ્રંથસ્થ થઈ છે. લેખન દ્વારા વૈયક્તિક વિકાસ સાધવા સાથે લોકજીવનને ઉન્નત કરવાની પણ એમની પરોક્ષ ભાવના રહી છે. ઈ. ૧૯૪૧–૪૨ ના અરસામાં અમદાવાદમાં કોમી હુલ્લડો થતાં થોડોક સમય કૉલેજો બંધ રહી એ સમયે 'રસિયો જીવ' નામે ગ્રામજીવનની એમણે લખેલી પ્રથમ નવલકથા ઈ. ૧૯૪૨ માં પ્રસિદ્ધ થયેલી. એ પછી તો એમણે ગુજરાતને ૧૧ નવલકથાઓ, ૧૬ જેટલા નવલિકા-સંગ્રહો અને બીજાં અનેક પુસ્તકો આપ્યાં છે. અત્યારે તેઓ 'આદમો કોઠો' નામે નવલકથા લખી રહ્યા છે.

ઈ. ૧૯૫૫ માં જન્મભૂમિ-હેરલ્ડ ટ્રીબ્યુનસે યોજેલી ટૂંકી વાર્તાની સ્પર્ધામાં એમને પારિતોષિક મળેલું, અને મુંબઈ તેમ ગુજરાત સરકાર તરફથી એમનાં સાત પુસ્તકોને અને ભારત સરકાર દ્વારા એમનાં બે પુસ્તકોને પારિતોષિકો મળ્યાં છે. પૂર્વ આફ્રિકાની સાહિત્યસંસ્થાઓએ એમને ઈ. ૧૯૬૨ માં ત્યાંના પ્રવાસ માટે પણ નોંતરેલા.

શ્રી પીતાંબરભાઈ પટેલ આપણે ત્યાં નવલકથાકાર અને નવલિકાકાર તરીકે સુખ્યાત છે. શહેરી અને ગ્રામજીવનનાં ચિત્રો આલેખતી એમની કૃતિઓમાં જીવનમાંગલ્યની શુભ દૃષ્ટિનું દર્શન થાય છે. 'ખેતરને ખોળે' એમની સૌથી વધુ સફળ કૃતિ રહી છે. એમનો ધરતીપ્રેમ એમની કૃતિઓમાં પ્રતીત થાય છે, અને મોટે ભાગે ઉત્તર ગુજરાતના વાતાવરણને—ત્યાંની સોડમને તેઓ કલાત્મકતાથી પોતાની કૃતિઓમાં લઈ આવે છે. તેઓ 'સંદેશ'માં ભજવાતાં નાટકોની નીડરપણે આલોચના કરે છે અને વર્તમાન પ્રશ્નો વિશે પણ ચર્ચા કરે છે.

શ્રી પીતાંબરભાઈ ગુજરાતી સાહિત્ય પરિષદના અને ગુજરાત લેખક મિલનના મંત્રી છે, ગુજરાત વિદ્યાસભાની કારોબારીના સભ્ય છે. જુદાં જુદાં ગામોની કેળવણીસંસ્થાઓ સાથે પણ તેઓ સંકળાયેલા છે.

## કૃતિઓ

- સર્વ કૃતિઓના પ્રકાશક : શ્રી હરિહર પુસ્તકાલય, સુરત.

નવલકથા :

૧. રસિયો જીવ : ૧૯૪૨
૨. પરિવર્તન : ૧૯૪૪

૩. ઊગ્યું પ્રભાત : ૧૯૫૦
૪. ખેતરને ખોળે : ૧૯૫૨
૫. તેજરેખા : ૧૯૫૨
૬. આશાભરી : ૧૯૫૪
૭. અંતરનાં અજવાળાં : ૧૯૬૦
૮. ચિરંતન જ્યોત : ૧૯૬૦
૯. ધરતીનાં અમી : ૧૯૬૨
૧૦. કેવડિયાનો કાંટો : ૧૯૬૫
૧૧. ઘરનો મોભ : ૧૯૬૬

નવલિકા :

૧. વગડાનાં ફૂલ : ૧૯૪૪
૨. મિલાપ : ૧૯૫૦
૩. શ્રદ્ધાદીપ : ૧૯૫૨
૪. કલ્પના : ૧૯૫૪
૫. શમણાંની રાખ : ૧૯૫૬
૬. સૌભાગ્યનો શણગાર : ૧૯૬૩
૭. નીલ ગગનનાં પંખી : ૧૯૬૪
૮. રૂડા સરોવરિયાની પાળ : ૧૯૬૪
૯. ઝૂલતા મિનારા : ૧૯૬૬
૧૦. છૂટા છેડા
૧૧. કીર્તિ અને કલદાર
૧૨. રામનામની પરખ
૧૩. ઘેર બેઠાં ગંગા
૧૪. લીંબડીની એક ડાળ મીઠી
૧૫. કર લે સિંગાર

પ્રકીર્ણ :

૧. ભારતનાં નવાં યાત્રાધામો : પ્રવાસ
૨. માણસાઈની વાતો : સંપાદન
૩. મંગલ વાતો : સંપાદન; સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ.

ઉપરાંત સર્વોદય પાત્ર, વીરપસલી, રામનાં રખોપાં, હૈયાનાં હેત, ગંગાપૂજન, કાચો પારો જેવી ગ્રામસાહિત્યની કૃતિઓ.

**અભ્યાસ-સામગ્રી :**

| | | | | |
|---|---|---|---|---|
| (૧) ખેતરને ખોળે | ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી | | | ૧૯૫૩ |
| (૨) શ્રદ્ધાદીપ | ,, | ,, | ,, | ૧૯૫૩ |
| (૩) ગુપ્તદાન | ,, | ,, | ,, | ૧૯૫૭ |
| (૪) કલ્પના | ,, | ,, | ,, | ૧૯૫૭ |
| (૫) છૂટાછેડા | ,, | ,, | ,, | ૧૯૫૫ |
| (૬) અંતરનાં અજવાળાં | ,, | ,, | ,, | ૧૯૫૯ |
| (૭) કર લે સિંગાર | ,, | ,, | ,, | ૧૯૫૯ |
| (૮) નીલ ગગનનાં પંખી | ,, | ,, | ,, | ૧૯૬૧ |
| (૯) પીતાંબરવાર્તા વૈભવ | ,, | ,, | ,, | ૧૯૬૧ |

(૧૦) ગુજરાત સાહિત્યની વિકાસરેખા (ભા. ૨), ડૉ. ધીરુભાઈ ઠાકર

સરનામું : ૧૨૧, સરદાર પટેલ કૉલોની, અમદાવાદ–૧૪.

---

## પુષ્કર પ્રભાશંકર ચંદરવાકર

**[ ૬-૬-૧૯૨૦ ]**

શ્રી પુષ્કર ચંદરવાકરનો જન્મ છઠ્ઠી જૂન ૧૯૨૦ ને દિવસે વતનઃ ચંદરવામાં થયો હતો. એમનાં માતાનું નામ દુર્ગાબેન અને પિતાનું નામ પ્રભાશંકર માધવજી ત્રિવેદી. જ્ઞાતિએ તેઓ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે. ઈ. ૧૯૪૨ માં શ્રી શશીકલાબેન સાથે તેઓ લગ્નગ્રંથિથી જોડાયા હતા.

શ્રી પુષ્કરભાઈએ પ્રાથમિક તેમ જ માધ્યમિક શિક્ષણ અનુક્રમે ગામ ચંદરવા, બોટાદ અને લીંબડીમાં લીધેલ. ૧૯૩૯માં લીંબડીની જશવંતસિંહજી હાઈસ્કૂલમાંથી મૅટ્રિક પસાર કરી અમદાવાદની ગુજરાત કૉલેજમાં જોડાયા. ત્યાં બી. એ. સુધી અભ્યાસ કર્યો અને એમ. એ. માટે ગુજરાત વિદ્યાસભામાં જોડાયા. એમ. એ. દરમ્યાન વિદ્યાસભા તરફથી શિષ્યવૃત્તિ મેળવેલી. વચ્ચે ૧૯૪૨ ની લડતમાં જોડાયા ત્યારે અભ્યાસ છોડી દીધો હતો. ૧૯૪૬ માં એમ. એ. થઈ અધ્યાપનક્ષેત્રે પોતાની સેવા આપી રહ્યા છે.

વિદ્યાર્થીઓ અને યુવકોને લગતી તમામ પ્રવૃત્તિમાં પુષ્કરભાઈને રસ છે. એમણે શ્રમશિબિરોનું સંચાલન કર્યું ત્યારે દરિયાકાંઠાના ભાલમાં જવાનું થયું તો તેમાંથી 'ભવની કમાણી' નવલકથા લખાઈ. પદારોના પ્રદેશમાં દુકાળસમયે કામ કરવા ગયા તેમાંથી 'બાવડાને બળે' લખાઈ. લોકસંસ્કૃતિ અને લોકગીતોના સંશોધન માટે આવી પ્રવૃત્તિઓ અને પરિચયો અતિ ઉપયોગી પુરવાર થાય છે. આમ, એમની પ્રિય પ્રવૃત્તિઓનું પ્રતિબિંબ એમના સર્જનમાં સહજભાવે પડ્યું છે.

અંગ્રેજ નવલકથાકાર ટોમસ હાર્ડીની નવલકથાઓમાંથી 'જ્યુડ ધ ઓબ્સ્ક્યોર', 'ટેસ ઑફ ડ્યુબરવિલ' અને 'અન્ડર ધ ગ્રીનવુડ ટ્રી' એ પુસ્તકોએ પુષ્કરભાઈના જીવન પર પ્રબળ છાપ પાડી છે, આયરિશ નાટ્યકાર સિન્જનાં એકાંકીઓએ પણ અસર કરી છે. આ બંને લેખકોની કૃતિઓનો પરિચય એમને અભ્યાસકાળ દરમ્યાન થયેલો.

અધ્યયન અને અધ્યાપનમાં રત આ લેખકે જીવનમાં અનેક પ્રલોભનોને ઠુકરાવ્યાં છે. ગુજરાત બહાર મળતી સારી સારી નોકરીઓને એમણે નકારેલી. ૧૯૪૩ માં દિલ્હી રેડિયો સ્ટેશનની નોકરી જતી કરી, ૧૯૪૮ માં વહીવટીતંત્રમાં મળતી નોકરી ન લીધી તેમ જ એ જ વર્ષમાં અમેરિકા જવાની તક મળી તેને માટે પણ વિચાર માંડી વાળ્યો તેથી 'ઘરખૂણે બેસીને ઊંડાણથી અભ્યાસ કરવાની તકો મળી' તે એમને મન મહત્ત્વની હતી.

એમના પ્રિય લેખકો છે સોફોક્લિસ, શેક્સપિયર અને ટોમસ હાર્ડી તેમ જ ટાગોર, પ્રેમચંદ અને ગોવર્ધનરામ એમને મતે આ તમામ લેખકો માનવને છતો કરે છે. કૃતિઓમા એમને 'હેમ્લેટ', 'ઇડીપસ ધ કિંગ', ટેસ ઑફ ડ્યુબરવિલ' અને 'રાઇડર્સ ટુ ધ સી' પ્રિય છે. કલાની દૃષ્ટિએ તેઓનુ ગમે તે મૂલ્ય હોય પણ માનવના મનના અગોચર ખૂણાના દર્શન આ કૃતિઓ કરાવી જાય છે તે એમને મન મોટી વાત છે.

શ્રી ચન્દ્રવાકરે લેખનપ્રવૃત્તિનો આરંભ વતન ચંદરવામાં 'વિદ્યાર્થી' નામનુ હસ્તલિખિત કાઢીને કરેલ. લીંબડી ઔદિચ્ય બ્રાહ્મણ છાત્રાલયના સામયિકનુ સહતંત્રીપદ તેમ જ લીંબડી હાઈસ્કૂલના સામયિકનુ તંત્રીપદ સંભાળી સર્જનક્ષેત્રે પાપા પગલી પાડી. એમનો પહેલો લેખ પ્રગટ થયો ઈ સ. ૧૯૩૯ માં. એમના સાહિત્યસર્જનમાં વતનભૂમિ ચંદરવા, એના લોકભાઈઓ અને બહેનો તેમ જ ગામની નાનકડી નદીએ પ્રેરણાબંધી ભાગ ભજવ્યો છે.

એમની પ્રથમ નવલકથા 'રાંકનાં રતન' ઈ. સ. ૧૯૪૬ માં પ્રગટ થઈ ત્યારનો એમને થયેલ વિશિષ્ટ અનુભવ એમના જ શબ્દોમાં વાંચીએ : 'મારા મુ. સ્નેહી શ્રી ઉમાશંકર જોશીને ('રાંકના રતન'ની) હસ્તપ્રત વાંચવા આપી. તેમણે શ્રી ભૂખણવાળાને પદ્મ પબ્લિકેશન્સને છાપવા આપી અને બીજી નકલ નહીં હોવાથી શ્રી રાજેન્દ્ર શાહ અને શ્રી નિરંજન ભગતે નકલ કરીને બારોબાર શ્રી ભૂખણવાળાને સોંપી દીધી. આ ત્રણે સન્મિત્રોનો મીઠો અનુભવ યાદ કરું છું ત્યારે મારી આ નવલકથા માટે ધન્યતા અનુભવી તેની યાદ તાજી કરું છું કે કેવી જબરી આયાઓ નવનવી કૃતિને મળી!' એમને 'પિયરનો પડોશી' નામની એકાંકી નાટિકા માટે ઈ. સ. ૧૯૪૫ નો 'કુમાર ચન્દ્રક' મળ્યો હતો. એમનો સૌથી પ્રિય સાહિત્યપ્રકાર છે એકાંકી; પછી વાર્તા અને છેલ્લે નવલકથા. આ પક્ષપાતના કારણમાં તેઓ નિખાલસપણે જણાવે છે કે એ ત્રણે પ્રકારોએ એમને થોડીક આબરૂ અપાવી છે અને પૈસાની ભીડ પડે છે ત્યારે પૈસા લાવી આપે છે. મનની મોજ તો ખરી જ. એમને મન એકાંકી નાટકો કવિતાની સવિશેષ નજીક છે, અને છતાંય માનવને છતો કરાવે છે.

એમનાં આગામી પ્રકાશનોમાં નવલકથાઓ, વાર્તાસંગ્રહો, એકાંકી-સંગ્રહો, લોકગીતોના સંગ્રહો, 'બેલેડ'ના સંગ્રહો, લોકસાહિત્યની સમાલોચના અને વિવેચનના સંગ્રહો, એક સંગ્રહ થાય એટલા પ્રવાસલેખો, રેખાચિત્રોનો એક સંગ્રહ, બાળનાટકો અને બાળવાર્તાઓનો એક સંગ્રહ, ગુજરાતની લોકસંસ્કૃતિ અને જાતિઓનો એક સંગ્રહ, ઇતિહાસ, પુરાતત્ત્વ, સમાજવિજ્ઞાન, લોકબોલીઓ પરના લેખો, પરદેશી સાહિત્યકારોના પરિચયલેખો તેમ જ અન્ય લેખો મળીને બીજા બે એક સંગ્રહો; ઉપરાંત અંગ્રેજી તેમ જ હિંદી લેખોનો એક એક સંગ્રહ છે.

વચમાં ન્યૂયોર્કના 'હેરલ્ડ ટ્રિબ્યૂન' અખબારે હિંદમાં ટૂંકી વાર્તાની હરીફાઈઓ ચલાવેલી તેમાં શ્રી ચંદરવાકરને એકાદ ઇનામ મળેલ, પરંતુ ત્યારે એમને જે અનુભવ થયો એથી તેઓ એવા ઠંડા થઈ ગયા કે પછી એવી હરીફાઈમાં ન પડવું એવું ગુરુજ્ઞાન એમને લાધ્યું. તેથી એમની છપાયેલ ચોપડીને કે લેખ, વાર્તા કે નાટકને કોઈ 'કયૂ'માં ખડાં ન રાખવાં એવો નિર્ણય એમણે લીધો છે.

શ્રી ચંદરવાકરે એકાંકી, નવલકથા અને નવલિકાક્ષેત્રે નોંધપાત્ર સેવાઓ આપી છે અને આપી રહ્યા છે. ગામડાના લોકજીવન અને લોક-

બોલીનો પ્રત્યક્ષ પરિચય ધરાવતા આ લેખકે એમની કૃતિઓમાં એ વસ્તુ-સામગ્રીનો અચ્છો વિનિયોગ કર્યો છે. માનવહૈયામાંની કુટિલતા અને દંભને વ્યક્ત કરવાની એમની પાસે સારી ફાવટ છે. ગુજરાતની પછાત કોમોના જીવનનાં ચિત્રો આપતી એમની કૃતિઓએ સારું આકર્ષણ જમાવ્યું છે. ઉપરાંત, લોકસાહિત્યના સંશોધન અંગેની એમની કામગીરી પણ પ્રશસ્ય છે. અત્યંત શ્રમ લઈને ઉત્સાહ અને ધીરજપૂર્વક એમણે એકત્રિત કરેલું લોકસાહિત્ય એ ક્ષેત્રમાંની એમની ઊંડી સૂઝનું નિદર્શક છે. કલકત્તાની ફોકલોર સોસાયટી ઑફ ઇન્ડિયાના તેઓ પ્રમુખ છે અને અમદાવાદની અખિલ ભારતીય લોકસંસ્કૃતિના તેમ જ ગુજરાત રાજ્યની લોકસાહિત્ય સમિતિના તેઓ સભ્ય છે. કલકત્તાથી પ્રગટ થતા 'ફોકલોર'ના સહાયક તંત્રી તરીકે તેમ જ 'લોકયાન'ના પ્રાદેશિક તંત્રી તરીકે તેઓ સેવાઓ આપે છે; અખિલ ભારતીય લોકસંસ્કૃતિ, તૃતીય અધિવેશન, ઉજ્જૈન—ના લોક-સંસ્કૃતિ વિભાગના તેઓ પ્રમુખ હતા. ઉપરાંત લોકસાહિત્યની અભ્યાસક્રમ સમિતિ, અખિલ ભારતીય લોકસંસ્કૃતિ, એન્થ્રોપોલોજી સોસાયટી, ગુજરાત સાહિત્ય સભા, શ્રી મહીકાંઠા કેળવણી મંડળ (કડાણા) વગેરે અનેક સંસ્થાઓ સાથે તેઓ સક્રિય રીતે જોડાયેલા છે.

### કૃતિઓ

૧. રાંકના રતન : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૪૬.
 પ્રકાશક : પદ્મ પ્રકાશન, અમદાવાદ.

૨. પિયરનો પડોશી : મૌલિક, એકાંકી; પ્ર. સાલ ૧૯૪૭.
 પ્રકાશક : એન. આઈ. પી., મુંબઈ.

૩. યજ્ઞ : મૌલિક, એકાંકી; પ્ર. સાલ ૧૯૫૨.
 પ્રકાશક : એલીટ બુક સર્વિસ, અમદાવાદ.

૪. નંદવાયેલાં હૈયાં : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૨.
 પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ પ્રા. લિ., અમદાવાદ.

૫. પ્રાણીઘર : મૌલિક, બાળવાર્તાઓ; પ્ર. સાલ ૧૯૫૩.
 પ્રકાશક : એલીટ બુક સર્વિસ; અમદાવાદ.

૬. બાવડાના બળે : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૪.
 પ્રકાશક : રવાણી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૭. બાંધણી : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર સાલ ૧૯૫૪.
 પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૮. ભવની કમાણી : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૫.
 પ્રકાશક : લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ.

૯. લીલુડાં લેજો : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૫.
પ્રકાશક : પ્રકાશ સાહિત્ય ભંડાર, અમદાવાદ.

૧૦. નવા ચીલે : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૮.
પ્રકાશક : સ્વાતી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૧૧ માનવીનો માળો : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૫.
પ્રકાશક : નવચેતન સાહિત્યમંદિર, અમદાવાદ.

૧૨. શુકનવંતી : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૬.
પ્રકાશક : નવચેતન સાહિત્યમંદિર, અમદાવાદ.

૧૩. મહીના ઓવારે : મૌલિક, એકાંકી; પ્ર. સાલ ૧૯૫૬.
પ્રકાશક : સ્વાતી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૧૪. નવો હલકો : સંપાદન; પ્ર. સાલ ૧૯૫૬.
પ્રકાશક : પોપ્યુલર બુક સ્ટોર, સુરત.

૧૫. લોકધડતર માળાની બાર પુસ્તિકાઓ : સંપાદન; પ્ર. સાલ ૧૯૫૬.
પ્રકાશન : સ્વાતી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૧૬. ખેતરનો ખેડુ : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૮.
પ્રકાશક : નવચેતન સાહિત્યમંદિર, અમદાવાદ.

૧૭. અંતરદીપ : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૮.
પ્રકાશક : સ્વાતી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૧૮. રંગલીલા : મૌલિક, નદીશ્ચત્ય નાટકો; પ્ર સાલ ૧૯૫૮.
પ્રકાશક : સ્વાતી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૧૯. ધરતી ભાર શે' ઝીલશે [ ખંડ ૧–૨ ] : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : સ્વાતી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૨૦. ઝાંઝવાનાં નીર : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૬૪.
પ્રકાશક : સ્વાતી પ્રકાશનગૃહ, અમદાવાદ.

૨૧. ચંદર ઊગે ચાલવું : સંપાદન; પ્ર. સાલ ૧૯૬૪.
પ્રકાશક : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ.

અભ્યાસ સામગ્રી :

(૧) ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૪૬ ('રાંકનાં રતન'), ૧૯૪૯ ('પિયરનો પડોશી'), ૧૯૫૭ ('અંતરદીપ').

(૨) 'સંસ્કૃતિ' ફેબ્રુઆરી, ૧૯૫૫ ('બાવડાના બળે'). ઉપરાંત, જયહિંદ, નવચેતન વગેરેમાંનાં અવલોકનો.

સરનામું : આર્ટ્સ–કૉમર્સ કૉલેજ, ધ્રાંગધ્રા.

## પ્રજારામ નરોત્તમ રાવળ

### [ ૩-૫-૧૯૧૭ ]

કવિશ્રી પ્રજારામ વઢવાણ શહેરના વતની છે, અને એમનો જન્મ પણ એ જ ગામમાં ઈ. ૧૯૧૭ના મે ની ત્રીજી તારીખે થયો હતો. પિતાનું નામ શ્રી નરોત્તમ કાલિદાસ રાવળ અને માતાનું શ્રી બાલુબહેન. ઈ. ૧૯૩૯-માં શ્રી પ્રમીલાબહેન સાથે એમનાં લગ્ન થયાં હતાં. જ્ઞાતિએ તેઓ બ્રાહ્મણ છે.

પ્રાથમિક શિક્ષણ વઢવાણ શહેરની રાષ્ટ્રીય શાળામાં લીધું, અને માધ્યમિક એ જ ગામની દાજીરાજ હાઈસ્કૂલમાં. એ પછી પાટણની આયુર્વેદ કૉલેજમાં દાખલ થઈ એની છેલ્લી પરીક્ષામાં ઈ. ૧૯૪૨માં પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયા. વ્યવસાયે તેઓ વૈદ્ય છે અને ૧૯૫૪થી અધ્યાપનના ક્ષેત્રે ભાવનગરની આયુર્વેદ કૉલેજમાં ઉપાચાર્ય તરીકે કાર્ય કરી રહ્યા છે.

ઈ. ૧૯૩૧માં એમણે લેખનપ્રવૃત્તિનો આરંભ કર્યો. કેવળ આનન્દ એ જ એમની લેખનપ્રવૃત્તિનો ઉદ્દેશ છે. વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ, ટાગોર, સુન્દરમ્, શ્રી અરવિંદ વગેરે એમના પ્રિય લેખકો છે. પોતાના વિકાસમાં વધુમાં વધુ મદદ કરનાર શ્રી અરવિંદનું 'સિન્થેસિસ ઑફ યોગ' એ એમનું પ્રિય પુસ્તક છે. કાવ્યનો સાહિત્યપ્રકાર પોતાને ગમતો હોવાથી એના તરફ એમને પક્ષપાત છે. શ્રી અરવિંદનું એમણે ૧૯૪૭માં દર્શન કર્યું—એ એમના જીવનનો વિકાસદર્શક પ્રસંગ તેઓ માને છે. શ્રી 'સુન્દરમ્' દ્વારા, જીવનની સ્વાભાવિક ગતિમાં, શ્રી અરવિંદે એમના જીવન પર પ્રબળ અસર પાડી છે. એમના સાહિત્યસર્જનમાં યોગ એ એક મોટું પ્રેરક બળ છે. તેઓ યોગ અને કાવ્યનાં પુસ્તકો પણ વિશેષ વાંચે છે.

એમનાં કાવ્યો 'કુમાર', 'સંસ્કૃતિ', 'દક્ષિણા' આદિ અનેક સામયિકોમાં પ્રગટ થતાં રહ્યાં છે. ૧૯૩૯માં શ્રી ગોવિન્દ સ્વામીના સહકારથી 'મહાયુદ્ધ' નામની કાવ્યપુસ્તિકા એમણે પ્રગટ કરેલી. ઈ. ૧૯૫૬માં એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'પદ્મા' પ્રગટ થયો અને શ્રી સુન્દરમે 'નોળવેલનો કવિ'-થી એમનો પરિચય આપ્યો. શ્રી પ્રજારામમાં છંદો પરનું પ્રભુત્વ ખાસ ધ્યાન ખેંચી રહે છે. શબ્દના સૌન્દર્યની એમની ઉપાસના આહ્લાદપ્રેરક છે. નાનકડાં નખચિત્રો જેવી એમની નમણી કાવ્યરચનાઓ કંડારાયેલી મધુર શિલ્પકૃતિઓની જેમ મનમાં વસી રહે છે, અને અત્યંત સહજતાથી એમના

મનઃપ્રદેશનાં દર્શન કરાવી જાય છે. શ્રી સુન્દરમે, પ્રજારામને 'પૂર્ણ સભાન રીતે યોગાભિમુખ બનેલા કવિ' કહ્યા છે. યોગના અનુભવને એમણે સરસ કંઠે ગાયો પણ છે. અધ્યાત્મભાવ એમનાં કાવ્યોનું ઊડીને આંખ વળગે એવું મહત્ત્વનું લક્ષણ છે. એમની પ્રકૃતિપ્રીતિ એમનાં પ્રકૃતિવિષયક કાવ્યોમાં સુરેખ રીતે વ્યક્ત થઈ છે. એમનાં ઋતુકાવ્યો એમના સંગ્રહનું મોટું આકર્ષણ બની રહે છે. 'ઝાલાવાડી ધરતી'માં એમણે વતનપ્રેમની કેવી ચોટદાર લાગણી વ્યક્ત કરી છે! લાંબી કાવ્યરચનાઓ ('ચંદ્રોદય' જેવી) એમનામાં ઓછી જ મળે છે, પણ એમનાં તેજસ્વી પાણીદાર મુક્તકો વારેવારે માણવાનું મન થાય એવાં છે. શ્રી પ્રજારામે મોટેભાગે નાનકડાં ઊર્મિકાવ્યો જ આપ્યાં છે, અને સોનેટનું સ્વરૂપ એમને વિશેષ ફાવ્યું લાગે છે. ગીતોમાં સફળ થયા દેખાતા નથી. એમનો બીજો કાવ્યસંગ્રહ 'નાન્દી' પણ પ્રગટ થઈ ચૂક્યો છે. એમાં સ્વામી વિવેકાનંદ અને શ્રી અરવિંદની કૃતિઓના અનુવાદો, મુક્તકો અને બીજી ૬૫ જેટલી કૃતિઓ સંગ્રહાઈ છે. શ્રી અરવિંદની સ્પષ્ટ અસર શ્રી પ્રજારામની કૃતિઓ પર દેખાય છે.

શ્રી પ્રજારામ ભાવનગરની સાહિત્યસભાના મંત્રી છે, અને કેળવણીમાં એમને રસ છે.

## કૃતિઓ

૧. પદ્મા : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૫૬.
   પ્રકાશક : વોરા એન્ડ કું., મુંબઈ.
૨. નાન્દી : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૬૩.
   પ્રકાશક : હરિહર પુસ્તકાલય, સૂરત.

**અભ્યાસ-સામગ્રી :**

૧. 'પદ્મા'નો પ્રવેશક (સુન્દરમ્); ગુ. સા. સભાની કાર્યવહી, ૧૯૫૬.

સરનામું : આયુર્વેદ વિદ્યાલય, ભાવનગર.

# પ્રભુલાલ દયારામ દ્વિવેદી

## [ ૧૫-૧૧-૧૮૯૨ થી ૩૧-૧-૧૯૬૨ ]

પ્રસિદ્ધ નાટ્યકાર પ્રભુલાલ દયારામ દ્વિવેદીનો જન્મ સૌરાષ્ટ્રમાં ગોંડલ પાસે વીરપુર ગામે ૧૮૯૨ ની સાલમાં ૧૫ મી નવેંબરે થયો હતો. એમની માતાનું નામ ફૂલબાઈ અને પિતાનું નામ દયારામ પ્રેમજી દ્વિવેદી. જ્ઞાતિએ તેઓ ઔદિચ્ય બ્રાહ્મણ હતા. એમનાં લગ્ન ૧૯૨૭માં શ્રી દમયંતીબહેન સાથે થયેલ. શ્રી પ્રભુલાલે જેતપુરની શાળામાં માત્ર અંગ્રેજી ચોથા ધોરણ સુધી જ અભ્યાસ કર્યો હતો.

પ્રભુલાલને બચપણથી જ નાટ્યસૃષ્ટિ તરફ રુચિ હતી. શાળા છોડયા પછી શરૂઆતમાં ૧૯૦૯ થી ૧૯૧૫ સુધી કરાંચી ડૉક વર્કશોપમાં કામ કર્યું. ૧૯૧૬ માં કરાંચીમાં જ શ્રી આર્ય નાટક સમાજે 'વત્સલા' નાટક ભજવ્યું તે એમનું પ્રથમ નાટક. છેક ૧૯૧૬ થી માંડી ૧૯૬૨ સુધી એમનાં નાટકો લગભગ સતત રજૂ થયાં કર્યાં છે. 'વત્સલા' થી 'વિદ્યાવારસ' સુધીનાં એમનાં નાટકોની કુલ સંખ્યા થાય છે ૬૦. એમાંથી મુખ્ય તેમ જ પ્રસિદ્ધ નાટકોનાં નામ આ પ્રમાણે છે:

| | | | | | |
|---|---|---|---|---|---|
| શંકરાચાર્ય | ૧૯૧૮ | શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ | વડીલોના વાંકે | ૧૯૩૮ | શ્રી દેશી નાટક સમાજ |
| | | | સંપત્તિ માટે | ૧૯૪૧ | ,, |
| અરુણોદય | ૧૯૨૦ | ,, | સંતાનોના વાંકે | ૧૯૩૮ | ,, |
| માલવપતિ | ૧૯૨૪ | ,, | સમય સાથે | ૧૯૪૫ | ,, |
| પૃથ્વીરાજ | ૧૯૨૫ | ,, | ગાડાનો બેલ | ૧૯૪૬ | ,, |
| સિરાજુદ્દૌલા | ૧૯૨૫ | ,, | શંભુમેળો | ૧૯૪૭ | ,, |
| શાલિવાહન | ૧૯૨૭ | ,, | સામે પાર | ૧૯૪૭ | ,, |
| એક અબળા | ૧૯૨૭ | ,, | સોનાનો સૂરજ | ૧૯૫૦ | ,, |
| સમરકેસરી | ૧૯૩૩ | ,, | વૈભવના મોહ | ૧૯૫૧ | ,, |
| સજ્જન કોણ | ૧૯૩૬ | ,, | શ્રવણકુમાર | ૧૯૫૮ | ,, |
| | | | સુખના સાથી | ૧૯૬૦ | ,, |
| | | | વિદ્યાવારસ | ૧૯૬૨ | ,, |

આ ઉપરાંત પ્રભુલાલભાઈએ ૨૧ જેટલી 'ફિલ્મ સ્ટોરી' આપી છે. એમાંની કેટલીકનાં નામ છે: વિક્રમાદિત્ય, બિંદિયા, ગૃહસ્થી, ગુમાસ્તા, તુલસીદાસ, ગરીબી, બહુરાની.

શ્રી પ્રભુલાલભાઈને ગુજરાતી, હિન્દી, અંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓ આવડતી હતી, જોકે એમણે નાટકો માત્ર ગુજરાતીમાં લખ્યાં છે. એમનાં નાટકોના અનુવાદ અન્ય ભાષાઓમાં પણ બીજા લેખકોને હાથે થયા છે. એમણે પૌરાણિક, ઐતિહાસિક અને સામાજિક નાટકો લખ્યાં છે. બાળક પ્રભુદાસને પિતાએ અઢળક વાર્તાઓ સંભળાવેલી. એમાંથી પ્રેરણા મેળવીને એમણે અનેક નાટકોનાં વસ્તુવિધાન યોજ્યાં. જીવનના છેલ્લા બે દાયકા એમની આંખો સાવ જતી રહી એટલે વર્તમાન સાહિત્યના સંપર્કથી થોડા દૂર રહેવું પડેલું. ૨૮ મી ફેબ્રુઆરી, ૧૯૬૧ ને દિવસે રાષ્ટ્રપતિને વરદ હસ્તે પ્રભુલાલભાઈને સંગીતનાટ્ય અકાદમી તરફથી શ્રેષ્ઠ નાટ્યકાર તરીકેનો એવોર્ડ અને સનદ પ્રાપ્ત થયાં ત્યારે એ પ્રજ્ઞાચક્ષુ નાટ્યકારને કેટલો બધો આનંદ થયો હશે! ત્યાર પછી ૧૧ મહિને, ૩૧ મી જાન્યુઆરી, ૧૯૬૨ ના રોજ, તેમણે સ્વર્ગવાસ કર્યો

ગરવી ગુજરાતની ધંધાદારી રંગભૂમિના નાટ્યસમ્રાટ પ્રભુદાસભાઈના નાટક 'વડીલોના વાંકે'એ અનેક વિક્રમો સ્થાપ્યા છે. 'વડીલોના વાંકે' રેડિયો પરથી નેશનલ પ્રોગ્રામમાં એક સાથે ૧૩ ભાષાઓમાં રજૂ થયું હતું અને એનું ચલચિત્ર પણ બન્યું હતું.

એમની છપાયેલી કૃતિઓમાં નાટકો 'વિદ્યાવારિધિ' અને 'સામે પાર' નોંધપાત્ર છે. 'વિદ્યાવારિધિ' મહાકવિ ભારવિના જીવન પર લખાયેલ નાટક છે, જ્યારે 'સામે પાર' ભાગવતમાં આવતી જડભરતની કથા ઉપરથી લખાયેલ નાટક છે. 'રંગદેવતાને ચરણે' નામક પુસ્તકમાં સ્વ. રતિલાલ ત્રિવેદીએ પ્રભુદાસભાઈના જીવનનાં રસમય સંસ્મરણો આલેખ્યાં છે. પ્રભુદાસભાઈ માનતા કે પોતાનું 'નાટક' જોઈને જનાર થોડાક સારા આદર્શોની સુંદર છાપ મન પર લઈને પ્રેક્ષકગૃહ છોડે તો બસ. રંગભૂમિના ઇતિહાસમાં પ્રભુદાસ દ્વિવેદીનું નામ અમર રહેશે.

## કૃતિઓ

૧. વિદ્યાવારિધિ : મૌલિક, દ્વિઅંકી નાટક; પ્ર. સાલ ૧૯૫૧.
   પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ.
૨. સામે પાર : મૌલિક, દ્વિઅંકી નાટક; પ્ર. સાલ ૧૯૫૬.
   પ્રકાશક : ગુજરાતી નાટ્યમંડળ,
   સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ.

સરનામું : ભાગવાડી, ૨૭ એ બ્લૉક, કાલબાદેવી રોડ, મુંબઈ–૨.

# પ્રાગજી જમનાદાસ ડોસા

**[ ૨૫-૯-૧૯૦૮ ]**

એમનો જન્મ ઈ. સ. ૧૯૦૮ ના સપ્ટેમ્બરની ૨૫ મી તારીખે મુંબઈમાં થયો હતો. તેમનું મૂળ વતન કચ્છમાં આવેલું નલિયા ગામ. તેમના પિતાનું નામ જમનાદાસ ગોકુલદાસ ડોસા અને માતાનું નામ મોંઘીબાઈ. જ્ઞાતિએ તેઓ ભાટિયા છે. શ્રી પ્રાગજીભાઈએ ૧૯૨૭ માં શ્રી પ્રેમકુંવર સાથે લગ્ન કર્યું હતું. તેમણે મેટ્રિક સુધીનો અભ્યાસ મુંબઈમાં અને પંચગનીમાં કર્યો હતો. ઉચ્ચ શિક્ષણના પ્રથમ વર્ષનું શિક્ષણ વિલ્સન કૉલેજમાં અને ઇન્ટર આર્ટ્સનું સેંટ ઝેવિયર્સમાં, ૧૯૨૮ માં, લીધેલું. ત્યાર પછી તેઓ રૂના ધંધામાં પડયા.

શ્રી પ્રાગજીભાઈના જીવન ઉપર બંગાળના સંત 'હરનાથ પાગલ'ની પ્રેમલક્ષણા ભક્તિની અસર છે. વળી સંગીતમાર્તંડ પંડિત ઓમકારનાથ ઠાકુર પાસે ત્રણ વર્ષ સુધી શાસ્ત્રીય સંગીતનું અધ્યયન કરીને સંગીતનો રસાસ્વાદ કરવાની શક્તિ મેળવી. પુસ્તકોમાં સરસ્વતીચંદ્ર, મુનશી–મેઘાણીની નવલકથાઓની અને અંગ્રેજીમાં હૉલ કેન, ડુમા, મેરી કૉરેલી અને ચાર્લ્સ ડિકન્સની એમના પર પ્રબળ અસર પડી છે.

શ્રી પ્રાગજીભાઈની પ્રથમ નાટિકા 'સંસારપંથ' ૧૯૨૯ માં લખાઈ અને સફળતાથી ભજવાઈ એટલે નાટયલેખન તરફ તેઓ વળ્યા. તેમને મન નાટક એટલે સંસારનું દર્શન. નાટક એ એવું માધ્યમ છે કે જેની સચોટ અસર પ્રેક્ષકો ઉપર પડે છે. ધ્યેયલક્ષી નાટકો દ્વારા સુસંસ્કારનું સિંચન કરવાના ઉદ્દેશથી જ તેઓ નાટકો લખે છે. વિદ્યાલયમાં અભ્યાસ કરતા ત્યારે કવિશ્રી જામને એમને નાટકો લખવા પ્રેરેલા, અને ઈ. ૧૯૨૯ માં એમની પ્રથમ નાટયકૃતિ ' સંસારપંથ ' સફળતાથી ભજવાઈ. તેમને સાહિત્યસર્જનમા પ્રેરણા આપી રંગભૂમિનાં નાટકોએ, શ્રી યુવક સંમેલને—જેણે એમની ઘણી નાટિકાઓ ભજવી અને શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી શેઠે તરફથી સતત મળતા ઉત્સાહે.

એમનો પ્રથમ નવલિકાસંગ્રહ 'પુષ્પકુંજ' એમણે જાતે ૧૯૩૪માં પ્રગટ કર્યો. ત્યારે 'એક ભાઈ એમના માસિકના વાર્ષિક ભેટપુસ્તક તરીકે એ સંગ્રહ લઈ ગયા ને બદલામા કોરો ચેક આપી ગયા એ પ્રથમ અનુભવ' એમને થયો. એમનાં નાટકોને તખતા ઉપર અનેરી સફળતા મળી છે. એમની નાટયકૃતિઓને ('છોરુકછોરુ', 'મંગલમંદિર', 'ઘરનો દીવો', 'મનની

બાબા' વગેરેને) સરકારી ઇનામો પણ મળ્યાં છે. હમણાં જ એમણે શરદ્‌બાબુની નવલકથા 'પરિણીતા'નું નાટ્યરૂપાંતર પૂરું કર્યું છે અને ટાગોરની નવલ 'નૌકા ડૂબી'નું નાટ્યરૂપાંતર કરી રહ્યા છે.'

શ્રી પ્રાગજીભાઈએ ત્રણ વર્ષ સુધી 'ગુજરાતી નાટ્ય' માસિકનું તંત્રીપદ સંભાળેલું. તેઓ મુંબઈમાં સ્થપાયેલા 'ગુજરાતી નાટ્ય મંડળના' મંત્રી પણ હતા. તેમણે સિલોન, પિનાગ સિંગાપોર, હોંગકોંગ, ચીન, જાપાન, રશિયા અને ઇજિપ્તનો પ્રવાસ કરીને ત્યાંની રંગભૂમિનો અભ્યાસ કર્યો છે. રશિયાના પ્રસિદ્ધ નગર તાશ્કંદમા ગોર્કી થિયેટરે તેમનું નાટક 'છોરુ કછોરુ' રજૂ કર્યું તેને અપૂર્વ સફળતા મળી પ્રાગજીભાઈએ એ નાટકનો ૫૫ મો નાટ્યપ્રયોગ તાશ્કંદમાં નિહાળ્યો. તેઓ ૧૯૫૦થી રમતગમતનું અવલોકન મુંબઈ રેડિયો પરથી કરે છે. રેડિયો ઉપર તેમના સંગીતના પ્રોગ્રામો અને નાટિકાઓ, રૂપકો મળી કુલ ૩૨ કૃતિઓ રજૂ થઈ છે. તેઓ મુબઈની અનેક નાટ્યસંસ્થાઓ સાથે સંકળાયેલા છે. ઇન્ડિયન ફિલ્મ રાઈટર્સ એસોસિયેશન અને 'ઇન્ડો–સોવિયેટ કલ્ચરલ સોસાયટી'ના તેઓ સભ્ય છે. 'ઇન્ડો–અમેરિકન' સોસાયટી તેમ જ બીજી ઘણી સંસ્થાઓના તેઓ સભ્ય છે. શ્રી પ્રાગજીભાઈનો પ્રિય ગ્રંથ છે રામાયણ. એમનો પ્રિય લેખક છે મેરી કોરેલી. કોરેલીની સુરેખ અને સાહિત્યિક ભાષાની એમને જબરી મોહિની છે.

એમની 'મંગલમંદિર', 'છોરુ કછોરુ' જેવી કેટલીક નાટ્યકૃતિઓ આપણે ત્યાં સારી પ્રશંસા પામી છે. નાટ્યસ્પર્ધાઓમાં તખતા પર રજૂ થયેલાં એમનાં નાટકોને પહેલું કે છેવટે બીજું પારિતોષિક તો ભાગ્યે જ મળ્યા વિના રહ્યું હશે. એમનાં નાટકો રંગભૂમિની દૃષ્ટિએ શિષ્ટ હોય છે અને સંવાદની ચપળતા તેમ જ કૌતુકરસની જમાવટમાં લેખકને સારી ફાવટ હોવાથી સારું આકર્ષણ ઊભું કરે છે. એમની કેટલીક નાટ્યકૃતિઓ મરાઠી તેમ જ હિન્દીમાં પણ ભજવાઈ છે એ નોંધપાત્ર છે.

## કૃતિઓ

૧. પુષ્પકુંજ : મૌલિક, નવલિકાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૩૪.

૨. સમયનાં વહેણ : મૌલિક, નાટક; પ્ર. સાલ ૧૯૫૦.
   પ્રકાશક : (બન્નેના) પોતે

૩. ઘરનો દીવો : મૌલિક, નાટક; પ્ર. સાલ ૧૯૫૨.
   પ્રકાશક : પહેલી આવૃત્તિ પોતે.
   બીજી આવૃત્તિ : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ.

૪. મંગલમંદિર : મૌલિક, નાટક; પ્ર. સાલ ૧૯૫૫, બીજી આવૃત્તિ ૧૯૫૬, ત્રીજી આવૃત્તિ ૧૯૬૦.
 પ્રકાશક : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ.
૫. છોરુ કછોરુ : મૌલિક, નાટક; પ્ર. ૧૯૫૬, બીજી આવૃત્તિ ૧૯૫૯.
 પ્રકાશક : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ.
૬. સહકારના દીવા : મૌલિક, નાટક; પ્ર. સાલ ૧૯૫૮.
 પ્રકાશક : મુંબઈ રાજ્ય સરકાર, મુંબઈ.
૭. ચરણરજ : મૌલિક, એકાંકીસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૫.
૮. એકલવ્ય અને બીજી બાલ-નાટિકાઓ : મૌલિક, બાલનાટિકાઓ; પ્ર. સાલ ૧૯૫૫, બીજી આવૃત્તિ ૧૯૫૮.
 પ્રકાશક : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ.
૯. મનની માયા અને જેવી છું તેવી : મૌલિક, નાટકો; પ્ર. સાલ ૧૯૬૦.
 પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૫૫ ('મંગલમંદિર', 'બાલ નાટિકાઓ' માટે), ૧૯૫૬ ('છોરુકછોરુ' માટે) ગુજરાતી નાટ્યમંડળે યોજેલા નાટ્યમહોત્સવમાં 'ઘરનો દીવો' નાટકની ચર્ચામાં 'વિભાવન મઝાનું પણ ભજવણીનું મૂર્તસ્વરૂપ કંગાળ' એ ચર્ચા; 'છોરુકછોરુ'નું ગુજરાત વિદ્યાસભાનું અવલોકન.

સરનામું : પુષ્પકુંજ, ૨૪, કાર્માઇકલ રોડ, મુંબઈ-૨૬.

---

## પ્રિયકાન્ત પ્રેમચંદભાઈ મણિયાર

**[૯-૧-૧૯૨૭]**

કવિ શ્રી પ્રિયકાન્ત મણિયાર મૂળ અમરેલીના વતની છે, પણ હવે તો અમદાવાદ જ એમનું વતન બની ચૂક્યું છે. એમનો જન્મ તા. ૯-૧-૧૯૨૭ના રોજ વિરમગામમાં થયેલો. જ્ઞાતિએ તેઓ બ્રહ્મક્ષત્રિય છે. પિતાનું નામ શ્રી પ્રેમચંદભાઈ હરજીવનભાઈ મણિયાર, અને માતાનું નામ પ્રેમકુંવરબહેન. એમનાં લગ્ન શ્રી રંજનબહેન સાથે થયાં છે.

માંડલની પ્રાથમિક શાળામાં ચાર ધોરણ સુધીનું શિક્ષણ લઈને પછીથી એ જ ગામના મોહન વિનય મંદિરમાં આગળ અભ્યાસ માટે જોડાયેલા અને ત્યાં બે વર્ષ અભ્યાસ કરી વઢવાણની હાઈસ્કૂલમાં પણ એકાદ વર્ષ ભણી આવેલા. પછીથી તો અમદાવાદની ન્યૂ હાઈસ્કૂલમાં અંગ્રેજી ચોથા અને પાંચમા (અત્યારનાં ૮–૯ ધોરણ) ધોરણનો અભ્યાસ કર્યો, પરંતુ ૧૯૪૨ની લડત દરમ્યાન નિશાળો બંધ થતાં નિશાળનો અભ્યાસ છોડ્યો તે છોડ્યો. આમ, શિક્ષણ–શાળાનો પૂરો અભ્યાસ પામ્યા વિના તેઓ જીવન–શાળામાં જોડાયા અને હાથીદાંતના ચૂડા–ચૂડી બનાવવાના વ્યવસાયમા ગૂથાયા. લેખનપ્રવૃત્તિને તો આ વ્યવસાય અનુકૂળ નથી, પરંતુ દુકાનમાં બેઠાં બેઠા માનવસ્વભાવના અવલોકનની રોજેરોજ મળતી વિશિષ્ટ તક એમની સર્જન-પ્રવૃત્તિને તો અવશ્ય ઉપયોગી થઈ પડી છે.

એમના જીવન પર ગાંધીજી, સ્વામી રામતીર્થ, શ્રીમદ્ રાજચંદ્ર અને નહેરુની પ્રબળ અસર પડી છે; તો કવિ શ્રી સુન્દરમ્, રાજેન્દ્ર શાહ અને નિરંજન ભગતનાં કાવ્યોએ પણ, એક યા બીજી રીતે, એમના પર કામણ કર્યું છે. લેખનપ્રવૃત્તિનો એમનો ઉદ્દેશ છે તત્ત્વપ્રાપ્તિનો. તેઓ માને છે કે સત્યનો વાસો શબ્દ છે, અને શબ્દ દ્વારા સત્યની પ્રાપ્તિ એ જ એમનો સર્જનહેતુ છે. વ્યાસ–વાલ્મીકિ તો એમના પ્રિય કવિઓ છે જ, પણ શૂદ્રક અને કાલિદાસ એમને વિશેષ ગમે છે. એમાયે કાલિદાસ પોતાની કાવ્ય-કૃતિઓના સૌન્દર્યને કારણે એમને વિશેષ આકર્ષે છે. જીવનનું સર્વાંગી દર્શન કરાવનાર મહાભારત એમનો પ્રિય ગ્રંથ છે. સહજ સ્ફુરણામાંથી નીપજતું કાવ્ય, એના લાઘવ ગુણને કારણે, એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે. વનિતા અને વિશ્વ—એ બે એમના મનગમતા લેખનવિષયો છે. પોતાની સાહિત્ય-સાધનામાં ઉપકારક થાય એ માટે તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો તેઓ વિશેષ વાંચે છે

એમની લેખનપ્રવૃત્તિનો આરંભ ઈ ૧૯૪૦ થી થયો. સર્વશ્રી બચુ-ભાઈ રાવત, શ્રી ઉમાશંકર જોશી અને નિરંજન ભગતની હૂંફે એમને પ્રેરણા આપી છે. એમની પ્રથમ કાવ્યકૃતિ 'એકરાર' સૌ પ્રથમ 'કુમાર'માં પ્રગટ થયેલી. નાનકડા નિમિત્ત દ્વારા પણ તીવ્ર સંવેદનશીલતા જ સર્જનમાં પ્રેરક બળ તરીકે ભાગ ભજવે છે એ એમનુ સ્પષ્ટ મંતવ્ય છે. અત્યાર સુધીમાં એમના 'પ્રતીક' અને 'અશબ્દ રાત્રિ'એ બે કાવ્યસંગ્રહો પ્રગટ થઈ ચૂક્યા છે, અને 'સ્પર્શ' નામનો કાવ્યસંગ્રહ પ્રગટ થવામાં છે. એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'પ્રતીક'ના પ્રકાશનસમયે, કવિ અને કવિતા

પરત્વેની ભાવકોની આત્યંતિક પ્રીતિનો આ કવિને સુખદ–મધુર અનુભવ થયો છે. એમની કવિતાસિદ્ધિ માટે ઈ. ૧૯૬૨ નો 'કુમાર સુવર્ણચંદ્રક' એમને એનાયત થયેલો. 'પ્રતીક'ને મુંબઈ રાજ્યનું પારિતોષિક પણ પ્રાપ્ત થયેલું.

શ્રી પ્રિયકાન્ત નવતર કવિતાના એક અગ્રણી કવિ છે. પ્રવાહી પરંપરિત તેમ તાજગીપૂર્ણ સુઘડ છંદો, અર્થસમૃદ્ધિને પરિપોષક બનતા અલંકારો, સજીવ સૌંદર્યચિત્રો, ચોટદાર નવીન ભાવપ્રતીકો, સુરેખ કંડારેલી બાની, લાલિત્યભરી પદલીલા, ઉત્કટ સંવેદનશીલતા અને સ્પર્શગોચરતા જેવા અનેક ગુણે સોહતી એમની કાવ્યસૃષ્ટિ મનોહર અને મનોરમ છે. એમણે, શ્રી ઉમાશંકરે કહ્યું છે તેમ, પ્રેમ અને કાલવિષયક મધુર કૃતિઓ આપી છે અને ગુજરાતી કવિતામાં સામાજિક અભિનિવેશનું દર્શન કરાવ્યું છે. આમ તો, પ્રણય અને પ્રકૃતિનાં, રાધા–કૃષ્ણને પ્રતીકરૂપે નિરૂપી સ્ત્રી–પુરુષની રતિનાં અને વિશિષ્ટ દૃષ્ટિથી નીરખેલા માનવજીવનને વ્યક્ત કરતાં એમણે અનેક કાવ્યો આપ્યાં છે. પ્રણયમાં કામલીલાના અણસારા આસ્વાદ્ય બન્યા છે તો નગરસંસ્કૃતિની વિચ્છિન્નતા, વાસ્તવજીવનની અવદશા નિરૂપતાં એમનાં કાવ્યો એમાંની સબળ અભિવ્યક્તિથી ચોટ સાધી શક્યાં છે. '(કાણાવાળો) પૈસો,' 'એક ગાય', 'કબૂતરો,' 'ફોકલૅન્ડ રોડ,' 'હેમંતની મધરાત' જેવી અનેક કૃતિઓમાંનાં પ્રતીકો, 'નકી અહીંઆં હું રહું છું?' 'ગાય,' 'આપણે', 'તમે ગાંધીજીને જોયા હતા?' જેવી અનેક કૃતિઓમાં જોવા મળતું કલાત્મક વાસ્તવદર્શી વલણ, છંદોબદ્ધ કાવ્યો જેવી જ સિદ્ધિ દર્શાવતાં એમનાં ગીત-કાવ્યો વગેરે દ્વારા ગુજરાતી કવિતાને આ સહૃદયી કસબી કવિએ, વ્યવસાયે જેમ ગૃહિણીઓને તેમ કવિધર્મે ગુર્જરગિરાને 'સંઘેડાઉતાર કલાની નજાકત ભરેલી' કાવ્ય–ચૂડીઓની ભેટ ધરી છે.

વર્તમાનપત્રોમાં આ કવિ કેટલાંક કાવ્યોનો સરસ આસ્વાદ પણ કરાવે છે અને 'આસપાસ ચોપાસ'માં શીર્ષક નીચે વિવિધ વિષયો પર રસપૂર્ણ લેખો પણ લખ્યા છે. 'કવિલોક'ના સહસંપાદક તરીકે પણ કેટલાંક વર્ષોથી તેઓ કાર્ય કરે છે.

## કૃતિઓ

૧. પ્રતીક : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૩.
પ્રકાશક : પહેલી આવૃત્તિ : કવિલોક, મુંબઈ.
બીજી આવૃત્તિ : ૧૯૬૪, સ્વાતિ પ્રકાશન, મુંબઈ.

૨. અશબ્દ રાત્રિ : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૦.
પ્રકાશક : રવાણી પ્રકાશનગૃહ, અમદાવાદ.

અભ્યાસ-સામગ્રી :

'અભિરુચિ' (ઉમાશંકર); 'સંસ્કૃતિ' એપ્રિલ, ૧૯૬૧.
'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી' ૧૯૫૩–૫૪.
'રૂપ અને રસ' (ઉશનસ્), 'ગુ. કવિતાનો આસ્વાદ (સુરેશ જોશી).

સરનામું : ૮ અ, ચંદ્ર કૉલોની, એલિસ બ્રિજ, અમદાવાદ-૬.

---

## બબલભાઈ પ્રાણજીવનદાસ મહેતા

### [ ૧૦-૧૦-૧૯૧૦ ]

એમનો જન્મ સૌરાષ્ટ્રના સામલા ગામે ઈ. સ. ૧૯૧૦ ના ઑક્ટોબરની દશમી તારીખે થયો હતો. એમનું મૂળ વતન હળવદ. જ્ઞાતિએ બ્રાહ્મણ. એમના પિતાનું નામ પ્રાણજીવનદાસ પીતાંબર મહેતા અને માતાનું નામ દિવાળીબા. શ્રી બબલભાઈએ પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળા-શિક્ષણ હળવદ, કરાંચી, મુંબઈ અને વઢવાણ કૅમ્પની શાળાઓમાં લીધેલું. ૧૯૨૭–૨૮ ના વર્ષ દરમ્યાન બબલભાઈએ કરાંચીની ડી. જે. સિંધ કૉલેજમાં પ્રીવિયસનો અભ્યાસ કરેલ. તે દરમ્યાન ટ્યુશન કરીને અભ્યાસનું ખર્ચ મેળવી લેતા. ત્યારપછી ગુજરાત વિદ્યાપીઠમાં બે વર્ષ ગ્રામસેવાની તાલીમ લઈને લોકશિક્ષણ અને લોકસેવાની એમની પ્રિય પ્રવૃત્તિઓમાં ઝંપલાવ્યું. ગામડું આજસુધી એમનું પ્રિય કેન્દ્ર રહ્યું છે. તેઓ અવારનવાર વિદ્યાર્થી, શિક્ષક, કાર્યકર કે ખેડૂત શિબિરોનું કુશળતાપૂર્વક સંચાલન કરે છે.

મહાત્મા ગાંધીજી અને કાકા કાલેલકરે એમના જીવન ઉપર પ્રબળ અસર કરી છે. 'કાલેલકરના લેખો' એ પુસ્તક તેમ જ સ્વામી વિવેકાનંદનાં લખાણોએ, રાજા રામમોહનરાયના જીવનચરિત્રે અને મહાત્મા ટૉલ્સ્ટૉયનાં લખાણોએ એમના ઘડતરમાં ખૂબ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. ગુજરાતી, અંગ્રેજી અને હિંદીનું સારું એવું તેમ જ બંગાળી, મરાઠી, સંસ્કૃત અને ઉર્દૂનું સામાન્ય ભાષાજ્ઞાન તેઓ ધરાવે છે.

શ્રી બબલભાઈના જીવનના મુખ્ય વિકાસદર્શક અને લેખકજીવનને પોષક એવા પાચ પ્રસંગો છે. સૌ પ્રથમ તો ૧૯૨૮ માં કાકાસાહેબની પ્રેરણાથી ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા તે. ત્યારપછી ૧૯૩૦ થી ૧૯૪૨ સુધીની રાષ્ટ્રીય લડતોમાં દરેક વેળા આગળ પડતો ભાગ લઈને જેલગમન. ૧૯૩૪ થી ૧૯૩૭ નાં વર્ષોમાં ત્રાસરા ગામમાં બેસીને ગ્રામસેવાનો પ્રત્યક્ષ લ્હાવો લીધો. ૧૯૩૭ થી ૧૯૪૨ સુધી બુનિયાદી તાલીમનો થામણા ગામે સફળ પ્રયોગ કર્યો ૧૯૪૨ થી નયી તાલીમ, લોકશિક્ષણ, ભૂદાનપ્રવૃત્તિ વગેરે દ્વારા લોકશિક્ષણ અને લોકસેવાનું અથાગ કાર્ય કરવું એ બબલભાઈ જેવા કસાયેલા કાર્યકર માટે નાનીસૂની સિદ્ધિ નથી. સદાય કાર્મરત બબલભાઈ ગુજરાતના વર્તમાન જીવનની એક વિભૂતિ છે.

શ્રી બબલભાઈના પ્રિય લેખક છે કાકાસાહેબ, કારણ કે કાકાસાહેબે જીવન અંગેનું રસથી ભરપૂર સાહિત્ય આપ્યુ છે. જીવનનાં વિવિધ પાસાં વિશે, જીવનને ઉન્નત કરે એવું કાવ્યાત્મક અને કલાત્મક ગદ્ય લખીને કાકાસાહેબે એમને અને એમના જેવા અનેકને પ્રેરણા આપી છે. સ્વચ્છતા, ચારિત્ર્ય અને અવેર એ ત્રણ વિષયો પ્રત્યે શ્રી બબલભાઈને ખૂબ જ પ્રેમ છે; કારણ, એ ત્રણે દ્વારા જ સમાજ ઉન્નત બને છે એવી એમની શ્રદ્ધા છે. ગ્રામસેવા અને વિદ્યાર્થીઓ સાથે પ્રવૃત્તિઓ કરતાં કરતાં બબલભાઈએ સાહિત્યસર્જન માટે પ્રોત્સાહન મેળવ્યુ છે. તેઓ માને છે કે સાહિત્ય સામાન્યતઃ જીવનના અનુભવ ઉપરથી જ લખાય છે સાહિત્ય તૈયાર કરતાં તથા એનું વાચન કરતાં કરતાં શ્રી બબલભાઈની જીવનસાધના થતી હોય છે. ગાંધીસાહિત્યનાં પુસ્તકો તેઓ વિશેષ વાંચે છે.

એમની પ્રથમ કૃતિ 'રશિયાનું ઘડતર' પ્રસ્થાન કાર્યાલયે ૧૯૩૩ માં પ્રસિદ્ધ કરી. ૧૯૩૨ માં બબલભાઈ જેલમાં હતા ત્યારે રશિયન સાહિત્યનો અભ્યાસ કરતાં કરતાં રશિયન રાજ્યક્રાંતિના ઇતિહાસનુ આ પુસ્તક લખ્યું. પરાધીન ભારતના નવજુવાનોને સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે કાંઈક કરી છૂટવાની પ્રેરણા આપે એ હેતુથી 'રશિયાનુ ઘડતર' એમણે તૈયાર કરેલ. ત્યારથી માંડી આજલગીમાં એમનાં બારેક પુસ્તકો પ્રગટ થયા છે. થોડા સમય પર તેમણે, 'શ્રમનો પ્રસાદ' નામનુ સ્વાનુભવો પરથી રચેલ પુસ્તક બહાર પાડ્યુ છે. વિદ્યાર્થીઓને જરૂરી પાથેય મળે તેવાં સર્જનો કરવાની મનીષા છે. એમના 'મારુ ગામડુ' પુસ્તકે જનતા અને રચનાત્મક કાર્યકરોને ખૂબ આકર્ષણ કર્યું હતું. ૧૯૩૯ થી માંડી આજસુધીમાં એની ચાર આવૃત્તિઓ

થઈ છે. ૧૯૫૮ માં એમણે પ્રગટ કરેલ 'સર્વોદયની વાતો' (ભાગ ૧ થી ૫) પુસ્તકને સરકારી પારિતોષિક પણ મળેલ.

શ્રી બબલભાઈ આપણા નિષ્ઠાવાન કાર્યકર અને સાહિત્યકાર છે. શ્રી રવિશંકર મહારાજનાં એમણે લખેલ બે જીવનચરિત્રો બબલભાઈની સાદાઈ, સાદગી, સૂઝ અને સરળતાનાં દ્યોતક છે. એમની શૈલી એમના જીવન જેવી સરળ અને સહજ્ય છે. એમની કૃતિઓમાં જે તાઝગી અને પ્રસાદ ભર્યાં છે તે નોંધપાત્ર છે. શ્રી બબલભાઈ અપરિણીત છે શ્રી બબલભાઈનું શાંત અને સંયમી જીવન તેમજ જીવનલક્ષી સાહિત્યસર્જન આપણા એક સાચા સર્વોદય કાર્યકરની આંતરબાહ્ય સમૃદ્ધિનો અચ્છો ખ્યાલ આપે છે.

## કૃતિઓ

૧. રચિયાતું ઘડતર : અનુવાદ તથા સંપાદન, ઇતિહાસ; પ્ર. સાલ ૧૯૩૩.
   પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ.
૨. મારું ગામડું : મૌલિક, ગામડાના અનુભવો; પ્ર. સાલ ૧૯૩૯ (ચાર આવૃત્તિઓ).
   પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ.
૩. ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ : મૌલિક, લોકકેળવણી, પ્ર. સાલ ૧૯૪૪ (ત્રણ આવૃત્તિ)
   પ્રકાશક : પુસ્તકાલય સહાયક મંડળ લિ, વડોદરા.
૪. મહારાજ થયા પહેલાં : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૩ (બે આવૃત્તિઓ).
   પ્રકાશક : સંસ્કાર સાહિત્ય મંદિર.
૫. રવિશંકર મહારાજ : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૪ (બે આવૃત્તિઓ).
   પ્રકાશક : સંસ્કાર સાહિત્ય મંદિર.
૬. યજ્ઞસંદેશ : મૌલિક, તત્ત્વજ્ઞાન; પ્ર સાલ ૧૯૫૫ (બે આવૃત્તિઓ).
   પ્રકાશક : યજ્ઞ પ્રકાશન, વડોદરા.
૭. ભૂદાન અને સર્વોદય : મૌલિક, તત્ત્વજ્ઞાન; પ્ર સાલ ૧૯૫૬ (બે આવૃત્તિઓ).
   પ્રકાશક : યજ્ઞ પ્રકાશન, વડોદરા.
૮. જીવનસૌરભ : મૌલિક, તત્ત્વજ્ઞાન; પ્ર. સાલ ૧૯૬૦ (બે આવૃત્તિઓ).
   પ્રકાશક : પુસ્તકાલય સહાયક મંડળી લિ., વડોદરા.

૯. માનવતાના સંસ્કારો : મૌલિક, કેળવણી; પ્ર. સાલ ૧૯૬૦. (બે આવૃત્તિઓ)
 પ્રકાશક : બાલગોવિંદ પ્રકાશન, ગાંધીમાર્ગ, અમદાવાદ.
૧૦. સફાઈમાં ખુદાઈ : મૌલિક, કેળવણી; પ્ર. સાલ ૧૯૬૧.
 પ્રકાશક : જ્યોતિપુંજ યુવક મંડળ, બાલાસિનોર.
૧૧. શ્રમનો પ્રસાદ : મૌલિક, શ્રમના અનુભવો; પ્ર. સાલ ૧૯૬૨.
 પ્રકાશક : બાલગોવિંદ પ્રકાશન, ગાંધીમાર્ગ, અમદાવાદ.
૧૨. સર્વોદયની વાતો (ભાગ ૧ થી ૫) : મૌલિક, વાર્તાઓ; પ્ર. ૧૯૫૮.
 પ્રકાશક : બાલગોવિંદ પ્રકાશન, ગાંધીમાર્ગ, અમદાવાદ.

અભ્યાસ-સામગ્રી :

'ગામડાના યાત્રી-બબલભાઈ' : લેખક શ્રી સોમાભાઈ ભાવસાર.
એમનાં પુસ્તકોનાં જુદાં જુદાં સામયિકોમાં આવેલાં અવલોકનો.
ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૫૮.

સરનામું : થામણા (ઉમરેઠ થઈને), જિ. ખેડા.

---

## બાલમુકુન્દ મણિશંકર દવે

### [૭-૩-૧૯૧૬]

કવિશ્રી બાલમુકુન્દ દવે વડોદરાથી સાત-આઠ માઈલને અંતરે આવેલા માંડ પચાસસાઠ છાપરાંની વસ્તીવાળા નાનકડા મસ્તુપુરા ગામના વતની છે. એમનો જન્મ પણ એ જ ગામમાં તા. ૭-૩-૧૯૧૬ના દિવસે થયો હતો. પિતા મણિશંકર ગિરિજાશંકર દવે વ્યવસાયે ગામોટ ગોર હતા. માતાનું નામ નર્મદાબહેન. જ્ઞાતિ ચોવીસા બ્રાહ્મણની, પ્રેમાનંદની. ઈ. સ. ૧૯૩૭માં એમનું પ્રથમ લગ્ન જાસુદબહેન સાથે થયું હતું. એમનું અવસાન થતાં ઈ. સ. ૧૯૪૧માં ચંદનબહેન સાથે એમનાં લગ્ન થયાં.

પ્રાથમિક શિક્ષણનાં પહેલાં ત્રણ વર્ષો ગામની જ સરકારી ગુજરાતી શાળામાં ગાળ્યાં, પણ એ બંધ થતાં માઈલ દોઢ માઈલ દૂર આવેલા કુંવર-

ભાડાની સરકારી ગુજરાતી શાળામાં છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ કર્યો (૧૯૨૫-૧૯૨૭). એ પછી વડોદરાની શ્રી સયાજી હાઈસ્કૂલમાં દાખલ થયા અને ઈ. સ. ૧૯૨૯ થી ૧૯૩૫ સુધી મેટ્રિક સુધીનો અભ્યાસ ત્યાં કર્યો. ભાષાના વિષયમાં પહેલેથી જ પ્રીતિ એટલે સારા ગુણ મળતા, પણ ગણિત તરફ તો ભારે નફરત. કુંવરવાડા સુધી રોજ પગે ચાલીને અભ્યાસ કરવા જતા આ કવિના ચિત્તમાં ત્યાંની પ્રકૃતિની રમણીયતા સંચિત થઈ ચૂકી હતી. નર્મદા અને મહીનાં કોતરો સાથે એમને કૌટુંબિક નાતો રહ્યો છે. ગામના વ્રત-ઉત્સવોમાંનો ઉલ્લાસ પણ એમણે મન ભરીને માણ્યો છે. વડોદરામા અભ્યાસ અર્થે નિવાસ કરતા તેઓ નગર-સંસ્કૃતિના પરિચયમાં આવ્યા. ત્યાંની અભિજાત કલાપ્રવૃત્તિઓનાં દર્શન થયાં. એ પછી વ્યવસાય અર્થે અમદાવાદ આવવાનુ થયું. નર્મદા અને મહી, વિશ્વામિત્રી અને સાબરમતી—એ સર્વના સંતર્પક સાન્નિધ્યમાં એમની કવિતા પાંગરી ને પ્રફુલ્લી છે. પ્રથમ 'સસ્તું સાહિત્ય'માં જોડાયેલા, વચ્ચે થોડો સમય પત્રકારત્વની બહુરંગી તાસીર જોઈ અને છેવટે 'નવજીવન'માં સ્થિર થયા. અત્યારે તેઓ નવજીવન કાર્યાલયમાં મુખ્યત્વે પ્રૂફસંશોધન અને ક્યારેક સંપાદનકાર્ય કરે છે. આ વ્યવસાયને પરિણામે તેઓને ગાંધીજી, વિનોબા, મશરૂવાલા અને કાકાસાહેબ જેવાના સાહિત્યનો સતત સંપર્ક રહ્યો

કિશોરાવસ્થામાં પ્રકૃતિની રમણીયતા માણી, શિશુવયમાં દાદીમાના સુરીલા કંઠે પ્રભાતિયાં સાંભળ્યાં; પિતાજીના વ્યવસાયના કારણે લગ્નગીતો અને દેશ્ય ઢાળોની મન પર પ્રબળ અસર પડી; વડોદરાના નિવાસ દરમ્યાન ત્યાંના શરદુત્સવોના ગરબા માણ્યા; અમદાવાદમાં 'કુમાર'ની 'બુધ કવિસભા'ની ચર્ચાઓનો લાભ મળ્યો—કવિએ સંચિત કરેલી સૌન્દર્યશ્રી એમની કૃતિઓમાં અવતરવા માંડી અને એ ટાણે કાવ્યરચનાની ચકાસણી કરી શકે એવું વિત્ત એમની પાસે જમા થઈ ચૂક્યું હતું.

રામકૃષ્ણ પરમહંસના જીવનચરિત્રે એમની આધ્યાત્મિક ભાવનાને પોષી છે અને ગાંધીજી અને એમની આત્મકથામાંથી સાદગીનું સૌન્દર્ય અને સામાન્યમાં રહેલી અસામાન્યતાને ઓળખતાં તેઓ શીખ્યા છે મહાભારતના કવિદ્રષ્ટાએ માનવજીવનના એક એક પાસાનું અત્યંત વ્યાપક દૃષ્ટિએ ચિત્રણ કર્યું હોવાથી અને જીવનની તમામ ગૂંચોનો ઉકેલ બતાવીને ભવ્ય સંદેશ પૂરો પાડ્યો હોવાથી એ એમનો પ્રિય ગ્રંથ છે: જ્યારે ભારતીય સંસ્કૃતિના સમર્થ ઉદ્‌ગાતા કવિશ્રી ન્હાનાલાલની કલમમાં ભાવકને સામાન્ય સપાટીથી ઊંચે

ઉડાવવાનું બળ હોવાથી અને તેમણે ઊર્મિગીતો દ્વારા કવિતાનાં ઊંચાં શિખરો સર કર્યાં હોવાથી એમના પ્રિય લેખક છે.

પિતાજી કથાવાર્તા કરતા એ અસર હેઠળ એમણે તેર-ચૌદ વર્ષની વયે એક અનુકરણિયું 'ધ્રુવાખ્યાન' રચેલું—એ એમની પ્રથમ કૃતિ. સ્થિર કવિતાપ્રવૃત્તિ અમદાવાદના વસવાટ પછી કરી અને 'કુમાર'માં એમનાં કાવ્યો પ્રગટ થવા લાગ્યાં. એમના સર્જનનાં અન્ય પ્રેરક બળો તે 'કુમાર'ના તંત્રી શ્રી બચુભાઈ રાવત, બુધ કવિસભા અને શ્રી વેણીભાઈ પુરોહિત સાથેનો નિકટનો મૈત્રીસંબંધ. રચાયેલી અને રચાતી કવિતાના સંપર્કમાં રહેવાનો તેઓ જાગ્રતપણે પ્રયત્ન કરે છે અને એમના પ્રિય સાહિત્યપ્રકાર કવિતા ઉપરાંત ચરિત્રો અને નિબંધસાહિત્યનાં પુસ્તકો રુચિપૂર્વક વાંચે છે. લેખનપ્રવૃત્તિ દ્વારા આ વિશ્વ છે એનાથી એને વધુ રળિયાત કરવા ઇચ્છે છે અને એ માટે કવિતા છેક નીચલા થર સુધી પહોંચે એવો એનો ઘાટ ઘડવાનો મનોરથ પણ તેઓ સેવે છે. ખેડૂતો અને શ્રમજીવી વર્ગના જીવનમાં એમને ઘણો રસ છે. તેમની તળપદી બોલીમાં રહેલી અભિવ્યક્તિની તાકાત એમને આકર્ષે છે. એમની ગેય રચનાઓની બાની અને ઢાળો પર એની પ્રબળ અસર છે.

એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'પરિક્રમા' ઈ. સ. ૧૯૫૫માં પ્રસિદ્ધ થયો. એમની કવિતાનાં મુખ્યત્વે બે આલંબન રહેલાં છે—પ્રકૃતિ અને પ્રણય. માનવભાવના આરોપણ વિનાનું મસ્ત પ્રકૃતિગાન એમણે 'ચાંદની' અને નર્મદાવિષયક છંદોબદ્ધ કાવ્યોમાં તથા વસંત-વર્ષા વિષયક ગીતોમાં અતીવ રમણીય રીતે કર્યું છે. પ્રીતના લાગેલા હડદોલાને વ્યક્ત કરતી પ્રીતચિનગારીઓ પ્રકટાવી છે. પ્રેમમસ્તી અને ઝંખનાનાં એમનાં કાવ્યોમાં એક તરફ ગીતનો હિંડોળો બંધાયો છે, તો બીજી તરફ માધવીનાં ફૂલ સમાં અમૂલ આંસુ ગરે છે. 'જૂનું ઘર ખાલી કરતાં' જેવાં અનવદ્ય સૉનેટમાં સંવેદનની તીવ્રતા વ્યક્ત કરતા આ કવિએ આપણી પરંપરાગત ભજનરીતિની સ્વચ્છ કૃતિઓ પણ આપી છે. ગાંધીજી, વિનોબા અને કસ્તૂરબાવિષયક તેમ જ દેશસ્વાતંત્ર્યવિષયક એમની કૃતિઓમાં પણ લાગણીની સચ્ચાઈ સંયમભરી વાણીમાં વ્યક્ત થઈ છે. સંસ્કૃત છંદોની શુદ્ધિના આગ્રહી આ કવિએ 'વડોદરાનગરી'માં ન્હાનાલાલપ્રસિદ્ધ મનહર છંદનો પ્રયોગ પણ આકર્ષક રીતે કર્યો છે. જુનવાણી મર્મભર્યા ઘરગથ્થુ શબ્દોનો ઉપયોગ પણ તેઓ વિવેકભરી રીતે કરે છે. સાદાઈનો શણગાર દાખવતી એમની પ્રાસાદિક મોહક કાવ્યકૃતિઓ,

અક્લિષ્ટ ભાષાધોરણ, સ્વચ્છ ભાવદર્શક અને સુરેખ માંડણી તરફ ઢળેલી એમની રુચિની દ્યોતક છે. એમની કાવ્યસેવા માટે ઈ. સ. ૧૯૪૮માં એમને 'કુમાર ચન્દ્રક' અર્પણ થયો હતો, અને એમના કાવ્યસંગ્રહ 'પરિક્રમા'ને મુંબઈ સરકારનું ઈ. સ. ૧૯૫૫-૫૬ માં પ્રથમ પારિતોષિક પ્રાપ્ત થયું હતું. શ્રી બાલમુકુન્દ મધુર બાલકાવ્યો પણ લખે છે. એમના બાલકાવ્યોના સંગ્રહ 'સોનચંપો'ને મુંબઈ અને ભારત સરકારનાં પારિતોષિકો મળ્યાં છે. બીજો સંગ્રહ પ્રગટ થઈ શકે એટલાં એમનાં કાવ્યો તો સામયિકોમાં છપાઈ ચૂક્યાં છે. એમની ઉમેદ ભવિષ્યમાં ગાંધીજીના જીવનને આખ્યાનરૂપે કવિતામાં નિરૂપવાની છે.

શ્રી બાલમુકુન્દ ગુજરાતી સાહિત્ય પરિષદ્ અને ગુજરાત સાહિત્યસભા સાથે સક્રિય રીતે સંકળાયેલા છે

## કૃતિઓ

૧. પરિક્રમા : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૫૫. બીજી આવૃત્તિ : ૧૯૫૯.
 પ્રકાશક : વોરા ઍન્ડ કું., મુંબઈ.
૨. સોનચંપો : મૌલિક, બાલકાવ્યો; પ્ર સાલ ૧૯૫૯, ૧૯૬૧, ૧૯૬૬.
 પ્રકાશક : વોરા ઍન્ડ કું. મુંબઈ.
૩. અલકદલક : મૌલિક, બાલકાવ્યો; પ્ર. સાલ ૧૯૬૫.
 પ્રકાશક : જય જગત મંદિર, અમદાવાદ.

અભ્યાસ-સામગ્રી :

'પરિક્રમા'—ઉપરણા પરનો શ્રી નગીનદાસ પારેખનો પરિચય; 'સંસ્કૃતિ' એપ્રિલ, ૧૯૬૦—ચંદ્રવદન મહેતા; 'બુદ્ધિપ્રકાશ'—શિવશંકર શુક્લ; 'સંસ્કૃતિ' એપ્રિલ ૧૯૫૮; 'દીઠ દાયકાને ટિંબેથી' લેખકનું વક્તવ્ય.

સરનામું : ૪૨ અ, આનંદ મઢી, નાથાલાલ સોસાયટી, અમદાવાદ-૧૪.

# ભદ્રકુમાર અંબાલાલ યાજ્ઞિક

## [ ૨૯-૮-૧૯૦૭ થી ૨૯-૧૨-૧૯૬૪ ]

એમનો જન્મ ઈ.સ. ૧૯૦૭ના ઑગસ્ટની ૨૯મી તારીખે, મહેસાણા તાલુકાના સામેત્રા ગામે થયો હતો. એમનું મૂળ વતન ખેડા જિલ્લામાં આવેલ માતર ગામ. એમના પિતાનું નામ અંબાલાલ અને માતાનું નામ મણિબહેન. એમનું લગ્ન શ્રી ચંદ્રકાન્તાબેન સાથે ૧૯૩૬ની ૭મી એપ્રિલે થયું હતું. જ્ઞાતિએ તેઓ ઔદિચ્ય ટોળક બ્રાહ્મણ હતા. એમણે અંગ્રેજી ૭ ધોરણ સુધીનો અભ્યાસ અમદાવાદમાં પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં કર્યો હતો.

શ્રી ભદ્રકુમાર વ્યવસાયે પત્રકાર અને પ્રચારક હતા. એમના જીવનમાં સ્વ. અંબુભાઈ પુરાણી, સ્વ. સરદાર વલ્લભભાઈ, સુભાષ બોઝ, રામકૃષ્ણ મિશનના સ્વામી વિશ્વાનંદ, સ્વ. શામળદાસ ગાંધી અને સ્વ. કવિ નાનાલાલે પ્રબળ અસર કરી છે. પુસ્તકોમાં સ્વામી વિવેકાનંદનું જીવનચરિત્ર અને ભાષણો, 'આગળ ધસો' તથા 'ભાગ્યના સ્રષ્ટાઓ' અને લોકમાન્ય તિલકનું 'કર્મયોગ-રહસ્ય' ગણાવી શકાય. સ્વ. અંબુભાઈની સારંગપુર વ્યાયામશાળામાં જતા ત્યારે આ પુસ્તકોનું વાચન-મનન તેમણે કરેલું.

શ્રી ભદ્રકુમારે ૧૫ વર્ષની ઉંમરે, ઘર છોડીને, ઈશ્વરની શોધમાં, ત્રણેક વર્ષ સાધુસંતોનો પરિચય કર્યો હતો. ઈ. સ. ૧૯૩૦ માં જેલમાં પણ ગયા હતા. કૌટુંબિક ગરીબી, અલ્પ શિક્ષણ વગેરેને લીધે અનેક યાતનાઓ અને કડવા અનુભવોમાંથી પસાર થયેલ. ૧૯૩૦ થી ૧૯૪૫નાં વર્ષોમાં પત્રકારત્વનો અનુભવ કર્યો અને ચિત્રઉદ્યોગ સાથે નિકટનો સંપર્ક સંધાયો. શ્રી ભદ્રકુમાર જીવન જેવું છે તેવું શબ્દો દ્વારા રજૂ કરવામાં માનતા. યશ અને ધન પ્રાપ્તિની ઇચ્છા પણ ખરી. વળી એમનો વ્યવસાય જ એવો હતો કે એમને લખવું જ પડયું અને જે જે લખાયું તે વાચકોને પસંદ પણ પડયું.

એમનો પ્રથમ લેખ ઈ. સ. ૧૯૨૭મા મુંબઈના 'પ્રજામિત્ર-કેસરી' સાપ્તાહિકમાં પ્રગટ થયેલ. એમને લખવાની પ્રેરણા આપનાર અંબુભાઈ પુરાણી અને કવિ નાનાલાલ. શ્રી ભદ્રકુમારના પ્રિય લેખકો કાલિદાસ અને ટાગોર. વળી મુનશીની કલ્પના, ભાષા અને વિચારોની મૌલિકતા તેમને ગમતી. લીન યુ ટાંગ પણ એમને ગમતા, એની સ્વતંત્ર વિચારસરણી માટે. એમનો પ્રિય સાહિત્યપ્રકાર હતો નવલકથા. જીવનમાં જોયેલા પ્રસંગો અને

નજીક કે આસપાસના વાતાવરણમાં નજરે પડેલા માણસો અને એમનું સ્વભાવદર્શન કરાવી શકાય તે માટે નવલકથામાં એમને વિસ્તૃત ફલક મળતું. પત્રકારત્વ અને ફિલ્મપ્રચારક્ષેત્રના અનુભવને લીધે એમને નવલકથા માટે અનેક પ્રકારનું વસ્તુ મળ્યું છે. એમની કૃતિઓમાં મુખ્યત્વે સ્થૂલ વર્ણનો અને જાતીય સંબંધોની આંટીઘૂંટીઓ જોવા મળે છે. વાસ્તવદર્શનના એ આલેખક છે.

ઈ. સ. ૧૯૬૪ના ડિસેમ્બરની ૨૯મી તારીખે મુંબઈ ખાતે એમનું અવસાન થયું છે.

## કૃતિઓ

૧. ભગતસિંહની જીવનકથા : સંકલન, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૩૧ (પ્રગટ થતાં જ ત્યારની મુંબઈ સરકારે જપ્ત કર્યું હતું).
　　પ્રકાશક : પોતે.

૨. સ્વાર્પણ : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૩૬.
　　પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.

૩. સ્નેહત્રિપુટી : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૩૭.
　　પ્રકાશક : બે ઘડી મોજ, મુંબઈ.

૪. નૂતન કામવિજ્ઞાન : પ્ર. સાલ ૧૯૪૬.
　　પ્રકાશક : સી. શાંતિલાલની કું. મુંબઈ.
　　　　બીજી આવૃત્તિ : ૧૯૬૨, હરિહર પુસ્તકાલય, સુરત.

૫. India's Reply to Cylon : વ્યાખ્યાનો; પ્ર. સાલ ૧૯૪૬.
　　પ્રકાશક : પ્રકાશ પિક્ચર્સ, અંધેરી.

૬. સુભાષ બાબુ : સંકલન, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૯.
　　પ્રકાશક : એન. એમ ઠક્કર, મુંબઈ.

૭. દેશભક્ત ભૂલાભાઈ : ચરિત્ર; પ્ર. સાલ ૧૯૫૦.
　　પ્રકાશક : સી. શાંતિલાલની કું., મુંબઈ.

૮. આકડાનાં ફૂલ : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર સાલ ૧૯૫૩.
　　પ્રકાશક : જેઠાલાલ સૌમૈયા, બોરીવલી.

૯. નવી નારી : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૭.
　　પ્રકાશક : વિજય પ્રકાશન, મુંબઈ.

૧૦. ઉરનાં એકાંત ભડકે બળે : મૌલિક, નવલકથા; પ્ર સાલ ૧૯૫૯.
　　પ્રકાશક : પ્રદીપ પ્રકાશન, મુંબઈ.

૧૧. રંગભવન : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૬૧.
પ્રકાશક : પ્રદીપ પ્રકાશન, મુંબઈ.
૧૨. મોસમનાં ફૂલ : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૬૨.
પ્રકાશક : શાહ બ્રધર્સ, મુંબઈ.
૧૩. અભિસાર : ( પ્રેસમાં ) વાર્તાસંગ્રહ.
૧૪. લીલા, લયલા, લોલા : ( પ્રેસમાં ) નવલકથા.
૧૫. વિવેકાનંદ : ( પ્રેસમાં ) નાટિકા.

સરનામું : એફ/૧૨, તારાબાગ એસ્ટેટ, ચર્નીરોડ, મુંબઈ-૪.

---

## ભાનુશંકર બાબરશંકર વ્યાસ 'બાદરાયણ'

### [ ૨૨-૫-૧૯૦૫ થી ૧૫-૧૧-૧૯૬૩ ]

કવિશ્રી બાદરાયણનો જન્મ ઈ. ૧૯૦૫ ના મે મહિનાની ૨૨ મી તારીખે આધોઈ ( કચ્છ ) ગામમાં થયો હતો. વતની નડિયાદના અને જ્ઞાતિએ ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ. પિતાનું નામ બાબરશંકર શંકરજી વ્યાસ અને માતાનું નામ દુર્ગાબહેન. ઈ. ૧૯૨૫માં સુશીલાબહેન સાથે તેમનું લગ્ન થયું હતું.

આરંભનું શિક્ષણ મોરબીમાં લીધેલું અને ત્યાંની વી. સી. હાઈસ્કૂલમાં પણ અભ્યાસ કરેલો. શાળાની રમતગમતની પ્રવૃત્તિઓમાં ભાગ લેતા અને એનાં ઇનામો પણ મેળવેલાં. પછીથી રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં દાખલ થયા અને ત્યાંથી મેટ્રિકયુલેશનની પરીક્ષા પસાર કરી ઉચ્ચ શિક્ષણ માટે મુંબઈ ગયા અને એલ્ફિન્સ્ટન કૉલેજમાં સાક્ષર શ્રી નરસિંહરાવના શિષ્ય બન્યા. વિદ્યાર્થી તરીકે તેઓ અત્યંત તેજસ્વી હતા અને નરસિંહરાવની એમના પર પ્રીતિ હતી. એ કૉલેજમાંથી જ મુંબઈ યુનિવર્સિટીની ઈ. ૧૯૨૭ માં બી. એ. (ઑનર્સ)ની અને ઈ. ૧૯૩૦ માં એમ. એ.ની પદવી બીજા વર્ગમાં મેળવી. સંસ્કૃત-ગુજરાતી એમના અભ્યાસવિષયો હતા. મુંબઈની ફ્રીબાઈ હાઈસ્કૂલમાં ઘણાં વરસો શિક્ષક તરીકે રહ્યા અને પછી સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે એમની નિયુક્તિ

થયેલી. એ દરમ્યાન એમની સાહિત્યશક્તિનો લાભ અનેક વિદ્યાર્થીઓને મળ્યો હતો, અને એમાંના કેટલાક નીવડેલા લેખકો એમના આ વત્સલ વિદ્યાગુરુનું અત્યારે ભાવાર્દ્ર સ્મરણ કરે છે. ઈ. ૧૯૪૧ માં મુંબઈની ગવર્નમેન્ટ લૉ કૉલેજમાંથી એમણે એલએલ. બી.ની પદવી પણ પ્રાપ્ત કરેલી, અને અધ્યાપક તરીકે કેટલાંક વર્ષો રહ્યા બાદ તેઓ વકીલાતનો વ્યવસાય કરતા. છેલ્લે છેલ્લે મુંબઈના આકાશવાણી કેન્દ્રના ગુજરાતી વિભાગના નાટ્યનિયામક તરીકે તેઓ પોતાની સેવાઓ આપતા હતા. ઈ. ૧૯૬૩ ના નવેમ્બર માસની ૧૫ મી તારીખે મુંબઈમાં તેમનું અવસાન થતાં ગુજરાતને એક નીવડેલા સંસ્કારસેવકની ખોટ પડી છે.

શ્રી બાદરાયણ મિત્રોમાં ભાનુભાઈ તરીકે ઓળખાતા. એમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હતું. મુખ ઉપર સદૈવ સ્મિત રમતું જ હોય. એમના સાન્નિધ્યમાં વાતાવરણ હળવું ફૂલ જેવું લાગે. ગુલાબી સ્વભાવના એ મસ્ત જીવ હતા. એમની અપેક્ષાઓ ઘણી ઓછી, એટલે આવશ્યક ગણાય એવી ઘણી વસ્તુઓની ઉપેક્ષા જ વિશેષ. એક પ્રકારની ઉદાસીનવૃત્તિનાં આપણને એમનામાં દર્શન થાય. પણ એમનું વર્તન સહજ સમાધાનવૃત્તિથી ભરેલું. છંદ વગેરે પર એમનું પ્રભુત્વ ભારે. કોઈ કહે તો કાવ્યરચના, નાટક, રૂપક કે વાર્તા-વિવેચન પણ લખી આપે. શીઘ્ર રચનાની, પછી એ પદ્યમાં હોય કે ગદ્યમાં, એમને સારી ફાવટ હતી. કવિસંમેલનોમાં એ પ્રમુખપદે હોય ત્યારે આવી શીઘ્ર રચનાઓ એ રચી દેતા.

સાહિત્ય-શિક્ષણ-સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં એમનો રસ વિશેષ. અભિનયમાં તેઓ ઘણા કુશળ હતા. ઈશ્વરે અવાજની પણ એમને સુંદર બક્ષિસ આપેલી. નાટકમાં એમનો અભિનય અને અવાજ બંને એમને ખૂબ યારી આપતા. ખાસ કરીને કરુણપાત્રના અભિનયમાં તેમની શક્તિઓ પૂર્ણપણે જોવા મળતી. 'મુકુન્દરાય' નાટકમાં રઘનાથ ભટ્ટના પાત્રમાં એમનો અભિનય અને એમની વાણી જેમણે જોયાં-સાંભળ્યાં છે તેઓ રંગભૂમિના એ દૃશ્યને ભૂલી શકશે નહિ. રેડિયો પર એમની નિયુક્તિ થયા પછી એમની આ શક્તિનો ગુજરાતને સારો પરિચય થયો છે. એ નિમિત્તે એમણે કેટલાંક નાટકો પણ લખ્યાં છે, પરંતુ હજી એ ગ્રન્થસ્થ થયાં નથી.

શ્રી બાદરાયણ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ઉચ્ચ અભ્યાસ અર્થે દાખલ થયા ત્યારથી જ એમણે લેખનપ્રવૃત્તિની શરૂઆત કરેલી. નરસિંહરાવ તો એમના સંસ્કારગુરુ, તે અને ન્હાનાલાલ એમના પ્રિય લેખકો, અને ભવભૂતિનું

'ઉત્તરરામચરિતમ્' એમનો પ્રિય ગ્રંથ. કવિતા અને નાટક બંને મનગમતા સાહિત્યપ્રકાર. ઉપનિષદનું વાચન-મનન ઘણું કરતા. આધ્યાત્મિક વિષયો તરફ મન ઢળેલું; નાટક અને અધ્યાત્મવિષયક પુસ્તકો વિશેષ વાંચતા. એમના સંસ્કૃતના શિક્ષક શ્રી મૂળવંતરાય બક્ષીએ, નરસિંહરાવે અને મિત્રોએ એમના જીવનઘડતરમાં ઘણો ભાગ ભજવેલો. સંસ્કૃત, હિન્દી, અને મરાઠી ઉપરાંત ઉર્દૂ પણ તેઓ જાણતા અને અંગ્રેજીમાં પણ થોડાક લેખો લખેલા. શ્રી રમણ વકીલ અને શ્રી સુંદરજી બેટાઈ સાથે શાળોપયોગી પુસ્તકો લખેલાં: ગુજરાતી વાચનમાળા. ઉપરાંત વ્યાકરણ અને સંસ્કૃત સ્વાધ્યાયનાં પુસ્તકો પણ તૈયાર કરેલાં.

કવિ બાદરાયણનો કાવ્યસંગ્રહ 'કેડી' ઈ. ૧૯૪૧માં પ્રગટ થયો હતો. એમાં ગીતો, સૉનેટો, મુક્તકો અને બેએક લાંબી રચનાઓ છે. ત્રીશીના કવિઓની જેમ એમણે યુગબળોની અસર વિશેષ ઝીલી છે. એમાં દરિદ્રતા, વિષમતા અને રાષ્ટ્રીય અસ્મિતાનુ ગાન છે. નરસિંહરાવની શિષ્યજોડી શ્રી બાદરાયણ અને શ્રી સુંદરજી બેટાઈ 'મિત્રાવરુણૌ' તરીકે ઓળખાતા. શ્રી બાદરાયણ પર આરંભમાં નરસિંહરાવની શૈલીની અસર વરતાય છે, પણ પાછળથી તેમણે નૂતન શૈલીમાં સારી સફળતા મેળવેલી. એમનાં સૉનેટો વિપુલસંખ્ય છે અને એમાં એમની શક્તિના એકંદરે સુભગ દર્શન થાય છે, ખાસ કરીને આત્મલક્ષી સૉનેટોમાં. મનોભાવનું ચોટદાર નિરૂપણ એમાંનાં કેટલાંકમાં થયું છે. પરંતુ બાદરાયણની શક્તિનો ઉત્તમ આવિષ્કાર એમનાં ગીતોમા થયો છે. 'કવિને'માં એમણે દીનપીડિતને અમર ચૈતના પાવાનો કવિધર્મ ગાયો છે. 'આપને તારા અંતરનો એક તાર', 'બીજું હું કાંઈ ન માગું'—એમના એ ગીતમાંની આરજૂ સ્પર્શી જાય એવી છે આ ઉપરાંત 'સપનું', 'મોરલો', 'તારલી', 'ભડકા કેમે ના હોલાણા' જેવાં એમનાં ગીતો બાદરાયણનું સારા ગીતકવિ તરીકે આપણને સદૈવ સ્મરણ-કરાવશે. આ 'કવિની પ્રતિભા ગેય કૃતિઓમાં વિશેષ પ્રસન્નતાથી રાચે છે; ત્યાં જ એનાં લલિત અને વ્યંજના દ્વારા મધુર સૂચનો કરી વાચક આગળ અભિનવ ભાવસૃષ્ટિ ખડી કરે છે'—એ અભિપ્રાય સાથે, સમત થઈ શકાય એવું છે; કારણ, શ્રી સુન્દરમે કહ્યું છે તેમ, બાદરાયણની કવિતાની 'મધુર પ્રાસાદિક રણક એક લાક્ષણિક આહ્લાદ આપે છે.' દુનિયાના ડાહ્યા જેને 'ઝાંઝવાં' લેખે છે તેને સાચાં 'નિરમળ નીર' કહી એ પીવાની ઝંખના વ્યક્ત કરતા આ કવિએ કેટલાંક હળવા વિનોદ-કટાક્ષનાં સમાજજીવનવિષયક કાવ્યો પણ આપ્યાં છે, અને મઝલો પણ લખી છે.

શ્રી ભાનુશંકર વ્યાસમાં વિવેચન-સંશોધનની શક્તિઓ પણ હતી, પરંતુ એનો વિશેષ લાભ આપણને મળ્યો નહિ. મુંબઈ યુનિવર્સિટીનાં ઠક્કર વસનજી લેક્ચર્સ એમણે નરસિંહરાવ પર આપેલાં, પરંતુ તે ગ્રંથસ્થ થયાં નથી. ગુજરાત સાહિત્યસભાની વાર્ષિક સમીક્ષા પણ એમણે લખેલી. ગુજરાતી દૈનિક 'પ્રજાતંત્ર'માં દર અઠવાડિયે 'કલ્યાણકુંભ', 'કોર્ટ દરબાર અને કાયદાકાનૂન' તથા 'હનકનપાળના ઠમકારા'—એમ ત્રણ લેખો લખતા. 'ચિત્રપટ'માં પણ 'ફૂલપાંદડી' વિભાગમાં આધ્યાત્મિક તથા જ્ઞાનદાયક વાતો આપતા. સદ્‌ગત મુંબઈની ચંદારામજી ગર્લ્સ હાઈસ્કૂલ, મોડર્ન સ્કૂલ, કબીબાઈ સ્કૂલ, ફાર્બસ ગુજરાતી સભા, પીપલ્સ ફ્રી રીડિંગ રૂમ ઍન્ડ લાઇબ્રેરી, ભારતીય વિદ્યાભવન વગેરે અનેક સંસ્થાઓ સાથે જોડાયેલા હતા.

### કૃતિઓ

કેડી : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૪૧.
પ્રકાશક : જનરલ બુક ડેપો, મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

(૧) 'સંસ્કૃતિ' નવેમ્બર, ૧૯૬૩ (ઉમાશંકર જોશી)
(૨) 'અવલોકના' (સુંદરમ્)
(૩) 'આધુનિક કવિતાપ્રવાહ' (જયંત પાઠક)
(૪) ગુજરાત સા. સભાની કાર્યવહી, ૧૯૪૧-૪૨.

---

## ભોગીલાલ ચુનીલાલ ગાંધી 'ઉપવાસી'

[ ૨૬-૧-૧૯૧૧ ]

એમનો જન્મ ઈ. સ. ૧૯૧૧ ના જાન્યુઆરીની ૨૬ મી તારીખે સાબરકાંઠા જિલ્લાના મોડાસા ગામે થયો હતો. એમનાં માતાનું નામ ચંચળબેન અને પિતાનું નામ ચુનીલાલ. ભોગીલાલભાઈ ઈ. સ. ૧૯૩૦માં ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક થયા. વિદ્યાપીઠમાં અભ્યાસ દરમ્યાન આચાર્ય કૃપાલાની અને કાકાસાહેબ કાલેલકરના નિકટના પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય સાંપડેલું. ત્યારપછી સાહિત્ય તેમ જ રાજકારણમાં એક પ્રગતિશીલ

વિચારક તરીકે તેઓ આગળ આવ્યા. ૧૯૩૫માં એમણે ગુજરાત પ્રગતિશીલ લેખકમંડળની સ્થાપના કરી અને તેના સંચાલનમાં મુખ્ય કામગીરી કરી. કૉંગ્રેસ, સમાજવાદી તેમ જ સામ્યવાદી પક્ષના રાજકારણમાં એમણે વર્ષો સુધી સક્રિયપણે ઝંપલાવેલું. ૧૯૫૬ થી પક્ષીય રાજકારણમાંથી તેમણે નિવૃત્તિ લીધી. ૧૯૨૮ થી ૧૯૫૧ સુધીમાં તેમણે સાતેક વર્ષ જેટલો સમય કારાવાસમાં ગાળેલો. એકાદ વર્ષ ભૂગર્ભમાં પણ ગયેલા. અત્યારે તેઓ 'વિશ્વ-માનવ' નામના દ્વૈમાસિકનું સંપાદન કરે છે.

આપણા સાહિત્યમાં એક અઠંગ અભ્યાસી તરીકે અને બંગાળીમાંથી શરદબાબુ અને રવિબાબુ જેવાની કૃતિઓના સમર્થ અનુવાદક તરીકે તેઓ પ્રસિદ્ધ છે. ત્રીશીના તેઓ નોંધપાત્ર કવિ છે અને 'ઉપવાસી' ઉપનામથી તેમણે કાવ્યો રચ્યાં છે. એમનાં કાવ્યોમાં સામ્યવાદ પ્રત્યેની ભક્તિનાં દર્શન થાય છે, પણ એના કેન્દ્રમાં માનવપ્રેમ છે. તેઓ આંતરરાષ્ટ્રીય સાહિત્યના સારા અભ્યાસી છે. 'ડૉ. ઝિવાગો' જેવી કૃતિઓના અત્યંત કાળજીભર્યા સંક્ષેપો એમણે આપ્યા છે. સ્તાલિનના જીવનના વિવિધ તબક્કાઓના નિરૂપણમાં, માર્ક્સવાદી દૃષ્ટિનો સરલ સંક્ષેપ આપવામાં, વિનોબાજીની જીવનદૃષ્ટિને સમજવામાં ઉપકારક થાય એવા સંચય પ્રગટ કરવામાં, રવીન્દ્ર-નાથનું 'દર્શન' કરાવવાના એમના સંપાદન-પ્રયત્નમાં તેમ શેમાં શેલાં જેવાનો સંતોષપ્રદ પરિચય આપવામાં શ્રી ગાંધીની વ્યાપક અને મર્મગામી દૃષ્ટિનો આપણને પરિચય થાય છે. એમની આલોચનાઓ પણ કૃતિના મર્મને પ્રગટ કરનારી—મૂલગામી હોય છે. સંપાદનક્ષેત્રે એમણે કરેલી કામગીરી પ્રશસ્ય છે. એમની કૃતિઓની નોંધ આ પ્રમાણે છે.

## કૃતિઓ

૧. સાધના : કાવ્યસંગ્રહ; પ્ર સાલ ૧૯૪૩.
૨. પરાજિત પ્રેમ : નવલિકા; પ્ર. સાલ ૧૯૪૫.
૩. પ્રણયસૃષ્ટિનાં પાત્રો : સામાજિક નવલકથા; પ્ર. સાલ ૧૯૪૬.
૪. સોવિયેત રશિયા : પરિચય; પ્ર. સાલ ૧૯૪૬.
૫. રશિયાની કાયાપલટ : પરિચય; પ્ર. સાલ ૧૯૪૮.
૬. સામ્યવાદ : સિદ્ધાંત; પ્ર. સાલ ૧૯૪૫. (ત્રણ આવૃત્તિ)
૭. મહામાનવ શેમાં શેલાં : વિશ્લેષણ; પ્ર સાલ ૧૯૫૮.
૮. નહેરુ—એક મૂલ્યાંકન : વિશ્લેષણ; પ્ર. સાલ ૧૯૬૦.

૯. રાષ્ટ્રીય એકાત્મતા : વિશ્લેષણ; પ્ર સાલ ૧૯૬૨.
૧૦. ભારત પર ચીની આક્રમણ : વિશ્લેષણ; પ્ર. સાલ ૧૯૬૨.
૧૧. રશિયા–ચીન સંઘર્ષ : વિશ્લેષણ; પ્ર. સાલ ૧૯૬૩.

-અનુવાદો : બંગાળી ઉપરથી ( ૧૯૩૨ થી ૧૯૬૨ નાં વર્ષોમાં )

શરદબાબુકૃત : દેવદાસ, ગૃહદાહ, ચરિત્રહીન, દત્તા, બામણની દીકરી.
ટાગોરકૃત : નષ્ટ નીડ, કાવ્યો અને નિબંધ.
નિરૂપમાદેવીકૃત : શ્યામલી.

અંગ્રેજી ઉપરથી ( ૧૯૩૬ થી ૧૯૬૪ નાં વર્ષોમાં )

અન્ના કરિનિના ( ટોલ્સ્ટોય )
લીઝા ( તુર્ગનેવ )
કાળું સોનુ ( શોલ્પુશ્કીન )
વિશ્વસાહિત્યની શ્રેષ્ઠ વાર્તાઓ
ઉદ્ધ્વસ્ત આકાશ ( પાસ્તરનાક કૃત ડૉ. ઝિવાગોનો સંક્ષેપ ) પ્ર. સાલ ૧૯૫૯
ભારત–ઇતિહાસ–નોંધ ( કાર્લ માર્ક્સ )
લોકશાહી, સમાજવાદ અને સ્વતંત્રતા ( રાજાજી )

રૂપાંતરો ( ૧૯૩૬ થી ૧૯૩૯ ના વર્ષોમાં )

અમ્મા ( મેક્સિમ ગોર્કીની ' Mother ' ઉપરથી )
અનોખી પ્રીત ( જર્મન વાર્તા )

-સંપાદન-સંકલન ગ્રંથો :

સાહિત્ય અને પ્રગતિ ભા ૧ : ( સુંદરમ્ વગેરે સાથે ) પ્ર. સાલ ૧૯૪૦.
સાહિત્ય અને પ્રગતિ ભા ૨ : ( ભોગીલાલ વગેરે સાથે ) પ્ર સાલ ૧૯૪૪.
સાહિત્ય અને સર્જન : ( 'સ્વપ્નસ્થ' સાથે ) પ્ર સાલ ૧૯૪૫.
રવીન્દ્રદર્શન : ( મૂળ કૃતિઓના અનુવાદો તથા અભ્યાસ–નિબંધો ) પ્ર સાલ ૧૯૬૧.
ગુજરાતદર્શન : ( પરિચય, આકર ગ્રંથ ) પ્ર સાલ ૧૯૬૨.
અદ્યતન રશિયન સાહિત્ય : ( અનુવાદો તથા અભ્યાસ ) પ્ર. સાલ ૧૯૬૩.

સામયિકો :

૧. આઝાદ હિંદ : રાજકીય સાપ્તાહિક—દિનકર મહેતા સાથે, ૧૯૩૯.
૨. લોકયુદ્ધ : રાજકીય સાપ્તાહિક, ૧૯૪૨.
૩. જનયુગ : રાજકીય સાપ્તાહિક. ૧૯૪૬.
૪. સંસ્કાર : માસિક, ૧૯૪૭, 'સ્વપ્નસ્થ'ના સહકારમાં.
૫. વિશ્વમાનવ : માસિક, ૧૯૫૮ થી ૧૯૬૦ સુધી, દ્વૈમાસિક ૧૯૬૧ થી.

અભ્યાસ-સામગ્રી :

ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૫૩ (યુગપુરુષ સ્તાલિન, 'સામ્યવાદ', 'મંઝિલ' માટે); ૧૯૫૬ (રોમાં રોલાં' માટે); ૧૯૫૮ ('અનોખી પ્રીત', 'સર્વોદય વિજ્ઞાન' માટે); ૧૯૫૯ (' ઉદ્ધ્વસ્ત આકાશ' માટે); ૧૯૬૧ ('રવીન્દ્રદર્શન' માટે); આધુનિક કવિતા-પ્રવાહ (ડૉ. પાઠક).

સરનામું : વિશ્વમાનવ, રામજી મંદિર પોળ, વડોદરા.

---

## મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

**[ ૧૧-૧૦-૧૮૯૯ ]**

શ્રી મગનભાઈ દેસાઈનો જન્મ તા. ૧૧-૧૦-૧૮૯૯ ના રોજ એમના મોસાળ ધર્મજ મુકામે થયો હતો. તેઓ વતની નડિયાદના છે. તેમના પિતાનું નામ પ્રભુદાસ લખાભાઈ દેસાઈ અને માતાનું નામ હીરાબહેન ઉર્ફે સુરજબહેન. જ્ઞાતિએ નડિયાદના દેસાઈવગાના પાટીદાર. એમનું લગ્ન બાળપણમાં શ્રી કાશીબહેન સાથે થયું હતું.

એમના પિતાશ્રી ધાર્મિક પ્રકૃતિના એટલે નિયમિત રીતે મંદિરે જતા. માતા પણ મૂળ સ્વામિનારાયણ સંપ્રદાયનાં, અને પતિની જેમ એ પણ નિયમિત સંતરામ મંદિરે જતાં. એ મંદિર અને સાધુસંતોની અસર બાળક મગનભાઈમાં વિશેષપણે ઊતરેલી. અગિયારેક વર્ષની વયે મગનભાઈએ માતા ગુમાવ્યાં અને પંદરની વયે પિતા. એ પછી એમના

જીવનમાં પિતા અને ગુરુને સ્થાને કાશીકાકા (શ્રી કાશીભાઈ વકીલ) હતા. એમને પણ સાધુસમાગમ વિશેષ ગમતો. નડિયાદમાં એમણે બંધાવેલ 'આનંદ કુટિર'માં ઊતરેલા અવધૂતબાબાની મધુર અવાજે ગવાતી રામાયણની ચોપાઈઓ મગનભાઈને પ્રભાવિત કરતી. તેઓ વૈરાગ્ય તરફ ઢળતા થયા હતા અને શ્રી રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, રામતીર્થ વગેરેનાં પુસ્તકો પણ વાંચતા

અભ્યાસ તરફ મગનભાઈને પહેલેથી જ ચીવટ હતી. વ્યાકરણ તરફ તો સહજ રીતે અભિરુચિ હતી. શબ્દકોશનો તો એ પહેલેથી જ ઉપયોગ કરવા લાગ્યા હતા. પ્રાથમિક અને માધ્યમિક શાળાનો મોટાભાગનો અભ્યાસ એમણે નડિયાદમાં કરેલો. ડાહ્યાભાઈ નામના બે શિક્ષકોની અસર તેમના ઉપર સારી પડી હતી, એકની શુદ્ધ ચારિત્ર્યવિષયક અને બીજાની શિક્ષણ-પદ્ધતિવિષયક. શાળાના હેડમાસ્તર ભગવાનદાસ કાકાનો પ્રભાવ તો સૌથી વિશેષ. હાઈસ્કૂલના શિક્ષકોમાં રાષ્ટ્રભાવના જગાડનાર મથુરભાઈ અને બીજા અનેક શિક્ષકોના એ ઋણી છે. ભણવામાં પ્રથમથી જ હોશિયાર એટલે શાળા અને હાઈસ્કૂલમાંથી જે સ્કોલરશિપ મળતી એમાંથી જ શાળાનું ખર્ચ તો નીકળી જતું. ૧૭ મે વર્ષે (ઈ. સ. ૧૯૧૭માં) મુંબઈ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશન પરીક્ષામાં એમણે ત્રીજો નંબર મેળવેલો. મુંબઈની પ્રસિદ્ધ ગોકુળદાસ તેજપાલ બોર્ડિંગમાં રહીને એમણે ઉચ્ચશિક્ષણ એલ્ફિન્સ્ટન કૉલેજમાં લીધું હતું. પ્રિ. કૉવર્નટન અને પ્રો. સીસનની શિક્ષણપદ્ધતિનું હજીયે તેઓ સ્મરણ કરે છે. એમના સહપાઠીઓમાં ગગનવિહારી મહેતા, સી. સી. દેસાઈ વગેરે હતા. એમની કૉલેજકારકિર્દી પણ યશસ્વી હતી. ઇન્ટરની પરીક્ષામાં એમણે પ્રથમ વર્ગ પ્રાપ્ત કરેલો (૧૯૧૯). ગણિત એ એમનો પ્રિય અભ્યાસવિષય હતો. બી. એ. ની પરીક્ષા અગાઉ એમણે ગાંધીજીની હાકલથી પ્રેરાઈ કૉલેજ છોડી—પરદેશી રાજ્યની ગુલામીના પ્રતીક સમી ચીલાચાલુ કેળવણીને તિલાંજલિ આપી. રાજકારણ એ કંઈક ગંદી રમત છે એવું કૉલેજકાળ દરમ્યાન એ સમજતા, પણ એ સમય દરમ્યાન જ ગાંધીજીના સંપર્કે એમને નવી જ દૃષ્ટિ આપેલી ધર્મસાધનાની ભાવનાથી રાજકારણમાં પડી શકાય એ વાત એમને વિચારવા જેવી લાગેલી. મુંબઈ છોડી, તેઓ ગુજરાત વિદ્યાપીઠમાં આવ્યા અને ત્યાંથી ઈ. સ. ૧૯૨૧મા 'સ્નાતક' થયા. સત્યાગ્રહ પર નિબંધ લખીને વિદ્યાપીઠની સર્વોચ્ચ પદવી 'પારંગત' મેળવનાર એ પહેલા (અને કદાચ છેલ્લા) છે. એ પછી બોરસદની કિંગ એડવર્ડ મેમોરિયલ હાઈસ્કૂલ (એ વખતે એ

રાષ્ટ્રીય શાળા બની હતી )ના સંચાલનકાર્યમાં જોડાયા અને એકાદ વર્ષ પછી વળી પાછા ગુજરાત વિદ્યાપીઠના મહાવિદ્યાલયમાં ગણિતના 'ફેલો' તરીકે નિમાયા. એ પછી સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રીય શાળામાં શિક્ષક તરીકે જોડાયા ( કાકાસાહેબ કાલેલકર ત્યારે એ શાળાના આચાર્ય હતા ) અને 'આશ્રમ સમાચાર' પત્રના તંત્રી પણ બનેલા ૧૯૨૮માં વિદ્યાપીઠમાં ગણિતના અધ્યાપક તરીકે અને ૧૯૩૦ની શરૂઆતમાં એના મહામાત્ર તરીકેનુ કાર્ય એમણે સંભાળ્યું વચમાં વર્ધા મહિલાશ્રમનુ કામકાજ સંભાળવા પણ ગયેલા અને બેએક વર્ષ ત્યાં રહી ૧૯૩૭માં પાછા મહામાત્રપદે નિમાયેલા. ૧૯૪૨મા 'કિવટ ઇન્ડિયા'ની લડત ઉપડતા વિદ્યાપીઠનુ કામકાજ બધ કરવામાં આવેલુ, અને મગનભાઈ પણ જેલમાં ગયેલા.

૧૯૪૭મા દેશ સ્વતંત્ર થયા પછી વિદ્યાપીઠ માટે નવા કાર્યનો યુગ આરંભાયો—રાષ્ટ્રીય કેળવણીનો સ્વતંત્ર પ્રયોગ ચાલુ રહ્યો રાષ્ટ્રીય કેળવણીની પુનર્ઘટનાના પ્રશ્નોમાં એમણે ઉત્કટ રસ લીધો છે ૧૯૪૬માં અમદાવાદ મ્યુનિસિપાલિટીના સ્કૂલબોર્ડના એ ચેરમેન થયા અને ૧૯૫૦માં સિદ્ધાન્ત ખાતર એ પદેથી એમણે રાજીનામુ આપ્યું ૧૯૫૭માં ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ તરીકે તેમની નિમણૂક થઈ. અગ્રેજી માધ્યમને બદલે ક્રમેક્રમે બધી વિદ્યાશાખાઓમાં ગુજરાતી માધ્યમ અપનાવવાનો ગુજરાત યુનિવર્સિટીનો સકલ્પ આ સમય દરમ્યાન અમલમાં આવ્યો એ પદેથી પણ એમણે રાજીનામુ આપેલુ એમના બે ગુણો—મક્કમપણું અને અણનમતા—સેનેટ-સિન્ડિકેટની બેઠકોમાં, હજી પણ જોવા મળે છે. સામાના મુદ્દાનો ઉત્તર આપવામાં અને પોતાના મુદ્દાને રજૂ કરવામાં એમને સારી ફાવટ છે.

૧૯૩૮થી તેઓ 'શિક્ષણ અને સાહિત્ય'નું સપાદન કરતા અને એ પછી 'હરિજન' પત્રોના તંત્રીનુ કામ પણ એમના હાથમાં લગભગ ચારેક વર્ષ રહેલું. નવજીવન ટ્રસ્ટમાં જોડાયા પછી એ પ્રકાશનસંસ્થાની ખિલવણીમાં પણ એમનો મહત્ત્વનો હિસ્સો છે ૧૯૫૬મા ગુજરાતી સહિત્ય સંમેલનના પત્રકારત્વ વિભાગના પ્રમુખ તરીકે તેઓ ચૂટાયા હતા મુંબઈ રાજ્યની વિધાન પરિષદના સરકારનિયુક્ત સભ્ય તરીકે, સઘની સરકારી ભાષા અંગે તપાસ કરવા રાષ્ટ્રપતિએ નીમેલા કમિશનના એક પ્રતિનિધિ તરીકે અને આશરે ત્રણ ડઝન જેટલી વિવિધ કમિટીઓના સભ્ય તરીકે મગનભાઈએ પોતાની સેવાઓ આપી છે અત્યારે તેઓ 'સત્યાગ્રહ' સામાહિક ચલાવે

છે. પત્રકાર તરીકે મગનભાઈ ગુજરાતને વિશેષ પરિચિત રહ્યા છે. નીડરતા, વેધક વિધાનો કરવાની શક્તિ, શિસ્તનો કડક આગ્રહ, વ્યવહારમાં નિરાડંબરીપણું, ગમતી સ્વભાવ અને ચીવટ—એ સર્વ એમના વ્યક્તિત્વના તરી આવતા અંશો છે.

શ્રી મગનભાઈનું લખાણ મુખ્યત્વે એમની પત્રકારિત્વ પ્રવૃત્તિની નીપજ છે એમ કહી શકાય. ૧૯૩૩ માં 'સત્યાગ્રહની મીમાંસા' નામનું એમનું પ્રથમ પુસ્તક પ્રગટ થયું. એ પછી ધર્મતત્ત્વ, ઇતિહાસ, શિક્ષણ તેમ જ ભાષા-સાહિત્ય જેવા વિવિધ વિષયો પર એમણે લખ્યું છે. ધર્મતત્ત્વ અંગેનાં એમનાં પુસ્તકોમાં યોગ, ઉપનિષદો અને ગીતા વિષેનો એમનો સ્વાધ્યાય છે, તો ઇતિહાસવિષયક પુસ્તકોમાં 'હિન્દની અંગ્રેજ વેપારશાહી' અને 'રાજા રામમોહનરાયથી ગાંધીજી'—અનુક્રમે ઇતિહાસના અધ્યયન અને અર્વાચીન હિંદના ઉત્થાનને સમજવાનાં નમૂનેદાર પુસ્તકો છે. શિક્ષણવિષયક એમનાં લખાણો મુખ્યત્વે પ્રાસંગિક નોંધો, નિવેદનો કે વ્યાખ્યાનોરૂપે છે. શિક્ષણ એમના વ્યવહારજીવનનું ક્ષેત્ર હોવાથી પ્રસંગોપાત્ત તદ્‌વિષયક પ્રશ્નો વિશે પોતાના વિચારો અને પ્રત્યાઘાતો એ પ્રગટ કરતા રહ્યા છે. પ્રૌઢશિક્ષણમાં પણ એમનું અર્પણ છે. જ્યારે એમની ભાષા–સાહિત્યવિષયક પ્રવૃત્તિમાં એમણે કવિવર પ્રેમાનંદની ત્રણ સુંદર આખ્યાનકૃતિઓની આપેલી વાચના, શીખ ધર્મના ગ્રંથો, 'અપંગની પ્રતિભા' જેવી જીવનકથા, તેમ જ 'કળા એટલે શું ?' અને 'જેકિલ અને હાઇડ' જેવી કૃતિઓના અનુવાદો, જોડણી અને પરિભાષાવિષયક એમની ચિરપરિચિત પ્રવૃત્તિ : આ સર્વ મગનભાઈની વાઙ્‌મયસેવાનાં ફળ છે.

શ્રી મગનભાઈની ભાષાશૈલી સીધા કથનમાં રાચે છે એમ કહી શકાય. નવાનવા શબ્દો, જરૂરિયાત પ્રમાણે, તે નીપજાવી લે છે, અને ક્રિયાપદો પાસેથી પણ ધાર્યું, અને આપણે કલ્પ્યું પણ ન હોય તેવું, કામ કઢાવી લે છે. એમના ગદ્યમાં પ્રાદેશિક લઢણો મબલખ પ્રમાણમાં જોવા મળે છે. પોતાના મુદ્દાને તેઓ દૃઢતાથી રજૂ કરે છે. એમનું ગદ્ય જાણે ખૂણા કાઢતું હોય એવું લાગે છે.

હજી પણ એમની લેખનપ્રવૃત્તિ, ખાસ કરીને 'સત્યાગ્રહ' પાક્ષિક દ્વારા, વેગબંધ વિસ્તરતી રહી છે, અને ગુજરાતનાં વિચારવમળોને ઝીલવાનો પ્રયાસ કરી રહી છે.

## કૃતિઓ

૧. ધડાવાળાં ગ્રાજવાં અને હૂંડિયામણનો ભેદ : નિબંધ; પ્ર. સાલ આશરે ૧૯૩૦.
૨. દારૂનિષેધ અને સ્વરાજ : નિબંધ; પ્ર. સાલ ૧૯૩૦.
૩. સત્યાગ્રહની મીમાંસા : નિબંધ; પ્ર. સાલ ૧૯૩૪.
૪. સુખમની ( ભક્તિકાવ્ય ) : અનુવાદ; પ્ર. સાલ ૧૯૩૬.
૫. અપંગની પ્રતિભા ( હેલન કેલરની આત્મકથા–પ્રથમ ભાગ ) : અનુવાદ; પ્ર. સાલ ૧૯૩૬.
૬. જપજી ('ગ્રંથસાહેબ'માંનો ખંડ ) : અનુવાદ; પ્ર. સાલ ૧૯૩૮
૭. જેકિલ અને હાઇડ ( આર એલ. સ્ટીવન્સનની કૃતિ ) : અનુવાદ; પ્ર. સાલ ૧૯૩૮.
૮. હિન્દી–ગુજરાતી કોશ : કોશ; પ્ર. સાલ ૧૯૩૯.
૯. જગતનો આવતી કાલનો પુરુષ ( સર્વપલ્લી રાધાકૃષ્ણનનું વ્યાખ્યાન ) : અનુવાદ; પ્ર. સાલ ૧૯૩૯.
૧૦. કુંવરબાઈનું મામેરું ( પ્રેમાનંદનું આખ્યાન ) : સંપાદન; પ્ર. સાલ ૧૯૪૦.
૧૧. સુદામાચરિત ( પ્રેમાનંદનું આખ્યાન ) : સંપાદન; પ્ર. સાલ ૧૯૪૨.
૧૨. સુદામાજીના કેદારા ( નરસિંહની કૃતિ ) : સંપાદન; પ્ર. સાલ ૧૯૪૨.
૧૩. કળા એટલે શું ? (ટોલ્સ્ટૉયનો નિબંધ ) : અનુવાદ; પ્ર સાલ ૧૯૪૫.
૧૪. રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થીપ્રવૃત્તિ : નિબંધ; પ્ર. સાલ ૧૯૪૫.
૧૫. હિંદની અંગ્રેજ વેપારશાહી ( ઈ. સ. ૧૬૦૦–૧૮૦૦ ) : ઇતિહાસ; પ્ર સાલ ૧૯૪૬.
૧૬. વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ : નિબંધ; પ્ર. સાલ ૧૯૪૬.
૧૭. મુંડકોપનિષદ ( વિવેચન સહિત ) : અનુવાદ; પ્ર. સાલ ૧૯૪૭.
૧૮. નળાખ્યાન ( પ્રેમાનંદનું આખ્યાન ) : સંપાદન; પ્ર. સાલ ૧૯૫૧.
૧૯. યોગ એટલે શું ? : યોગસૂત્રના સમાધિપાદનું વિવેચન; પ્ર. સાલ ૧૯૫૨.
૨૦. કેનોપનિષદ ( વિવરણ સહિત ) : અનુવાદ; પ્ર. સાલ ૧૯૫૬.
૨૧. સ્વરાજ એટલે શું ? : નિબંધ; પ્ર. સાલ ૧૯૫૬.
૨૨. આપણા દેશમાં આપણું રાજ્ય : નિબંધ; પ્ર. સાલ ૧૯૫૬.
૨૩. અંગ્રેજી અને સાંસ્કૃતિક સ્વરાજ : નિબંધ, પ્ર. સાલ ૧૯૫૭.
૨૪. રાજા રામમોહન રાયથી ગાંધીજી : ઇતિહાસ; પ્ર. સાલ ૧૯૫૭.
૨૫. આપણો પરમ મંત્ર : પ્રૌઢ શિક્ષણ; પ્ર. સાલ ૧૯૫૭.

૨૬. હિંદીપ્રચાર અને બંધારણ : નિબંધ; પ્ર. સાલ ૧૯૫૭.
૨૭. ઈસપ અને તેની વાતો (ભા. ૧ થી ૪): પ્રૌઢ શિક્ષણ; પ્ર. સાલ ૧૯૫૭.
૨૮. જંગલમાં મંગળ ('રૉબિન્સન ક્રૂસો'ની વાત) : વાર્તા; પ્ર. સાલ ૧૯૫૮.
૨૯. નિવાપાંજલિ : વિવિધ વ્યક્તિઓના અવસાન પ્રસંગે લખેલી નોંધો; પ્ર. સાલ ૧૯૫૯.
૩૦. માંડૂક્યોપનિષદ (વિવેચન સહિત): અનુવાદ; પ્ર. સાલ ૧૯૫૯.
૩૧. વિવેકાંજલિ : વિવેચન-પુસ્તક-પરિચય.
૩૨. નવી યુનિવર્સિટીઓ : નિબંધ ('પરિવાર પ્રકાશન'); પ્ર. સાલ ૧૯૬૪.
સર્વના પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ.

અભ્યાસ-સામગ્રી :

૧. કેળવણીકારનું પોત અને પ્રતિભા (શ્રી મગનભાઈ દેસાઈ અભિનંદન-ગ્રંથ (નવજીવન), ૧૯૫૯.
૨. 'નળાખ્યાન' માટે 'નિરીક્ષા' (ઉમાશંકર જોશી)
૩. 'સુદામાચરિત' માટે 'પરબ', ૧૯૬૩; પત્રિકા-૨.
૪. 'કુંવરબાઈનું મામેરું' માટે 'બુદ્ધિપ્રકાશ', માર્ચ ૧૯૬૫.

સરનામું : નવજીવન બ્લૉક્સ, અમદાવાદ-૧૩.

---

## મુનિકુમાર મણિશંકર ભટ્ટ

[ ૭-૨-૧૮૯૮ ]

કવિશ્રી 'કાન્ત' (મણિશંકર રત્નજી ભટ્ટ) ના પુત્ર અને સુખ્યાત હાસ્યલેખક શ્રી મુનિકુમાર ભટ્ટનો જન્મ તા. ૭ ફેબ્રુઆરી ૧૮૯૮ ને દિવસે વડોદરામાં થયો હતો. એમનાં માતાનું નામ નર્મદા (શંકરકૃત 'પદ્માખ્યાન'ના કર્તા શંકરલાલ જેઠાભાઈ પંડિતનાં પુત્રી). મૂળ વતન ચાવંડ-બાબરા. જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર. ૧૯૧૭ માં ગિરિબાલાબહેન સાથે એમનુ લગ્ન થયેલું.

પ્રાથમિક શાળાનો અભ્યાસ ભાવનગરની તાલુકા શાળા નં. ૧ માં કરેલો, અને માધ્યમિક શિક્ષણ અનુક્રમે ભાવનગરની ઍંગ્લો વર્નાક્યુલર

સ્કૂલ અને આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં તેમ જ પેટલાદની પેટલાદ હાઈસ્કૂલમાં લીધેલું. કૉલેજનો પ્રથમ વર્ષનો (પ્રીવિયસ) અભ્યાસ જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં અને ઇન્ટરમીડિયેટનો પૂનાની ડેક્કન કૉલેજમાં (ઈ. સ. ૧૯૧૭-૧૮) કરેલો. આ દરમ્યાન ગુજરાત સાહિત્ય પરિષદ ભંડોળ કમિટીની પરીક્ષામાં પ્રથમ આવી રણજિતરામ ચંદ્રક મેળવ્યો હતો. ભાવનગરની દીવાન ઑફિસમાં અને પછી ત્યાંના જૂના દફતરના ઉપરી તરીકે એમણે નોકરી કરેલી. એ પછી સૌરાષ્ટ્ર રાજ્યના ઉપરી-દફતરી તરીકે અને પુરાતત્ત્વના વડા તરીકે સેવાઓ બજાવેલી. હાલ તેઓ નિવૃત્ત જીવન ગાળે છે.

એમના જીવન પર પ્રબળ અસર પાડનારાઓમાં મુખ્યત્વે રણજિતરામ વાવાભાઈ, ભોગીન્દ્રરાવ દિવેટિયા, નાનાલાલ, રમણભાઈ નીલકંઠ, આનંદશંકર, બળવંતરાય, કવિ 'કાન્ત' અને હાજી મહમદ અલારખિયા શિવજી છે. અંગ્રેજીમાં પણ કવચિત્ 'ક્રોનિકલ'માં એમણે લેખો લખ્યા છે. જુદે જુદે સમયે લખવાની જરૂર લાગતાં એમણે લેખનકાર્ય કર્યું છે. એમાંયે વિશેષ સાતત્યથી તો 'કૌમુદી'માં. ૧૯૧૨ માં 'સુંદરી સુબોધ'માં એક અંગ્રેજી વાર્તાનું રૂપાન્તર કરીને એમણે પોતાની લેખનપ્રવૃત્તિનો આરંભ કરેલો. એ પછી શ્રી કનૈયાલાલ મુનશીના 'ગુજરાત'માં અને હાજી મહમ્મદની 'વીસમી સદી'માં લખવાનું આરંભ્યું. પણ એ પછી તો 'કૌમુદી', 'કુમાર', 'યુગધર્મ'; 'સુવર્ણમાલા', 'પ્રસ્થાન', 'કહાની', અને છેલ્લે 'અખંડ આનંદ' તેમ 'ગૃહમાધુરી'માં પણ લખતા. એમનો પ્રિય લેખક અંગ્રેજીમાં જ્યોર્જ બર્નાર્ડ શૉ અને બંગાળીમાં બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય; ગુજરાતીમાં રમણભાઈ, આનંદશંકર, રણજિતરામ, કરુણાશંકર કુબેરજી ભટ્ટ. પિતા 'કાન્ત'ને પણ એમના પ્રિય લેખક તરીકે તેઓ ગણાવે છે. ગ્રંથોમાં ટેનિસનનાં કાવ્યો, રણજિતકૃતિસંગ્રહ અને 'ઠંડે પહોરે' એક યા બીજા પ્રકારની લાગણીથી એમની પ્રિય કૃતિઓ રહી છે.

પોતાના સમયમાં હળવા નિબંધોનો સાહિત્યપ્રકાર ઓછો ખેડાયો હોવાથી એ એમનો પ્રિય સાહિત્યપ્રકાર રહ્યો છે. એથી જ મનગમતા લેખન-વિષય તરીકે તેઓ હાસ્યને ગણાવે છે. તેમ છતાં ઇતિહાસ-સંશોધન પણ એમનો એટલો જ પ્રિય લેખનવિષય છે. દિવસના આઠ કલાક તેઓ વાંચન પાછળ ગાળે છે અને એમાં અનુક્રમે ધર્મ, ઇતિહાસ, કવિતા, નાટક, નવલ-નવલિકા, વિવેચન, રાજનીતિ અને અર્થશાસ્ત્ર (વર્તમાનપત્રો પણ) જેવા વિષયોનું વાંચન કરે છે. હવે વિશેષ નાટ્યકૃતિઓ વાંચે છે. જુદાં

જુદાં માસિકોના તંત્રીઓ સાથેની મૈત્રીએ એમના સાહિત્યસર્જનમાં વિશેષ ભાગ ભજવ્યો છે; કારણ, લેખક માને છે કે એ વિના એ લખી શક્યા ન હોત.

લેખકની પ્રથમ મૌલિક વાર્તા 'હુતા તો વિવા' શ્રી કનૈયાલાલ મુનશીએ 'ગુજરાત'ના પ્રથમ વર્ષમાં પ્રકટ કરેલી. 'માતા' નામે એક ટૂંકી વાર્તા (અનુકૃતિ) 'સુંદરી સુબોધ'માં ૧૯૧૨-૧૩માં પ્રકટ થયેલી. અત્યારે 'સૌરાષ્ટ્ર સમાચાર'માં 'ડેલીનો ડાયરો', 'ત્યારે અને અત્યારે' વિભાગો એ લખે છે. સરલ પિંગળ નામે નવી ઢબે પિંગળ પણ લખી રહ્યા છે, અને પોતાની પદ્યકૃતિઓનો સંચય પણ તૈયાર કરી રહ્યા છે. પોતે લખેલાં કાવ્યો, લેખો, વાર્તાઓ અને નાટકો ગ્રંથસ્થ થાય કે ન થાય તે સંબંધે લેખકનું સ્થાયી વલણ ઉદાસીનતાનું રહ્યું છે. લેખક દક્ષિણામૂર્તિ, લલિત કલામંડળ, ભાવનગર સાહિત્ય સભા, સૌરાષ્ટ્ર સંશોધન મંડળ, દેશ સેવા સમાજ, ભાવનગર મહિલા વિદ્યાલય, ધરશાળા, કલમ મંડળ જેવી સંસ્થાઓ સાથે જોડાયેલા હતા. ઉપરાંત, 'બોમ્બે બૉર્ડ ઑફ હિસ્ટોરિકલ રેકર્ડ્ઝ ઍન્ડ એન્શન્ટ મોન્યુમેન્ટ્સ' તેમ જ 'ઇન્ડિયન હિસ્ટોરિકલ રેકર્ડ્ઝ કમિશન'ની રીસર્ચ કમિટીના સભ્ય પણ હતા.

'ઠંડે પહોરે'માંના એમના હળવા નિબંધોમાંનો વિનોદ આકર્ષે છે, પણ એમનો વિનોદ વિશેષ સ્ફુટ છે. એમનુ વક્તવ્ય રસનુ વહન કરે છે, પણ એનું પોત એકંદરે પાતળું છે, પરંતુ એ શિષ્ટ અને ઘણીવાર સાહિત્યલક્ષી હોય છે. આપણા સંસ્કારી બુદ્ધિલક્ષી વિનોદના લેખકોમાં શ્રી મુનિકુમારનું નામ સ્મરણીય ગણાય 'કલાપીના પત્રો' એમણે કરેલું સંપાદન પણ અત્યંત મૂલ્યવાન છે.

## કૃતિઓ

૧. કલાપીના ૧૪૪ પત્રો : સંપાદન, પત્રધારા; પ્ર સાલ ૧૯૨૫.
   પ્રકાશક : પોતે

૨. સીહોરની હકીકત : સંપાદન (મૂળ લેખક : દેવશંકર વૈકુંઠજી ભટ્ટ), (ઇતિહાસ અને સમાજશાસ્ત્ર); પ્ર સાલ ૧૯૨૮.
   પ્રકાશક : ભા સ્ટે. કાઉન્સિલ ઑફ ઍડમિનિસ્ટ્રેશન.

૩. ઠંડે પહોરે : મૌલિક, હળવા નિબંધો; પ્ર. સાલ ૧૯૪૪.
   પ્રકાશક : પદ્મ પ્રકાશન લિ.

અભ્યાસ-સામગ્રી :

૧. માટે શ્રી ગગનવિહારી મહેતાનુ 'કૌમુદી'માં અવલોકન પુરોવચન અને વિવેચન (રસિકલાલ પરીખ)
૨ માટે દી બ કૃષ્ણલાલ મો ઝવેરીનુ 'મોડર્ન રિવ્યુ'માનુ અવલોકન
૩ માટે શ્રી રામપ્રસાદ બક્ષીનુ વિવરણ
શ્રી 'ધૂમકેતુ'ની 'સાહિત્ય'માની નોંધ
શ્રી યશવંત પંડયાનો 'ઊગતા તારા' નામે લેખ

સરનામુ ૪૩૨, તપોવન, કૃષ્ણનગર ભાવનગર

---

## મૂળશંકર મોહનલાલ ભટ્ટ

### [ ૨૫-૬-૧૯૦૭ ]

શ્રી મૂળશંકર ભટ્ટનો જન્મ ઈ સ ૧૯૦૭ના જૂન માસની ૨૫મી તારીખે ભાવનગરમા થયો હતો એમનુ મૂળવતન રોજકા-ધંધુકા પિતાનુ નામ શ્રી મોહનલાલ શંકરલાલ ભટ્ટ અને માતાનુ નામ રેવાબહેન તેમનુ લગ્ન થયુ ૧૯૨૯મા હસાબહેન સાથે એમણે પ્રાથમિક શિક્ષણ વતનમાં તથા ભાવનગરમા લીધેલુ માધ્યમિક શિક્ષણ દક્ષિણામૂર્તિ વિનયમંદિર, ભાવનગરમાં અને ઉચ્ચ શિક્ષણ ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદમા લીધેલ તેઓ ૧૯૨૭મા 'અ' વર્ગમા વિદ્યાપીઠના સ્નાતક થયા તેમણે સંગીત ખાસ વિષય તરીકે પસદ કરેલ તેમને લલિત-કલાવિશારદનુ પ્રમાણપત્ર પણ મળેલું

મૂળશંકરભાઈએ ૧૯૩૦ થી શરૂ કરીને આજ સુધી છાત્રાલયમા ગૃહપતિ તરીકે તથા વિનયમંદિરમા અધ્યાપનમંદિરમા તથા લોકભારતીના લોકસેવા મહાવિદ્યાલયમા અધ્યાપક તરીકે સુખ્યત્વે કામ કર્યું છે આ વ્યવસાય એમની લેખકપ્રવૃત્તિને ખૂબ જ પૂરક, પ્રેરક અને પોષક રહ્યો છે આ ઉપરાંત નઈ તાલીમસઘ, સઘન ક્ષેત્રયોજના, ગ્રામસેવાને લગતી રચનાત્મક પ્રવૃત્તિઓમા તેઓ સક્રિય ગૂથાયેલા રહ્યા છે એમના કેળવણીવિષયક લેખો તથા પ્રૌઢો માટેનુ સાહિત્ય આ પ્રવૃત્તિઓનુ કંઈક પ્રતિબિંબ પાડે છે

એમના જીવન પર એમની માતા શ્રી રેવાબહેન - અને ગાંધીજીની અસર ઠીક ઠીક પડી હતી. બાળપણમાં માતાની અસર અને શિક્ષણમાં ગાંધીજીની. લેખનવૃત્તિ તો અનાયાસે પ્રગટ થઈ. એમને સાહિત્યનાં શુદ્ધ સ્વરૂપોનો આસ્વાદ કરવાની રુચિ સ્વ. રામનારાયણ વિ. પાઠકના પરિચયથી થઈ. પોતામાં શુદ્ધ સાહિત્યસર્જનની કોઈ શક્તિ નથી એની પ્રતીતિ એઓ વિદ્યાપીઠમાં ભણતા હતા ત્યારે થઈ. દક્ષિણામૂર્તિ સંસ્થામાં જોડાયા પછી એમને દઢ ખાતરી થઈ કે એમની રુચિ શિક્ષણના ક્ષેત્રની છે. એમની શિક્ષણપ્રવૃત્તિમાં સાહિત્યના સંસ્કારો ભળ્યા અને એ રીતે એમની લેખનપ્રવૃત્તિનો આરંભ થયો. આમ, એમનું લેખન સદા હેતુલક્ષી રહ્યું છે. એમનાં લખાણોમાં મોટા ભાગની કૃતિઓ ભાષાન્તરો કે રૂપાંતરો કે સંક્ષેપો છે તેનું કારણ પણ આમાં જ રહેલું છે.

મૂળશંકરભાઈની લેખનપ્રવૃત્તિ હમેશાં એમની શિક્ષણપ્રવૃત્તિના એક ભાગરૂપે જ રહી છે. એમણે મુખ્યત્વે કિશોરવર્ગ તથા સામાન્ય ભણેલ પ્રૌઢોને લક્ષમાં રાખીને—તેમનાં રસ, રુચિ, કક્ષા ને વિકાસને લક્ષમાં રાખીને જ લખ્યું છે. લખવાની શરૂઆત ગૃહપતિ તરીકેના કામની એમની ફરજમાંથી અકસ્માત્ ઊભી થઈ. રાતે કિશોરવયના વિદ્યાર્થીઓને કહેવા માટેની વાર્તાઓની માંગમાંથી મૂળશંકરભાઈ વાર્તાઓના ખજાનાની શોધમાં નીકળ્યા, અને અચાનક એમની નજર તે કાળ સુધી ગુજરાતીઓને બિલકુલ અજાણ એવી જુલે વર્નની સાહસકથાઓ પર પડી. એ વાર્તાઓ એમણે કિશોરોને સંભળાવી અને પછી લખવા માંડી. તેમાં એમને મિત્રો તેમ જ વિદ્યાર્થીઓ તરફથી ખૂબ પ્રોત્સાહન મળ્યું. આ વાત લગભગ ૧૯૩૩ ની. વિદ્યાર્થીઓનો નિત્ય અને જીવંત સહવાસ મૂળશંકરભાઈને વાર્તાકથન અને લેખન ભણી અનાયાસે ખેંચી ગયો.

એમના મનગમતા વિષયો છે સાહસકથા, પ્રવાસકથા, જીવનચરિત્રો, પ્રૌઢો માટેની નાની વાર્તાઓ. ઉત્તમ સાહિત્યકૃતિઓનું વારંવાર પરિશીલન કરવાનું એમને ખૂબ ગમે છે. મનોવિજ્ઞાનનાં પુસ્તકો વાંચવાનો પણ એમને શોખ છે. એમની પહેલી સાહિત્યકૃતિ તે 'સાગરસમ્રાટ' નામના જુલે વર્નના પુસ્તકનુ સંક્ષિપ્ત ભાષાંતર. શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરના સંચાલક શ્રી ગોપાલભાઈની પ્રેરણા તથા તેમની કાર્યદક્ષતાએ આ પ્રકાશનમાં ઘણો મોટો ફાળો આપ્યો હતો.

મૂળશંકરભાઈને શુદ્ધ સાહિત્યનો રસાસ્વાદ કાલિદાસ, રવીન્દ્રનાથ શરદબાબુ, ગોવર્ધનરામ અને પ્રેમાનંદમાંથી ઠીક ઠીક મળ્યા કરે છે. શાકુન્તલ,

ઘરે બાહિરે, શ્રીકાંત, સરસ્વતીચંદ્ર, નળાખ્યાન એ ગ્રંથો એમને વારંવાર વાંચવા ગમે છે. એમને દરેક વખતે તે ગ્રંથોના વાચનથી 'કંઈક નવીન'ની પ્રાપ્તિ થયાનો આનંદ મળ્યો છે. કૉનન ડોઈલનો 'શેરલોક હોમ્સ' પણ એમને વારંવાર વાંચવો ગમે છે.

## કૃતિઓ

૧. સાગરસમ્રાટ : સંક્ષેપ–અનુવાદ (Twenty Thousand Leagues Under the Sea by Jule Vern), સાહસકથા; પ્ર. સાલ ૧૯૩૩.

૨. સાહસિકોની સૃષ્ટિ : સંક્ષેપ–અનુવાદ (Secret of the Island by Jule Vern)–સાહસકથા; પ્ર. સાલ ૧૯૩૪.

૩. પાતાળપ્રવેશ : સંક્ષેપ–અનુવાદ (Journey to the Centre of the Earth by Jule Vern), સાહસકથા; પ્ર. સાલ ૧૯૩૫.

૪. ખજાનાની શોધમાં : સંક્ષેપ–અનુવાદ (Treasure Island by R. L. Stevenson), સાહસકથા; પ્ર. સાલ ૧૯૩૬.
બધાના પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર.

૫. મહાન મુસાફરો : મૌલિક, પ્રવાસકથા; પ્ર. સાલ ૧૯૩૭.
પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.

૬. ધરતીને મથાળે : અનુવાદ (On the Top of the Earth), પ્રવાસકથા; પ્ર. સાલ ૧૯૩૯.
પ્રકાશક : સંસ્કાર સાહિત્ય મંદિર, રાજકોટ.

૭. ૮૦ દિવસમાં પૃથ્વી–પ્રદક્ષિણા : સંક્ષેપ–અનુવાદ (Eighty Days Round the World by Jule Vern), સાહસકથા; પ્ર. સાલ ૧૯૪૦.

૮. ચંદ્રલોકમાં : સંક્ષેપ–અનુવાદ (Journey to the Moon and Round the Moon), સાહસકથા; પ્ર. સાલ ૧૯૪૧.
પ્રકાશક (બન્નેના) : ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર.

૯. લા મિઝરેબલ : સંક્ષેપ–અનુવાદ (Les Meserables by Victor Hugo), નવલકથા; પ્ર. સાલ ૧૯૪૬.
પ્રકાશક : સંસ્કાર સાહિત્ય મંદિર, રાજકોટ.

૧૦. અંધારના સીમાડા : રૂપાંતર (Power of Darkness by Tolstoy), નાટક; પ્ર. સાલ ૧૯૪૬.

૧૧. નાનમેન : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૭.
૧૨. ગગનરાજ : અનુવાદ, સાહસકથા; પ્ર. સાલ ૧૯૪૮.
   પ્રકાશક ( ત્રણેના ) : ગ્રામ દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર.
૧૩. વાચનપટ : મૌલિક, પ્રૌઢો માટે અક્ષરજ્ઞાન; પ્ર. સાલ ૧૯૫૦.
   પ્રકાશક : સંસ્કાર સાહિત્ય મંદિર, રાજકોટ.
૧૪. વાંચતાં આવડી ગયું : મૌલિક, પ્રૌઢો માટે અક્ષરજ્ઞાન; પ્ર. સાલ ૧૯૫૭.
૧૫. દલપતરામની વાતો :   ,,   ,,   ,,
૧૬. વાંચવા જેવી વાર્તા :   ,,   ,,   ,,
   ત્રણેના પ્રકાશક : લોકભારતી વિદ્યા વિસ્તાર, સણોસરા.
૧૭. બાળકોને વાર્તા કેમ કહેશો ? : મૌલિક, બાલ-મનોવિજ્ઞાન, પ્ર. ૧૯૫૮.
   પ્રકાશક : પરિચય ટ્રસ્ટ, મુંબઈ.

**અભ્યાસી-સામગ્રી :**

ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૪૬, ૧૯૫૮.

સરનામું : લોકભારતી, સણોસરા (ભાવનગર).

---

## મોહનલાલ દલસુખરામ ભટ્ટ 'મોહિનીચંદ્ર'

### [૨૨-૬-૧૯૦૧ થી ૬-૮-૧૯૬૨]

શ્રી મોહનલાલ ભટ્ટનો જન્મ ૨૨ મી જૂન ૧૯૦૧ માં વડાલી ગામે થયો હતો. એમનું વતન કપડવણજ. તેઓ જ્ઞાતિએ મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ હતા. માતાનું નામ મહાલક્ષ્મીબેન અને પિતાનું દલસુખરામ હરગોવિંદદાસ ભટ્ટ. શ્રી મોહનભાઈએ ઈ. સ. ૧૯૩૧ માં શ્રી પ્રેમિલાબેન સાથે લગ્ન કર્યું હતું.

એમણે પ્રાથમિક શિક્ષણ કપડવણજ ખાતે લીધું હતું. અંગ્રેજી પહેલી યાને પાચમી ચોપડી પણ ત્યાં જ કરેલી અને ત્યાર પછી અંગ્રેજી બીજીથી મેટ્રિક સુધીનો અભ્યાસ અમદાવાદની પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં કરેલ. એમનો મુખ્ય વ્યવસાય પત્રકારત્વ અને પ્રૂફરીડિંગનો હતો. 'પ્રજાબંધુ', 'ગુજરાત

સમાચાર', 'જ્યોતિર્ધર' અને 'સસ્તું સાહિત્ય વર્ધક' કાર્યાલયમાં અનુક્રમે એમણે પોતાની સેવાઓ આપેલ. લેખનપ્રવૃત્તિને અનુકૂળ એમનો વ્યવસાય હતો. તેઓ આજીવન શાંત અને મૂંગા સાહિત્યકાર બની રહ્યા હતા.

ગાંધીજી અને ટૉલ્સ્ટૉયની ઊંડી અસર નીચે તેઓ આવ્યા હતા. એમણે રવીન્દ્રનાથનાં 'ગીતાંજલિ', 'સાધના', 'નૈવેદ્ય', 'ઉત્સર્ગ', 'સાહિત્ય' વગેરે એકથી વધુ વખત વાંચેલ, વિચારેલ. શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ કૃત 'ઈશ્વરનો ઇન્કાર' પણ હૃદય અને મન પર સારી છાપ પાડી ગયેલ. શ્રી મોહિનીચંદ્ર ૧૯૨૦ માં મેટ્રિકમાં નપાસ થયા ત્યારે ખૂબ આઘાત લાગેલ અને તેમાંથી કવિતા-ઉદ્‌ગાર સ્ફુર્યા અને કવિતાનું વહેણ શરૂ થયું. ટાગોરનું 'ગીતાંજલિ' એમનું આત્મીયજન જેવું પુસ્તક હતું. ગીતાંજલિ વાંચતાં વાંચતાં તેઓ વિગલિત થઈ જતા. એમનો પ્રિય સાહિત્યપ્રકાર કાવ્ય હતો.

એમની સૌથી પ્રથમ પ્રગટ થયેલી કૃતિ તે વાર્તાસંગ્રહ 'દિગંત'. ત્યાર પછી એમણે કાવ્યો, બાલગીતો, ગદ્યાત્મક ભાવનાઓ આદિ લખાણ પ્રગટ કર્યું. હૃદયરોગથી તા. ૬-૮-૧૯૬૨ ના દિવસે એમનું અવસાન થયું.

'દિગંત'માં એમની દશ વાર્તાઓ સંગ્રહાઈ છે, અને એમાં સમાજની રૂઢિઓથી હેરાન થતાં માનવોની કથા આલેખી છે. નીશીના આ કવિની ભાષા અને છંદ પર સારી પકડ વરતાય છે. એમનાં બાલગીતો પણ મધુર અને સરલ છે. 'પારસનાં ફૂલ'માં એમણે ૧૦૯ ગદ્ય કંડિકાઓમાં વિભુ તરફના વિવિધ ભાવો-મેનો વ્યક્ત કર્યા છે, અને એમાં પ્રભુને પામવાની તાલાવેલી જાણે કે કેન્દ્રસ્થાને રહી છે. 'અચ્યુતપુરનો પંથ'માં શ્રી સીતારામ મહારાજની સાયંકથાના શ્રવણથી પોતામાં અધ્યાત્મવૃત્તિ કેવી રીતે વિકસતી ગઈ એનું કથાત્મક નિરૂપણ કર્યું છે. છેલ્લાં વરસોમાં એમનું વલણ ભક્તિ તરફ ઢળેલું હતું અને એ જ વિષયની રચનાઓ તેઓ કરતા હતા. મૃત્યુ અગાઉ ચાર-પાંચ માસથી હૃદયરોગના હુમલાને કારણે કશું લખી શકતા નહિ. એમની કેટલીક કૃતિઓ હજી સુધી અપ્રકટ છે. ગુજરાત સરકાર તરફથી એમના બાલગીતોના સંગ્રહ 'મોતીનો દાણો' માટે એમને ઈ. ૧૯૬૦-૬૧ માં પ્રથમ પારિતોષિક પ્રાપ્ત થયું હતું.

## કૃતિઓ

૧. દિગંત : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૩૮.
પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ.

૨. મંજૂષા : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૪૨.
પ્રકાશક : પોતે.

૩. સૂરજ બોલાવે : મૌલિક, બાળગીતો; પ્ર. સાલ ૧૯૫૪.
પ્રકાશક : અનડા બુક ડીપો, અમદાવાદ.

૪. પારસનાં ફૂલ : મૌલિક, ગદ્યાત્મક ભાવનાઓ; પ્ર. સાલ ૧૯૫૪.
પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ

૫. અચ્યુતપુરનો પંથ : મૌલિક, પદ્ય; પ્ર. સાલ ૧૯૫૬.
પ્રકાશક : સીતારામ સત્સંગમંડળ વતી એમ. એમ. ખંભાતવાળા, અમદાવાદ.

૬. મોતીનો દાણો : મૌલિક, બાળગીતો; પ્ર. સાલ ૧૯૬૧.
પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ.

અપ્રગટ કૃતિઓ :

૧. સોનાનો કટોરો (બાલગીતસંગ્રહ)
૨. એક દિવસ (૧૨૦ ઋતુપ્રધાન ગીતો—બાર મહિના)
૩. વિશ્વજનની (૫૬૦ પંક્તિઓનું સળંગ કાવ્ય)
૪. કેટલા વાગ્યા ? (એક નવતર કાવ્યપ્રવાહ—૫૧૪ પંક્તિઓ)
૫. બોલેની બોલમાલા (૮૯૮ પંક્તિઓ) New Vision in Poetry.
૬. હું નાનો યાને લઘુ માહાત્મ્ય (મોટેરાં માટે)
૭. હું નાનો યાને લઘુ માહાત્મ્ય (બાળકો માટે)

અભ્યાસ-સામગ્રી :

ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૩૮, ૧૯૫૬.
ગુજરાત સમાચાર, તા. ૩૧-૭-૧૯૫૫.

સરનામું : ૨૩૧૪, મહાલક્ષ્મીની પોળ, રાયપુર, અમદાવાદ-૧.

---

# યશોધર નર્મદાશંકર મહેતા

[ ૨૪-૮-૧૯૦૯ ]

એમનો જન્મ વતન અમદાવાદમાં ઈ. સ. ૧૯૦૯ના ઑગસ્ટની ૨૪મીએ થયો હતો. એમના પિતા ધર્મ–તત્ત્વજ્ઞાનના સમર્થ અભ્યાસી નર્મદાશંકર દેવશંકર મહેતા અને માતા ભાગીરથીબહેન. ઈ. સ. ૧૯૩૭માં શ્રી યશોધરભાઈએ શ્રી વસુમતીબહેન સાથે લગ્ન કર્યું. જ્ઞાતિએ તેઓ સાઠોદરા નાગર ગૃહસ્થ છે શ્રી યશોધરભાઈ મહેતાએ મુંબઈ યુનિવર્સિટીની બી. એ. ની ડિગ્રી ઇતિહાસ અને અર્થશાસ્ત્ર વિષયો લઈને મેળવી છે. તેઓ 'બેરિસ્ટર–એટ–લૉ' પણ છે. વ્યવસાયે તેઓ વકીલ છે અને સાથે સાથે કુટુંબની વેપારી પેઢીની દેખરેખ પણ રાખે છે. શ્રી મહેતા ભારત સરકારે નીમેલા 'ઑફિશિયલ લેંગ્વેજ લેજિસ્લેટિવ કમિશન'ના સભ્ય છે અને ગુજરાત સરકારે નીમેલા 'મિનિમમ વેઇજ એડવાઇઝરી બોર્ડ'ના અધ્યક્ષ છે.

લેખકના જીવન ઉપર શ્રેયસ્સાધક અધિકારી વર્ગના આદ્ય સંસ્થાપક શ્રીમન્નૃસિંહાચાર્યનાં પુસ્તકોની ગાઢ અસર પડી છે. યુરોપમાં ૧૯૩૩ થી ૧૯૪૦ નાં વર્ષો દરમ્યાન વસવાટ કર્યાથી એમને લેખનકાર્ય કરવાની લગની લાગી. એમણે લખેલ 'રણછોડલાલ' રેડિયો નાટકને ઈ. સ. ૧૯૪૧ માં પહેલું ઇનામ મળતાં, અકસ્માત્ અને અણધારી સફળતાથી પ્રેરાઈ વધુ લખવાનો આરંભ કર્યો. એ જ નાટકને 'કુમાર ચંદ્રક' પણ મળ્યો. 'રણછોડલાલ અને બીજાં નાટકો' એ એમની પ્રથમ કૃતિ. એનો વિસ્તૃત ઉપોદ્ઘાત પ્રસિદ્ધ સાહિત્યકાર સ્વ. બ. ક. ઠાકોરે લખેલો.

યશોધરભાઈએ ૧૯૪૨–૪૩ આસપાસ લખેલ નવલકથા 'સરી જતી રેતી'નો પહેલો ભાગ ૧૯૫૦માં પ્રગટ કર્યો ત્યારે સાહિત્યજગતમાં ભારે ઊહાપોહ થયેલ. એ કૃતિની ચાર આવૃત્તિઓ થઈ ચૂકી છે. ત્યાર પછી એમની નવલકથા 'મહારાત્રિ' સારો આવકાર પામી. પછી તો તેમણે ઐતિહાસિક નવલકથાઓ, સંતો–મહાત્માઓના જીવનચરિત્રો, રેડિયો–નાટિકાઓ, પ્રવાસ–પુસ્તકો, પ્રેમકથાઓ, જ્યોતિષ, તત્ત્વજ્ઞાન લખીને ઠીક ઠીક લોકપ્રિયતા મેળવી છે. એમની શૈલીનું સૌંદર્ય મુનશી અને બ. ક. ઠાકોર જેવાની પ્રશંસા પામી શક્યું છે. એમને નવલકથા, પ્રવાસવર્ણનો તથા આગમનિગમના લેખો લખવા વિશેષ પ્રિય છે. એમની પ્રકૃતિને કલ્પના–વિલાસ અને પર્યટન અધિક રુચે છે.

યશોધરભાઈના પ્રિય લેખકો છે કાલિદાસ અને શેક્સપિયર; કારણ, બંનેની કૃતિઓમાં સત્ય અને સૌન્દર્ય તરવરે છે. ઉપનિષદો એમના પ્રિય ગ્રંથ છે. એ વાંચતાં વાંચતાં તેઓ એમાં લીન બની જાય છે. તેમના અંગ્રેજી લેખો તથા રેડિયો વાર્તાલાપો પણ થોડા સમયમાં પ્રગટ થનાર છે. યશોધરભાઈની પ્રિય પ્રવૃત્તિ છે 'અગમનિગમ મંડળ'. આ સંસ્થાના તેઓ પ્રણેતા છે. આ સંસ્થા આધ્યાત્મિક વિચારમંડળ છે. એમની સાહિત્યસેવા રેડિયો નાટિકાઓ, નવલકથાઓ, પ્રવાસપુસ્તકો, સંતો–વિભૂતિઓનાં રેખાચિત્રો અને તત્ત્વજ્ઞાનની હળવી તેમ જ ગંભીર ચર્ચાના લેખોમાં વિસ્તરી છે.

સંવિધાનકળાની દૃષ્ટિએ તેમનું નાટક 'રણછોડલાલ' આપણા નાટ્યસાહિત્યમાં અનોખી ભાત પાડી જાય છે. આખું નાટક ૧૧ ખંડોમાં વહેંચાયેલું છે. એમાં અમદાવાદના આદિઉદ્યોગપતિ શ્રી રણછોડલાલની જીવન-કિતાબનાં કેટલાંક વિશિષ્ટ પૃષ્ઠો કલાત્મક રીતે રજૂ થયાં છે. ૧૧ ખંડોને સળંગસૂત્રતા અર્પતું લેખકનું—'પ્રવક્તા'નું મિતાક્ષરી ઉદ્‌બોધન સૂત્રધારની ગરજ સારે છે. રણછોડલાલના જીવનની સ્થૂલ હકીકતોની પેલી પાર પહોંચીને લેખકે સર્જકના પ્રતિભાનેત્રની સહાયથી એક અખંડ કલાકૃતિનું પહેલે જ તડાકે નિર્માણ કર્યું છે. લેખકની પાત્રાલેખનશક્તિ તેમ જ સંવાદની ચોટદાર ઉક્તિઓ 'રણછોડલાલ'ને આકર્ષક બનાવે છે. ચરિત્ર–નાટક તરીકે આ અને અન્ય ચાર નાટિકાઓ એકંદરે સફળ થઈ છે. 'ડેન્માર્કનો મુસાફર', 'બર્નિયર', 'સીદી અલી' અને 'હ્યુએનસંગ'—તખ્તાલાયકી અને સાહિત્યતત્ત્વનો સ–રસ સમન્વય એમનાં આ નાટકોમાં સધાયો છે. 'સમર્પણ'ના ઐતિહાસિક નાટકમાં સંવાદની કુશળતા અને જહાંગીર–નૂરજહાંની આલેખાયેલી પ્રણયકથા ધ્યાન ખેંચી રહે છે. 'મંબો જંબો', 'ઘેલો બગલ' જેવાં પ્રહસનો એમણે આપ્યાં છે, પણ એમાં હાસ્ય સ્થૂળ છે. એમનાં ચરિત્રાત્મક નાટકો જ વિશેષ યશોદાયી છે

'સરી જતી રેતી'માં ડૉ. કલ્યાણ નામનું મુખ્ય પાત્ર અનેક સ્ત્રીઓ સાથે ગાઢ પરિચયમાં આવે છે એવું અભિધામાં રાચતું આલેખન કૃતિની કલાત્મકતામાં વિઘ્નરૂપ બની ગયું છે. તેમ છતાં સ્થૂલ ભોગવિલાસની સૃષ્ટિને સામે કિનારે સૂક્ષ્મ પ્રેમની અપાર્થિવ સૃષ્ટિ તરફ ડૉ. કલ્યાણનો અભિગમ લેખકે બીજા પુસ્તકમાં યોજ્યો છે તે જોતાં એમ લાગે છે કે યશોધરભાઈને ઉદ્દિષ્ટ તો છે માનવીના આંતરજીવનનું યથાર્થ આલેખન.

તેમની નવલકથાઓ એમના શિષ્ટ અને સંસ્કારી ગદ્યને લીધે સુવાચ્ય તો બને જ છે. મહારાત્રિ, વહી જતી જેલમ, તુંગભદ્રા, સંધ્યા-રાગ અને મહમદ ગિઝની જેવી નવલકથાઓ આપી એમણે આપણા સાહિત્યમાં નોંધપાત્ર ફાળો આપ્યો છે. આમાંની મોટાભાગની નવલકથાઓ ઐતિહાસિક છે. કાશ્મીરના કલ્હણ પંડિતની 'રાજતરંગિણી' કૃતિને સહારે એમણે કાશ્મીરની ઇતિહાસકથાઓ 'વહી જતી જેલમ' અને 'તુંગનાથ' આપી છે. સુરેખ પાત્રાલેખન, રસિક વર્ણનો, એકંદરે નિર્વાહ્ય પ્રસંગોની સંયોજના એમની કૃતિઓને લોકપ્રિય બનાવે છે. ટૂંકમાં, એક નાટ્યકાર, નવલકથાકાર અને પ્રવાસલેખક તરીકે યશોધરભાઈએ આપણા સાહિત્યમાં ગણનાપાત્ર સ્થાન પામ કર્યું છે એમ નિઃસંકોચ કહી શકાય. એમની નવલકથા 'મહારાત્રિ' હિંદીમાં પણ અનુવાદિત થઈ છે.

## કૃતિઓ

૧. રણછોડલાલ અને બીજાં નાટકો : મૌલિક, રેડિયો નાટકો, પ્ર. સાલ ૧૯૪૭. (બે આવૃત્તિઓ)
૨ સરી જતી રેતી (ભાગ ૧–૨) : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૦.. (ચાર આવૃત્તિ)
૩. નદીઓ અને નગરો : મૌલિક, રેડિયો વાર્તાલાપ.
૪. મંખો જંખો : મૌલિક, પ્રહસન; પ્ર. સાલ ૧૯૫૧.
૫. ઘેલો બબલ : મૌલિક, પ્રહસન.
૬. મહારાત્રિ : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૪ (ત્રણ આવૃત્તિ), હિંદીમાં પ્રગટ.
૭. સરી જતી કલમ : મૌલિક, હળવા લેખો.
૮. વહી જતી જેલમ : મૌલિક, ઐતિહાસિક નવલ; પ્ર. સાલ ૧૯૫૫.
૯. યશોધારા : મૌલિક, પ્રકીર્ણ લેખો.
૧૦. તુંગનાથ : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૭.
૧૧. શિવસદનનું સ્નેહકારણ : મૌલિક, પ્રકીર્ણ લેખો.
૧૨. સમર્પણ : મૌલિક, રેડિયો નાટકો; પ્ર. સાલ ૧૯૫૮.
૧૩. શ્રીનંદ : મૌલિક, પ્રવાસ; પ્ર. સાલ ૧૯૫૮.
૧૪. ૪૪ રાત્રિઓ : મૌલિક, પ્રવાસ; પ્ર. સાલ ૧૯૬૦
૧૫. અગમનિગમ : મૌલિક, તત્ત્વજ્ઞાનના લેખો; પ્ર. સાલ ૧૯૬૦.
૧૬. કિમિયાગરો : મૌલિક, જીવનચરિત્રો: પ્ર. સાલ ૧૯૫૪. (૩ આવૃત્તિ)

૧૭. પ્રેમગંગા : મૌલિક, પ્રેમકથાઓ: પ્ર. સાલ ૧૯૫૪. (૩ આવૃત્તિ)
૧૮. રસનંદા : મૌલિક, યોગની વાતો; પ્ર. સાલ „ ( „ )
બધાના પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૧૯. ભાવિનો ભેદ : મૌલિક, જ્યોતિષ: પ્ર. સાલ ૧૯૫૪. (૨ આવૃત્તિ)
૨૦. ભાવિનાં રહસ્યો : મૌલિક, જ્યોતિષ; પ્ર. સાલ ૧૯૫૯. (૨ આવૃત્તિ)
પ્રકાશક : (બન્નેના) રામચંદ્ર જાગુષ્ટે, અમદાવાદ.
૨૧. સંધ્યારાગ : મૌલિક, નવલકથા: પ્ર. સાલ ૧૯૬૩.
૨૨. મહમદ ગઝની : મૌલિક, નવલકથા, પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : (બન્નેના) હરિહર પુસ્તકાલય, સુરત.

અભ્યાસ-સામગ્રી :

૧. ગુજરાત સાહિત્યસભાની કાર્યવહી ૧૯૪૮-૪૯ ('રણછોડલાલ અને બીજાં નાટકો' માટે); ૧૯૪૯-૫૦, ૧૯૫૫ ('સરી જતી રેતી' માટે); ૧૯૫૫ ('વહી જતી જેલમ' માટે); ૧૯૫૯ ('સમર્પણ' અને 'અગમનિગમ' માટે).
૨. 'અભિનેય નાટકો' અને 'ગુજરાતી સાહિત્યની વિકાસરેખા' ભાગ-૨ (ડૉ. ધીરુભાઈ ઠાકર).
૩. 'સંસ્કૃતિ' માર્ચ ૧૯૫૮. શ્રી પુરોહિતની 'વહી જતી જેલમ' અને 'તુંગનાથ'ની સમીક્ષા.

સરનામું : શિવસદન, શાહીબાગ, અમદાવાદ-૪.

---

## રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટ

**[ ૧૩-૧૨-૧૮૯૨ ]**

શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટનો જન્મ ઈ. સ. ૧૮૯૨ના ડિસેંબરની ૧૩ મી તારીખે મહેસાણા પ્રાંતના લીંચ ગામે થયો હતો. માતાનું નામ મોટીબા અને પિતાનું ત્રિભુવનદાસ કહાનજીભાઈ. શ્રી રઘુનાથભાઈનું મૂળ વતન છે નડિયાદ. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૦૪માં શ્રી મણિબાઈ સાથે થયું હતું. તેમણે અંગ્રેજી પાંચ ધોરણ સુધીનું માધ્યમિક શિક્ષણ નડિયાદ હાઈસ્કૂલમાં લીધું હતું અને તેઓ મિડલસ્કૂલ સ્કૉલર હતા.

વ્યવસાયે તેઓ નાટ્યકાર છે. સાહિત્યસભાઓ, વ્યાખ્યાનો, લેખમાળાઓ તેમના સર્જનને ખૂબ પ્રોત્સાહક નીવડે છે. પ્રજામાં તેઓ 'રસકવિ' તરીકે જાણીતા છે. ગોવર્ધનરામ અને મણિલાલ નભુભાઈનાં પુસ્તકોએ 'રસકવિ'-ના જીવન ઉપર પ્રબળ અસર પાડી હતી. એમને શરૂથી જ નાટક લખવાનો શોખ. એ દ્વારા સમાજસેવા, જનસેવા કરવાની એમને હોંસ. ૧૯૧૨ માં નાની નાની નાટકમંડળીઓ દ્વારા ભજવાતાં નાટકો જોઈ રસકવિ રઘુનાથને પણ સંસ્કારી નાટકો લખવાના કોડ જાગ્યા. અશ્વઘોષનું 'બુદ્ધચરિત' વાંચી એમણે એના પર નાટક લખ્યું 'બુદ્ધદેવ', જે ૧૯૧૪માં મોરબી આર્ય સુબોધ નાટકમંડળીએ સફળતાથી ભજવ્યું. મહાત્મા ગાંધી અને લોકમાન્ય તિલક મહારાજે પણ એ નાટક જોયું હતું અને રસકવિને અભિનંદન આપ્યાં હતાં. એમના પ્રિય ગ્રંથો છે ગીતગોવિંદ, મેઘદૂત, સરસ્વતીચંદ્ર, ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રો; કારણ, આ સર્વ ગ્રંથોની લોકોત્તરતા અપૂર્વ છે. કાવ્ય-સાહિત્ય એમના જીવનને રસમય બનાવે છે અને વેદાંત એમને મોક્ષપંથ બતાવે છે માટે પ્રિય છે. એમને નાટ્ય અને કાવ્ય રચવાં ગમે છે, કારણ કે તે અપૂર્વ આહ્લાદ અર્પે છે. સંસારની કટુતા અને બચપણની ગરીબીએ એમના સાહિત્યસર્જનમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

ઈ. સ. ૧૯૪૪ માં મુંબઈની નાટ્યરસિક જનતાએ રસકવિ રઘુનાથનું બહુમાન કર્યું હતું, એમનો વનપ્રવેશ ઊજવાયો હતો અને રૂ. ૨૦૦૦૦ની થેલી અર્પણ થઈ હતી તેમ જ 'વંદેમાતરમ્' દૈનિકના તંત્રી સ્વ. શામળદાસ ગાંધીને હસ્તે માનપત્ર અપાયું હતું. વર્ષોથી તેઓ સરકારયોજિત નાટ્ય-હરીફાઈઓના નિર્ણાયક તરીકે સેવા આપે છે અને રેડિયો નાટકો, ગીતો વગેરે લખે છે. તેમણે લખેલાં ત્રીસ ઉપરાંતનાં નાટકો, સિને-કથાઓ, રેડિયો નાટિકાઓમાં 'બુદ્ધદેવ', 'સિરાજ', 'પૃથ્વીરાજ', 'માયાના રંગ', 'એક અબલા', 'શાલીવાહન', 'રા' માંડળિક', 'સંસારલીલા' અને 'સજ્જન કોણ?' નોંધપાત્ર છે. ગુજરાતી સાહિત્ય પરિષદ ટાણે એમણે 'જય સોમનાથ' (નૃત્યનાટિકા), 'સરસ્વતીચંદ્ર' અને 'કાંતા' નાટકો રજૂ કરેલ. એમનાં અનેક નાટકો અને ગીતો હજી અપ્રકટ છે. 'સ્મરણ-મંજરી'માં લેખકે રંગભૂમિનાં સ્મરણો આલેખતાં ૧૯૧૦ થી ૧૯૪૦ સુધીનાં તાદૃશચિત્રો આપ્યાં છે. લેખકે સંયમી ભાષામાં વિવિધ નાટક કંપનીઓના કડવામીઠા અનુભવો રજૂ કર્યા છે અને એમાં કેટલાંક સુંદર ગીતો પણ પ્રગટ કર્યાં છે.

## કૃતિઓ

૧. સ્મરણમંજરી : ચરિત્ર; પ્ર. સાલ ૧૯૫૫.
  પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી, મુંબઈ.

૨. કલ્યાણ રાજ્ય : નાટક; પ્ર. સાલ ૧૯૫૮.
  પ્રકાશક : મુંબઈ સરકાર પ્રકાશન, મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

ગુજરાત સા. સભાની કાર્યવહી, ૧૯૫૫.

સરનામું : (૧) નવા રાવપુરા, નડિયાદ; (૨) ૧૦/૧૧ હરિવાલા બિલ્ડિંગ, સરદાર પટેલ રોડ, મુંબઈ-૪.

---

# રતિલાલ કાશીલાલ છાયા

[ ૨૦-૧૧-૧૯૦૮ ]

કવિશ્રી રતિલાલ છાયા પોરબંદરના વતની છે. એમનો જન્મ તા. ૨૦-૧૧-૧૯૦૮નો દિવસે એ જ જિલ્લાના ભડ ગામમાં થયો હતો. જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર ગૃહસ્થ છે. પિતાનું નામ શ્રી કાશીલાલ મૂળશંકર છાયા અને માતાનું નામ છોટીબહેન. એમનાં લગ્ન ઈ. ૧૯૩૫માં ઇલાદેવી સાથે થયાં હતાં.

પ્રાથમિક શિક્ષણ તાલુકા સ્કૂલમાં લઈને તેઓ પોરબંદરની ભાવસિંહજી હાઈસ્કૂલમાં દાખલ થયેલા, અને ત્યાં મેટ્રિક સુધીનું શિક્ષણ લીધું (૧૯૨૯). સંગીત અને ચિત્રકલા એ બંને એમના ખાસ અભ્યાસવિષયો હતા. એમનો મુખ્ય વ્યવસાય શિક્ષણનો છે. ભાવસિંહજી હાઈસ્કૂલમાં જ તેઓ ૧૯૨૯થી અત્યાર સુધી શિક્ષક તરીકેની કામગીરી બજાવે છે. ઉપરાંત, રાજ્યના શિક્ષણખાતાના શૈક્ષણિક સામયિક 'હનુમાન જર્નલ'નું શ્રી છોટાલાલ લ. માંકડ સાથે સહ સંપાદન પણ એમણે કરેલું છે.

શ્રી અરવિંદ, સ્વામી વિવેકાનંદ, રવીન્દ્રનાથ ઠાકુર, રાધાકૃષ્ણન અને મહાત્મા ગાંધીજી, ન્હાનાલાલ, મેઘાણી અને સરોજિની નાયડુની અભ્યાસકાળ

દરમ્યાન વાંચેલી કૃતિઓએ અને એ પછી રાષ્ટ્રીય પ્રવૃત્તિની સામુદાયિક ભાવનાએ એમના જીવન પર પ્રબળ અસર કરી છે. ટાગોર, મીરાં, પ્રેમાનંદ, ન્હાનાલાલ, ઉમાશંકર, સુન્દરમ્, રામનારાયણ એમના પ્રિય લેખકો છે અને 'ઈશાવાસ્ય ઉપનિષદ', 'ગીતાંજલિ', 'એન્ડ એન્ડ મીન્સ', 'લાઇફ ડિવાઇન' અને 'ક્રસ્ટી એન્ડ ફ્યુચર ઑફ સિવિલિઝેશન'—એમના પ્રિય ગ્રંથો છે. કાલિદાસ, શેલી અને મોપાસાનું પણ એમને પ્રબળ આકર્ષણ છે. કાવ્ય, એના અત્યંત સૂક્ષ્મ ઉપાદાનને કારણે એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે. દેશપરદેશના ઉત્તમ શિષ્ટ સાહિત્યગ્રંથો તેઓ વિશેષ વાંચે છે. સંસ્કૃત અને અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલા કાવ્યગ્રંથો અને ઉત્તમ વિવેચકોના વિવેચન-ગ્રંથો ઉપરાંત, ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિ, રાજકારણ, લલિત કલાદિનાં પુસ્તકો પણ વાંચે છે. એમના સાહિત્યસર્જનમાં ધર્મ–સંસ્કૃતિ–તત્ત્વજ્ઞાન–રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીય ભાવનાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. તેમની લેખનપ્રવૃત્તિનો ઉદ્દેશ સમસ્ત જીવનને સમજવા તથા તે દ્વારા જીવનનો આસ્વાદ લેવાનો, માનવ–માનવના હૃદય વચ્ચેનું અનુસંધાન પામવાનો છે; કવિતાને—માનવજીવનના સર્જનાત્મક આવિષ્કારને સામાન્ય માણસને માટે પણ મનોગત કરવાનો છે.

એમની લેખનપ્રવૃત્તિનો આરંભ ઈ.સ. ૧૯૨૯માં, વિદ્યાર્થી–અવસ્થામાં, હસ્તલિખિત સામયિક દ્વારા થયેલો. એમનું પ્રથમ કાવ્ય ' ખરતા તારકને', શ્રી ક. મા. મુનશીના 'ગુજરાત'માં પ્રસિદ્ધ થયેલું. એમની પ્રથમ કાવ્ય-કૃતિ 'ઝાકળનાં મોતી' ઈ. સ. ૧૯૩૫માં પ્રગટ થયેલી. એ પછી એમના 'રોહિણી' અને 'હિંડોલ' એ બે કાવ્યસંગ્રહો પ્રગટ થયા છે.

કવિશ્રી છાયાએ છંદોબદ્ધ કાવ્યો અને ગીતરચનાઓ બંને લખેલ છે, પરંતુ ગીત કરતાં છંદમાં એમની હથોટી વિશેષ વરતાય છે. એમણે પ્રકૃતિનાં, માનવજીવનનાં, દેશભક્તિનાં અને અધ્યાત્મ વિષયનાં કાવ્યો લખ્યાં છે. ક્યાંક શૃંગાર કે વિનોદવૃત્તિની ચમક પણ આસ્વાદવા મળી જાય છે ખરી. તેમ છતાં પોરબંદરની સાગરસમૃદ્ધિનું આકંઠ પાન કરનાર આ કવિએ સાગર-વિષયક કેટલાંક સુંદર કાવ્યો આપ્યાં છે. એમના આફ્રિકાપ્રવાસે પણ આપણને આફ્રિકાવિષયક આખો કાવ્યગુચ્છ સંપડાવી આપ્યો છે ભારતની દુર્દશા એમણે વેદનાયુક્ત હૈયે ગાઈ છે, તો મુક્ત ભારતને અર્ધ્ય પણ આપ્યો છે. પરંપરાની આપણી અધ્યાત્મકવિતાનું અનુસંધાન શ્રી છાયાની કવિતામાં

જોવા મળે છે, અને એમાં ટાગોર અને શ્રી અરવિંદની અસર ઝિલાયેલી છે. બંગાળી રીતિ પણ એમની રચનાઓમાં દેખા દે છે. 'સ્મૃતિ પાથેય', 'નારીત્વની પૂર્ણિમાએ', 'રેતી કણ' જેવી એમની કૃતિઓ નોંધપાત્ર છે. મનનપ્રધાન છંદોબદ્ધ કાવ્યોમાં શ્રી છાયાની શક્તિનાં સારાં દર્શન થાય છે. શબ્દસંગીત અને અલંકારની મનોહારિતા એમની કૃતિઓને ચારુતા અર્પે છે.

શ્રી છાયાને સંસ્કારપ્રવૃત્તિઓમાં પણ ઊંડો રસ છે. સ્થાનિક 'પથદીપ' સંસ્કારમંડળના તેઓ આયોજક અને સંચાલક છે. ગુજરાતી સાહિત્ય પરિષદ ને પોરબંદર રોટરી કલબ સાથે તેઓ જોડાયેલા છે. 'ઇન્ડિયન કાઉન્સિલ ઑફ વર્લ્ડ એફેર્સ'ના સ્થાનિક શાખાના મંત્રી તરીકે, 'જયભારત' (દૈનિક)ના સાહિત્ય વિભાગના સંપાદક તરીકે અને ગુજરાત લેખક મિલનના મંત્રી તરીકે પણ તેમણે થોડોક સમય કાર્ય કર્યું હતું. ૧૯૩૫–૩૬માં પ્રકાશ પિક્ચર્સ, અંધેરીના પ્રકાશન મંત્રી (પબ્લિસિટી ઑફિસર) તરીકેની પણ કામગીરી બજાવેલી.

## કૃતિઓ

૧. ઝાકળનાં મોતી : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૩૫.
   પ્રકાશક : યશ પ્રકાશન મંદિર, પોરબંદર.
૨. સોહિણી : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૧.
   પ્રકાશક : પોતે (વિક્રેતા : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ).
૩. હિંડોલ : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૨.
   પ્રકાશક : પોતે (વિક્રેતા : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ).

અભ્યાસ–સામગ્રી :

૧. શ્રી રામનારાયણ પાઠક, પ્રસ્થાન–૧૯૩૫ ('ઝાકળનાં મોતી' માટે).
૨. 'સોહિણી'ની પ્રસ્તાવના, શ્રી ઉમાશંકર જોશી.
   'ઉપાયન', શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી.
૩. 'હિંડોલ'ની પ્રસ્તાવના શ્રી સુન્દરમ્ (અવલોકના).
૪. 'નવચેતન'–૧૯૬૧ (પ્રા. ઇંદ્રવદન દવે).

સરનામું : ગુલાબી વિલા, ભોજેશ્વર પ્લોટ્સ, પોરબંદર.

# રમણીકલાલ બળદેવદાસ અરાલવાળા

## [ ૧૦-૯-૧૯૧૫ ]

પોતાના સર્જનકાળના આરંભે 'અલ્પશિક્ષિત' તેમ 'શ્રમીણ' કવિ તરીકે ઓળખાયેલા કવિ શ્રી અરાલવાળાનો જન્મ તા. ૧૦-૯-૧૯૧૫ના રોજ ખેડા જિલ્લામાં વાત્રકકાંઠે અરાલ ગામે થયો હતો. જ્ઞાતિએ ખડાયતા વૈષ્ણવ વાણિયા. પિતાનું નામ શ્રી બળદેવદાસ ભાઈચંદ શાહ.

પ્રાથમિક શિક્ષણ, પોતાના ગામમાં તો એક પણ શાળા નહોતી, એટલે પાસેના છીપડી ગામની પ્રાથમિક શાળામાં લીધેલું. ત્યાં સાત ધોરણ સુધી ભણ્યા. પિતાનો ધંધો ધીરધારનો અને ખેતીનો; આવક ઓછી એટલે પુત્રને શહેરમાં મોકલી અંગ્રેજી કેળવણી આપી શકાય એવી આર્થિક સ્થિતિ નહિ. પરિણામે થોડો વખત ઘેર રહી ૧૭ વર્ષની ઉંમર ધંધામાં જ વિતાવી. ૧૯૩૦-૩૧ માં શ્રી અરાલવાળા અમદાવાદ આવ્યા ત્યારથી અત્યાર સુધી અમદાવાદમાં જ સ્થાયી રહ્યા છે. ૧૯૩૨ થી ૧૯૪૦ સુધી અમદાવાદની જુદી જુદી મિલોમાં 'ફેન્સી જોબર' તરીકે કાર્ય કર્યું.

નાનપણથી જ કવિતા તરફ પ્રીતિ. અમદાવાદમાં આવ્યા ત્યારથી 'કુમાર'ની કવિતા બેઠકમાં નિયમિત જતા. શ્રી બચુભાઈ રાવતનો સંપર્ક પ્રેરણાદાયી નીવડ્યો. સર્વશ્રી સુંદરમ્, ઉમાશંકર અને રામપ્રસાદ શુક્લનો સંગ આ બેઠકમાં થયો. કવિસભાના સતત સંપર્કે એમની કવિતા, મિલજીવનકાળમાં જ પાંગરી અને પ્રફુલ્લી. એ પછી જ્ઞાતિના આગેવાનોનું મિલમાં કામ કરતા વિકાસશીલ આ યુવાન-કવિ તરફ ધ્યાન ગયું. કવિની ઝંખના પણ અંગ્રેજી શિક્ષણ લેવાની હતી જ. ૧૯૪૧ ના જાન્યુઆરીની પહેલી તારીખે નવેસરથી 'એબીસીડી'ની શરૂઆત કરી. એ પૂર્વે કવિ તરીકેની એમની ખ્યાતિ પ્રસરી ચૂકી હતી. ૧૯૩૭ના મુંબઈ યુનિવર્સિટીના ગુજરાતી ભાષાના ગદ્યપદ્યસંગ્રહમાં એમનું 'તલસાટ' નામનું કાવ્ય પસંદગી પામેલું. ન્યૂ એજ્યુકેશન હાઈસ્કૂલમાંથી ૧૯૪૪માં એમણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી. એ વખતે શ્રી રતિલાલ મો. ત્રિવેદી, શ્રી હરિહર ભટ્ટ અને શ્રી મધુસૂદન મોદી જેવા ઉત્તમ શિક્ષકોનો એમને લાભ મળેલો.

૧૯૪૪ ના જૂનમાં તેઓ ગુજરાત કૉલેજમાં દાખલ થયા અને ૧૯૪૮માં ગુજરાતી મુખ્ય અને સંસ્કૃત ગૌણ વિષયો સાથે બી. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં ઉત્તીર્ણ કરી. દરમ્યાન ગુજરાતી વક્તૃત્વસ્પર્ધામાં

એમણે અનેક ઇનામો મેળવેલાં. બી. એ. થયા પછી 'ગુજરાત સમાચાર' અને 'પ્રજાબંધુ'માં શ્રી ચુનીલાલ વ. શાહની દોરવણી નીચે કાર્ય કરતાં કરતાં એમ. એ માટે પણ અભ્યાસ કરતા રહ્યા. 'પ્રજાબંધુ'ના તેઓ સહતંત્રી હતા. ભો. જે. વિદ્યાભવનમાંથી ૧૯૫૧માં એમણે એમ. એ ની પરીક્ષા આપી અને એમાં ઉત્તીર્ણ થયા. લગભગ ૧૫ વર્ષ પછી 'ગુજરાત સમાચાર' છોડી તેમણે ૧૯૫૨ થી શિક્ષકજીવન આરંભ્યું. ૧૯૫૪માં બી. એડ્. ની પરીક્ષા એમણે એ. જી ટીચર્સ કૉલેજમાંથી પસાર કરી અને એ પછી પણ ૧૯૬૦ સુધી માધ્યમિક શાળામાં કાર્ય કર્યું. ૧૯૬૦ થી મોડાસાની આર્ટ્સ-સાયન્સ કૉલેજમાં બે વર્ષ સુધી ગુજરાતીના અધ્યાપક તરીકેની કામગીરી બજાવી. કપડવંજ કૉલેજ અને અમદાવાદની પ્રભુદાસ ઠક્કર કૉલેજમાં પણ એમણે અધ્યાપન કાર્ય કર્યું છે

શ્રી અરાલવાળાના મિલજીવન સાથે સાહિત્યિક પ્રવૃત્તિનો આરંભ થયો. જ્યારે એમને માધ્યમિક શાળાનો પણ લાભ નહોતો મળ્યો ત્યારે માત્ર પોતાના ગામ અરાલની મૂડી જ પ્રેરણાના કેન્દ્રમાં હતી. એ જ એમની સાહિત્યપ્રવૃત્તિનો મધ્યાહ્ન એમણે પ્રસંગચિત્રો, સાહસકથાઓ, બાળકાવ્યો, અનુવાદો, નિબંધો, સાહિત્ય-લેખો અને કાવ્યો લખ્યાં છે. કેળવણીના ક્ષેત્રમાં પ્રવેશ્યા પછી એમની સાહિત્યિક પ્રવૃત્તિ ઓસરતી રહી છે. શાળા કે કૉલેજના અભ્યાસથી એમના સર્જનને વિશેષ લાભ થયો નથી. એમનાં બાલકાવ્યોને ('રસપોળી') મુંબઈ સરકારનુ એક હજાર રૂપિયાનું પારિતોષિક મળ્યું હતુ. કિશોરો-બાળકો માટેનાં એમનાં કાવ્યપુસ્તકો અત્યંત પ્રીતિપાત્ર બન્યાં છે.

કવિ અરાલવાળાનાં કાવ્યોમાં પ્રકૃતિનાં ચારુમનોહર વર્ણનો અત્યંત હૃદયંગમ છે આરઝૂપૂર્વક ગભીર પદાવલિમાં હૃદયભાવ રેલાવતાં એમનાં ગીતો, સુગ્રથિત સૉનેટો, કૌટુમ્બિક ભાવનાનું મધુર નિરૂપણ કરતાં, વાત્રકનો—વનનનો તલસાટ આલેખતાં અને નવા યૌવનના મૌગ્ધ્યની ઝાંખી કરાવતાં એમનાં કાવ્યો 'પ્રતીક્ષા'માં સંગ્રહાયાં છે છંદોબદ્ધ રચનાઓમાં કે ગેય રચનાઓમાં કવિની કલમ સહજતાથી વિહરે છે. કવિની શૈલી-પ્રૌઢિ સવિશેષ ધ્યાન ખેંચે છે. શ્રી અરાલવાળાની કવિતામાં એ સમયના વિવિધ વિષયો આલેખાયેલા છે.

એમનો કલ્પનાવૈભવ એમનાં પ્રકૃતિકાવ્યોમાં જોવા મળે છે. નીચલા થરના માનવીઓના જીવનને નિરૂપતાં એમનાં કાવ્યોમાં નર્મમર્મને ઠીક

અવગાશ મળ્યો છે પણ એમની સિદ્ધિ એમના વર્ણનસામર્થ્યમાં જોવા મળે છે, અને એમાં કવિકલ્પનાનું મનોહર દર્શન થાય છે અત્યારે કવિની સર્જનપ્રવૃત્તિ અતિ મંદ છે, પણ કવિતા અને સાહિત્ય પરત્વેનો એમનો રસ સહેજે ઓછો થયો નથી

## કૃતિઓ

૧ નગીનાવાડી : મૌલિક, બાલકાવ્યો પ્ર સાલ ૧૯૪૧
પ્રકાશક બાલવિનોદ કાર્યાલય, વડોદરા
૨ પ્રતીક્ષા મૌલિક કાવ્યસંગ્રહ પ્ર સ ન ૧૯૪૧
પ્રકાશક ચોકસી બ્રધર્સ, અમદાવાદ
૩ સાંદીપનિના રેખાચિત્રો મૌલિક, વ્યક્તિ-પ્રસંગચિત્રો; પ્ર સાલ ૧૯૪૫
પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ
૪ રસપોળી મૌલિક, બાલકાવ્યો, પ્ર સાલ ૧૯૪૫
પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ
૫ સાહસકથાઓ અનુવાદ (અંગ્રેજી પરથી), પ્ર સાલ ૧૯૪૬.
પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ
૬ રસપોળી મૌલિક, બાલકાવ્યો (નવી આવૃત્તિ), પ્ર ૧૯૪૬
પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ
૭ સાચી જાત્રા અનુવાદ (ટૉલ્સટૉયની વાર્તાઓનો અનુવાદ); પ્ર સાલ ૧૯૬૦
પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ
ઉપરાંત અગ્રંથસ્થ ન થયેલા નિબંધો સાહિત્યિક લેખો વગેરે

## અભ્યાસ-સામગ્રી

૧ 'પ્રતીક્ષા' માટે શ્રી ઉમાશંકર જોશીનો પ્રવેશક (નિરીક્ષા)
૨ ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૪૧-૪૨ '૪૨-૪૩
૩ આધુનિક કવિતા પ્રવાહ' (ડૉ જયંત પાઠક)
૪ 'કલમ અને કિતાબ' મા 'પ્રતીક્ષા'નુ અવલોકન
૫ 'સાંદીપનિના રેખાચિત્રો' માટે 'સોપા'નો પ્રવેશક

સરનામુ કોઠારી પોળ, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧.

---

# રસિકલાલ છોટાલાલ પરીખ ‘મૂસિકાર’

[ ૨૦-૮-૧૮૯૭ ]

એમનો જન્મ સાદરા ગામે તા. ૨૦-૮-૧૮૯૭ને દિવસે થયો હતો. એમના પિતાજી શ્રી છોટાલાલ પરીખ મહીકાંઠા એજન્સીના મુખ્ય મથક સાદરા કૅમ્પમાં ત્યારે વકીલાત કરતા હતા. રસિકભાઈએ સાદરાની પ્રાથમિક શાળામાં ચાર ધોરણ અને અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનો અભ્યાસ એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલમાં કર્યો. ચોથાથી મૅટ્રિક સુધી અમદાવાદની પ્રોપ્રાયટરી (હાલની દીવાન-બલ્લુભાઈ) હાઈસ્કૂલમાં ભણ્યા. ૧૯૧૨માં એમના પિતાજીનું અવસાન થયું. ૧૯૧૩માં એમણે મૅટ્રિક પસાર કરી. અમદાવાદ કે મુંબઈની કૉલેજોમાં છોકરાઓ મોજશોખમાં પડી જાય છે એ ખ્યાલથી એમના સદ્‌ગત પિતાજીએ એમના ઉચ્ચ શિક્ષણ માટે તિલક અને ગોખલે જેવા સંસ્થાપકોની અને દેશભક્ત અધ્યાપકોથી સમૃદ્ધ પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં રસિકભાઈને મૂકવાની સૂચનાઓ આપેલી. એટલે એમનાં માતુશ્રી ચંચળબહેને અને વડીલ કાકા શ્રી વાડીલાલે એમને પૂના મોકલ્યા. એમનાં લગ્ન પણ આ જ વરસે શ્રીમતી માણેકબેન સાથે થયાં. રસિકભાઈ માટે ૧૯૧૩નું વરસ બીજી પણ એક રીતે નોંધપાત્ર ગણાય. સદ્‌ગત શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક સાથે પહેલવહેલો પરિચય આ જ વરસમાં થયો. વર્ષો પછી જ્યારે રસિકભાઈ, પાઠકસાહેબ વગેરે સાથે ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા ત્યારથી સહકાર્યકર અને મિત્ર તરીકે પાઠકસાહેબના ગાઢ સંપર્કમાં રહેલા શ્રી રસિકભાઈ, પાઠકસાહેબની મૈત્રીને પોતાના જીવનનું સદ્‌ભાગ્ય ગણે છે.

પૂનાના ચાર વર્ષના નિવાસ અને અભ્યાસકાળ દરમ્યાન રસિકભાઈ ઉત્તમ અધ્યાપકોના ગાઢ સંપર્કમાં આવ્યા. પૂનાના રાષ્ટ્રીય અને વિદ્યાકીય વાતાવરણે એમના જીવનઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. એ વેળા પૂનામાં ડૉ. ગુણે અને પ્રોફેસર આર. ડી. રાનડે એમને અનુક્રમે સંસ્કૃત નાટક અને કાર્લાઈલ શીખવતા. ડૉ. ગુણેએ એમને વેદનો અને રાનડેએ તત્ત્વજ્ઞાનનો રસ લગાડ્યો. ઉપરાંત પ્રો. પટવર્ધને અંગ્રેજી કવિતા, પ્રો. જી. સી. ભાટેએ પાશ્ચાત્ય લૉજિક અને મહામહોપાધ્યાય અભ્યંકર શાસ્ત્રીએ વેદાન્તશાસ્ત્ર તરફ લગની લગાડી. આ સર્વમાં વિભૂતિરૂપ પ્રો. રાનડેથી તેઓ ખૂબ પ્રભાવિત થયેલા અને એમના વ્યક્તિત્વની રસિકભાઈ પર પ્રબળ અસર પડી છે. વીસમે વર્ષે સંસ્કૃત અને અંગ્રેજી વિષયો સાથે તેઓ બી. એ. (ઑનર્સ) થયા અને

'કમ્પેરેટિવ સ્ટડી ઑફ રિલિજિયન ઍન્ડ ફિલોસોફી' ની શંકરાચાર્ય સેમિનારમાં એમને ફેલોશિપ મળી. ત્યાં તેમણે 'ભારતીય તત્ત્વજ્ઞાનમાં પરિવર્તન અને નિત્યતાનો સિદ્ધાંત' તથા 'અનેકાંતનો જૈન ન્યાય' એ બે નિબંધો અંગ્રેજીમાં લખ્યા.

શ્રી રસિકભાઈ બી. એ. માં અભ્યાસ કરતા હતા ત્યારે પ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ મુનિશ્રી જિનવિજયજીના સંપર્કમાં આવ્યા. મુનિજીના ભારતના ઇતિહાસજ્ઞાને અને ગુજરાતના ઇતિહાસની સામગ્રીના જ્ઞાને રસિકભાઈ ખૂબ પ્રભાવિત થયા. મુનિશ્રી પાસે હેમચંદ્રાચાર્યના પ્રાકૃત વ્યાકરણનું અધ્યયન કરવાનો યોગ પણ સાંપડ્યો. ઇતિહાસ પ્રત્યે અભિરુચિ ઘડવામાં મુનિશ્રીનું ઋણ રસિકભાઈએ સહર્ષ સ્વીકાર્યું છે. ૧૯૧૯ માં ભાંડારકર ઑરિયેન્ટલ રીસર્ચ ઇન્સ્ટિટ્યુટમાં હસ્તલિખિત પ્રતિઓનુ વર્ણનાત્મક 'કૅટેલોગ' કરવાના મુનિશ્રીના કાર્યમાં રસિકભાઈ સહાયક તરીકે જોડાયા. એ પ્રેરણાત્મક અનુભવ રસિકભાઈ માટે અત્યંત કીમતી પુરવાર થયો. બરાબર આ જ અરસામાં બી. એ. ના અભ્યાસકાળમાં રસિકભાઈ પૂના ખાતે જ પંડિત સુખલાલજીના પરિચયમાં આવ્યા. પંડિતજી પાસે રસિકભાઈએ કુંદકુંદાચાર્યના પ્રવચનસાર તથા તેના ઉપરની અમૃતચંદ્રસૂરિની દાર્શનિક શૈલીની ટીકાનો અભ્યાસ કર્યો. આ તાલીમથી રસિકભાઈમાં દર્શનોનો ઊંડો અભ્યાસ કરવાની મહત્ત્વાકાંક્ષા પ્રગટી, અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના મુદ્દાઓ સાથે ભારતીય દર્શનશાસ્ત્રના મુદ્દાઓની તુલના કરવાની પ્રેરણા મળી. આ બંને સમર્થ વિદ્યાપુરુષો સાથે આજસુધી રસિકભાઈનો નિકટનો સંબંધ રહ્યો છે.

શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની પ્રેરણાથી ૧૯૨૦ ના અરસામાં રસિકભાઈ અમદાવાદ આવ્યા અને શ્રી ઇન્દુલાલે સ્થાપેલ 'ગુજરાત કેળવણી મંડળ' સંસ્થામાં આજીવન સ્વયંસેવક તરીકે જોડાયા. આ મંડળે પોતાને હસ્તક લીધેલી સંસ્થા જે. એલ. હાઇસ્કૂલમાં રસિકભાઈએ સેવાઓ આપવા માંડી. ત્યારે એ સ્કૂલના આચાર્ય હતા સદ્. રામનારાયણ પાઠક, અને રસિકભાઈના સહકાર્યકરો હતા શ્રી ત્રિકમલાલ શાહ અને શ્રી નંદલાલ શાહ. આ સમય દરમ્યાન રસિકભાઈએ સંસ્કૃત અને અંગ્રેજી મુખ્ય વિષયો સાથે—એ સમયે ગૌણ વિષય ન હતો—એમ. એ. ની સબળ તૈયારી કરી હતી; પરંતુ અસહકારની લડતનો આરંભ થતાં એમણે સરકારી પરીક્ષા ન આપવાનો નિર્ણય કર્યો, અને તરત જ તેઓ શ્રી ત્રિકમલાલ શાહ અને શ્રી રા. વિ. પાઠક સાથે ગાંધીજીએ સ્થાપેલી ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા. એ જ સમયે સ્ત્રીકેળવણી

મંડળ સ્થાપિત મહિલા પાઠશાળામાં પણ એ શીખવવા જતા. ઈ. સ. ૧૯૨૧ માં મુનિશ્રી જિનવિજયજીએ ગુજરાત વિદ્યાપીઠમાં ગાંધીજીની પ્રેરણાથી પુરાતત્ત્વમંદિરની સ્થાપના કરી અને એના આચાર્ય બન્યા. શ્રી રસિકભાઈએ મંત્રી તરીકે એનું સંચાલન કરવા માંડ્યું અને 'પુરાતત્ત્વ' ત્રૈમાસિકના સંપાદનની સાથે સાથે ગુજરાત વિદ્યાપીઠના સંશોધન પુસ્તકાલયનો આરંભ કર્યો. 'પુરાતત્ત્વ' ત્રૈમાસિકના પાંચ વર્ષના અંકો આપણી મહામૂલી મૂડી છે. શ્રી રસિકભાઈએ એમાં ભાસના નાટચચક્ર પર કરેલી વિવેચનાત્મક વિચારણા એમની નાટ્યશાસ્ત્ર વિષયક સૂક્ષ્મ દૃષ્ટિનો પરિચય આપી રહે છે.

ઈ. સ. ૧૯૨૭ માં અધ્યાપનકાર્ય કરતાં કરતાં, એમણે પોતાની સંશોધક દૃષ્ટિનો પણ ગુજરાતને પરિચય કરાવ્યો. ગુજરાતી અનુવાદ તથા ટિપ્પણ સાથે વૈદિક સૂક્તોની તેમ જ બ્રાહ્મણોમાંના ખંડોની પસંદગી કરીને એમણે આ દિશામાં નવપ્રસ્થાન કર્યું. આ જ અરસામાં શ્રી પાઠકસાહેબ સાથે મમ્મટના 'કાવ્યપ્રકાશ'ના પહેલા છ ઉલ્લાસોનો ટિપ્પણ સહિત અનુવાદ આપીને રસિકભાઈએ એક નવી પરંપરા સ્થાપી.

૧૯૩૦ માં વિદ્યાપીઠની પ્રવૃત્તિઓનો રચનાત્મક માર્ગે ઝોક વધ્યો. શ્રી રસિકભાઈ, શ્રી ત્રિકમભાઈ અને શ્રી રામનારાયણ પાઠક વિદ્યાપીઠમાંથી છૂટા થયા. અસહકાર અને સ્વદેશપ્રીતિને લીધે સરકારી નોકરીનો તો પ્રશ્ન જ ન હતો. શ્રી રસિકભાઈએ ૧૯૩૦ થી ૧૯૩૭ સુધીનાં વર્ષોમાં સંશોધન, નાટકલેખન અને દેશાટન એ ત્રણ વિકલ્પો વચ્ચે જીવન વિતાવ્યું. આ વર્ષો કસોટીનાં હતાં. આર્થિક વિષમતાઓ વચ્ચે શ્રી રસિકભાઈને સૌ. માણેકબેનનો સંપૂર્ણ સહકાર સાંપડતો રહેલો તેથી તો તેઓ ટકી શક્યા.

૧૯૩૭ માં મુંબઈ રાજ્યમાં પ્રથમ કોંગ્રેસી પ્રધાનમંડળ રચાયું ત્યારે સ્વ. આનંદશંકર ધ્રુવના આગ્રહથી રસિકભાઈ ગુજરાત વિદ્યાસભામાં (એ સમયે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં) સહાયક મંત્રી તરીકે જોડાયા. આચાર્ય ધ્રુવ, રસિકભાઈએ સંપાદિત કરેલ હેમચંદ્રકૃત 'કાવ્યાનુશાસન'ની પ્રસ્તાવનામાં પૌરાણિક કાળથી કુમારપાળ સુધીનો ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ વાંચી પ્રસન્ન થયા હતા અને એને પરિણામે જ ગુજરાત વિદ્યાસભાનું મંત્રીપદ એમને સોંપાયું. ૧૯૩૯-૪૦ માં મુંબઈ સરકારની ગ્રાંટથી વિદ્યાસભામાં ઉચ્ચશિક્ષણ અને સંશોધનની વ્યવસ્થા શરૂ થતાં રસિકભાઈની નિમણૂક અધ્યક્ષ તરીકે થઈ. ૧૯૪૧માં આચાર્ય ધ્રુવના

અવસાન પછી એમના સ્થાને ડિરેક્ટર તરીકે રસિકભાઈની નિયુક્તિ થઈ. ત્યારથી માંડી આજસુધી ગુજરાત વિદ્યાસભા એમના કુશળ માર્ગદર્શન નીચે સાચી વિદ્યાસંસ્થા તરીકે ફાલીફૂલી છે.

શ્રી રસિકભાઈ કવિ, નાટ્યલેખક, ઇતિહાસવિદ, સંશોધક, વિવેચક, સંપાદક—એમ વિવિધ રીતે ગુજરાતને સુપરિચિત છે. 'સ્મૃતિ' નામનો કાવ્યસંગ્રહ એમની કવિશક્તિનો પરિચય આપે છે. એમાં 'શિખરિણી શતક' નામનું સુદીર્ઘ કાવ્ય અને સ્મૃતિ બાલાશંકર અને કાલિદાસના અનુક્રમે 'ક્લાન્ત કવિ' અને 'મેઘદૂત'ની યાદ આપી જાય છે. સમગ્ર કાવ્ય સુરેખ અભિવ્યક્તિ પામ્યુ છે. 'જીવનનાં વહેણો'માં એમની ટૂંકી વાર્તાઓ ગ્રંથસ્થ થઈ છે. 'શર્વિલક' નાટ્યકૃતિ આપીને એમણે ગુજરાતી નાટ્યસાહિત્યને સુસમૃદ્ધ કર્યું છે. 'દરિદ્ર ચારુદત્ત' અને 'મૃચ્છકટિક' નાટકોમાંથી પ્રેરણા લઈને સ્વતંત્રપણે સર્જાયેલી આ નાટ્યકૃતિ રાષ્ટ્રીય પારિતોષિક પામી છે; અને ગુજરાતની અતિ અલ્પ શિષ્ટ નાટ્યકૃતિઓમાં એણે સમુચિત રીતે જ પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. 'મેના ગુર્જરી'ને પણ એમની યશોદાયી નાટ્યકૃતિ તરીકે ગુજરાતે ઊલટભેર આવકારી છે. તખતા પર સો કરતાં પણ વધુ સફળ પ્રયોગો એના થયા છે. 'મેના ગુર્જરી' નાટક ગુજરાત બહાર દૂર દિલ્હીમાં પણ સારી ખ્યાતિ પામ્યું હતું રાષ્ટ્રપ્રમુખભવન ખાતે 'મેના ગુર્જરી'ને અપૂર્વ આવકાર મળ્યો હતો. ત્યારના રાષ્ટ્રપતિ સ્વ. રાજેન્દ્રબાબુએ, વડાપ્રધાન સ્વ. નહેરુએ અને અન્ય માનનીય આમંત્રિતોએ 'મેના ગુર્જરી'ને મુક્તકંઠે બિરદાવ્યું હતું. આમેય શ્રી રસિકભાઈને નાટક પ્રત્યે પહેલેથી જ રુચિ હતી. એમની પ્રથમ કૃતિ એક નાટક જ છે. ૧૯૩૧માં 'સંજય' ઉપનામથી એમણે 'રૂપિયાનુ ઝાડ' નામનું નાટક લખેલું. ભજવાય તો આજે પણ એ હળવી હાસ્યકૃતિ તરીકે લોકાદર પામે. ૧૯૩૧માં એમણે ટોલ્સ્ટોયકૃત First Distillerનો 'પહેલો કલાલ' નામે ગુજરાતી અનુવાદ આપેલો. 'પ્રેમનુ મૂલ્ય' (Price of Love) નામે રેડિયો નાટિકા, 'વાચિકમ્', એમણે ૧૯૫૦માં લખેલી.

મુંબઈ યુનિવર્સિટીના નિમંત્રણથી ૧૯૫૪માં 'ગુજરાતની રાજધાનીઓ' એ વિષય પર ('ઠક્કર વસનજી લેક્ચર્સ') એમણે પાચ વ્યાખ્યાનો આપેલાં. એ જ નામે એ ગ્રંથસ્થ થયાં છે આ કૃતિનુ લક્ષ્ય ઇતિહાસનિરૂપણના અનુસંધાનમાં માનવખેડાણનો એક વિષય ચકાસવાનુ રહ્યું છે. માનવે સાંસ્કૃતિક વિકાસ સાધી નગરરચનાઓમાં કેવો પુરુષાર્થ દર્શાવ્યો છે એ સમજાવવાનો

એમનો હેતુ છે. માનવવર્ગની ત્રણ અવસ્થાઓ, નગરની વ્યાખ્યા, ગુજરાતની ઐતિહાસિક રાજધાનીઓ—એ સર્વની ચર્ચામાં લેખકની મૂલગામી, તેજસ્વી ઇતિહાસદષ્ટિનો ઉત્તમ પરિચય થાય છે. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના આશ્રયે ૧૯૬૦ ના ફેબ્રુઆરીમાં શ્રી રસિકભાઈએ 'આનંદમીમાંસા' પરનાં ત્રણ વ્યાખ્યાનો આપેલાં. એમાં એમણે ઉપનિષદોના આધારે આનંદના સ્વરૂપની પાંચ સ્થાનકોમાં ગવેષણા કરી છે. એ પાંચ સ્થાનકો છે: (૧) સ્ત્રીપુરુષ-પ્રેમ, (૨) જ્ઞાનોપાસના, (૩) રસાનંદ (કાવ્યાનંદ, કલાનંદ વગેરે), (૪) નિષ્કામ કર્મની ભાવના, અને (૫) અધ્યાત્મોપાસના. એમાંના ત્રીજા સ્થાનક રસાનંદની દૃષ્ટિએ બાકીનાં ચારેયની સુંદર અને વિશદ વિચારણા કરી છે. એમાં એમની અવિરત અભ્યાસનિષ્ઠા અને મર્મજ્ઞતાનું દર્શન થાય છે. ૧૯૬૩ ના ફેબ્રુઆરીમાં ગુજરાત યુનિવર્સિટીના ઉપક્રમે 'ગો. મા. ત્રિપાઠી વ્યાખ્યાનમાળા'માં 'ઇતિહાસપદ્ધતિ અને સ્વરૂપ' એ વિષય પર પાંચ વ્યાખ્યાનો શ્રી રસિકભાઈએ આપેલાં. એ વ્યાખ્યાનો એમના ઇતિહાસના ઊંડા અભ્યાસની પ્રતીતિ કરાવી ગયાં હતાં. તાજેતરમાં પ્રગટ થયેલ 'પુરોવચન અને વિવેચન'માં વિવેચક રસિકભાઈનું આહ્લાદકારી દર્શન થાય છે. નવીન લેખકની શક્તિ પારખવામાં, સમકાલીનોનું યોગ્ય મૂલ્યાંકન કરવામાં અને શિષ્ટ કૃતિઓના રસાસ્વાદનમાં પ્રવર્તતી એમની વિવેચકશક્તિ એમનાં લખાણોમાં સુપેરે પ્રગટ થાય છે.

'વૈદિક પાઠાવલી' નું એમનું સંપાદન જોઈએ કે કાવ્યાનુશાસન (હેમચંદ્રકૃત) નું સંપાદન—શ્રી રસિકભાઈની મેધાનો પ્રકાશ એમાંથી ફૂટતો જોવા મળે છે. એમાંયે 'કાવ્યાનુશાસન'નો એમણે આપેલ વિદ્વત્તાસભર ઉપોદ્ઘાત એ વિષયમાં અંતિમ શબ્દ જેવો છે. પૌરાણિક કાળથી કુમારપાળ સુધીનો ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ એમાં આલેખાયો છે. વિદ્વત્તાના ઉચ્ચ માનદંડ તરીકે આ ઉપોદ્ઘાત સદૈવ સ્મરણીય રહેશે. જયરાશિના 'તત્ત્વોપપ્લવસિંહ'નું પંડિત સુખલાલજી સાથે કરેલ સંપાદન તેમ જ સિદ્ધિચંદ્રના 'કાવ્યપ્રકાશખંડન'નું સંપાદન અને સોમેશ્વરના 'સંકેત' સાથેનું 'કાવ્યપ્રકાશ'નું સંપાદન એમની સૂક્ષ્મ પર્યેષક બુદ્ધિનાં દ્યોતક સંપાદનો છે. શ્રી રસિકભાઈએ 'પુરાતત્ત્વ' ત્રૈમાસિકના સંપાદક તરીકે, શ્રી ઇન્દુલાલ અને ડૉ. સુમંત મહેતાના 'યુગધર્મ'ના તંત્રીમંડળમાં અને 'પ્રસ્થાન' માસિકના સહતંત્રી તરીકે પોતાની સેવાઓ આપી છે.

૧૯૫૪ માં શ્રી રસિકભાઈ ગાંધી સ્મારક નિધિ સંચાલિત સર્વધર્મ સમુચ્ચય વિભાગમાં સંમાન્ય શ્રી ગણેશ વાસુદેવ માવળંકરની સૂચનાથી

મંત્રી તરીકે જોડાયા ત્યારે તેમણે ભો. જે. વિદ્યાભવનના અધ્યક્ષપદનું રાજીનામું આપ્યું, પરંતુ સંસ્થાએ પુરસ્કારના ધોરણે તેમને માનાર્હ અધ્યક્ષ તરીકે ચાલુ રાખ્યા.

શ્રી રસિકભાઈ અનેક સંસ્થાઓ સાથે વર્ષોથી સંકળાયેલા છે. ગુજરાત સાહિત્ય સભાના વર્ષોથી પ્રમુખ છે, ભો. જે વિદ્યાભવનના માનાર્હ અધ્યક્ષ છે અને બ્રહ્મચારીવાડી ટ્રસ્ટના માનાર્હ મંત્રી તરીકે તેમ જ એચ. કે. આર્ટ્સ કૉલેજની નિયામક સમિતિના મંત્રી તરીકે તેઓ સફળતાપૂર્વક સંચાલન કરી રહ્યા છે. 'શ્રીમદ્ ભાગવત'ની સર્વદેશીય વાચનાની તૈયારીને એમના મૂલ્યવાન માર્ગદર્શનનો લાભ મળે છે. શ્રીનગરમાં મળેલી ૧૭મી પ્રાચ્યવિદ્યા પરિષદના સંસ્કૃત વિભાગના અધ્યક્ષપદે એમની વરણી થયેલી. વિશેષાંશે, મુંબઈ ખાતે મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૨મા અધિવેશનનું પ્રમુખપદ એમણે શોભાવેલું. આ અગાઉ અંધેરી ખાતે સાહિત્ય પરિષદનું સંમેલન સ્વ. ખબરદારના પ્રમુખપદે મળેલું ત્યારે તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી રસિકભાઈ હતા. ગુજરાત યુનિવર્સિટીની આર્ટ્સ ફૅકલ્ટીના પ્રારંભથી લગભગ સાત વર્ષ સુધી તેઓ ડીન રહ્યા હતા. એમની પ્રેરણાથી જ ગુજરાત વિદ્યાસભાને આશ્રયે શ્રી જયશંકર 'સુંદરી'ના નેતૃત્વ નીચે નાટ્યવિદ્યા મંદિર તથા 'નટમંડળ'ની સ્થાપના થઈ છે. સંસ્કૃત અને ભારતીય સંસ્કૃતિના વિષયોમાં એમણે અનેક અનુસ્નાતક તથા પીએચ. ડી.ના તેજસ્વી વિદ્યાર્થીઓ તૈયાર કર્યા છે. એ સર્વ અત્યારે સુખ્યાત વિદ્વાનો છે. સાચે જ શ્રી રસિકભાઈ એક વ્યક્તિ નહિ પણ જીવંત વિદ્યાસંસ્થા છે.

## કૃતિઓ

૧. સ્મૃતિ : કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૨.
પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ

૨. જીવનનાં વહેણો : વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૪૧.
પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.

૩. મેના ગુર્જરી : નાટિકા, નવું સંસ્કરણ (છપાય છે).

૪. શર્વિલક : નાટક; પ્ર. સાલ ૧૯૫૭ (હિન્દી અનુવાદ–૧૯૬૬).
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૫. પુરોવચન અને વિવેચન : વિવેચન લેખો; પ્ર. સાલ ૧૯૬૫.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૬. પ્રેમનું મૂલ્ય : રેડિયો નાટક—વાચિકમ્; પ્ર. સાલ ૧૯૫૦.
૭. પહેલો ક્લાસ : ટોલ્સ્ટોયની કૃતિનો અનુવાદ; પ્ર. સાલ ૧૯૩૧.
૮. સંસ્કૃત નાટ્યસાહિત્ય—ભાસ (હવે પછી)
૯. આકાશવાણી ( રેડિયો-પ્રવચનો ) ,,
૧૦. કાવ્ય અને નાટ્ય અંગેના લેખોનો સંગ્રહ ,,
૧૧. શિક્ષણ અને તત્ત્વજ્ઞાન ( નિબંધસંગ્રહ ) ,,
૧૨. રૂપિયાનું ઝાડ : નાટક; પ્ર. સાલ ૧૯૩૧, 'સંજય' તખલ્લુસથી.
પ્રકાશક : 'પ્રસ્થાન' પ્રકાશન, અમદાવાદ
૧૩. કાવ્યાનુશાસન ( ભા. ૧–૨ ) : ( હેમચંદ્રકૃત ) પ્ર. સાલ ૧૯૩૮.
પ્રકાશક : મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ
( પહેલા ભાગમાં સંસ્કૃત 'ટેક્સ્ટ' )
( બીજા ભાગમાં અંગ્રેજીમાં લખેલી પ્રસ્તાવના )
૧૪. તત્ત્વોપપ્લવસિંહ ( જયરાશિ ) : ( પંડિત સુખલાલજી સાથે ) પ્ર. સાલ ૧૯૪૦.
પ્રકાશક : ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝ, વડોદરા.
( સંસ્કૃત 'ટેક્સ્ટ' અને અંગ્રેજી પ્રસ્તાવના સાથે )
૧૫. કાવ્યપ્રકાશખંડન ( સિદ્ધિચંદ્ર ) : સંસ્કૃત ટેક્સ્ટ અને અંગ્રેજીમાં પ્રસ્તાવના, ૧૯૫૩, સિંઘી જૈન સિરીઝ.
પ્રકાશક : ભારતીય વિદ્યાભવન, મુંબઈ.
૧૬. કાવ્યાદર્શ કાવ્યપ્રકાશસંકેત : ( સોમેશ્વર ભટ્ટકૃત ) ૧૯૫૯.
પ્રકાશક : રાજસ્થાન પુરાતત્ત્વ મંદિર, જોધપુર, રાજસ્થાન.
( બે ભાગ—એકમાં સંસ્કૃત 'ટેક્સ્ટ' અને બીજામાં અંગ્રેજી પ્રસ્તાવના )
૧૭. નૃત્યરત્નકોશ : ( ડૉ. પ્રિયબાળા શાહ સાથે ) સંપાદન: પ્ર. સાલ ૧૯૫૭.
પ્રકાશક : રાજસ્થાન પુરાતત્ત્વ મંદિર, જોધપુર, રાજસ્થાન.
૧૮. Some Aspects of the Study of Classical Sanskrit : ( અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદના શ્રીનગર ખાતે ભરાયેલા અધિવેશનમાં સંસ્કૃત વિભાગના પ્રમુખ તરીકે આપેલું પ્રવચન )
૧૯. કાવ્યપ્રકાશ : ૧ થી ૬ ( રા. વિ. પાઠક સાથે ), ૧૯૨૪.
પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

૨૦. વૈદિક પાઠાવલી : વેદ અને બ્રાહ્મણોમાંથી પાઠો અને તેનો ગુજરાતી અનુવાદ—ટિપ્પણી સાથે ૧૯૨૭.

૨૧. ગુજરાતની રાજધાનીઓ : ( ઠક્કર વસનજી વ્યાખ્યાનો ) ૧૯૫૮.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૨૨. આનંદમીમાંસા : ( મહારાજા સયાજીરાવ વ્યાખ્યાનો ) ૧૯૬૩.
પ્રકાશક : મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા.

૨૩. ઇતિહાસ : પદ્ધતિ અને સ્વરૂપ : ( ગુજરાત યુનિવર્સિટીમાં આપેલ વ્યાખ્યાન ) ૧૯૬૩, (પ્રેસમાં).
પ્રકાશક : ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.

અભ્યાસ-સામગ્રી :

૧. 'આત્મનિવેદન'—'સંસ્કૃતિ', માર્ચ ૧૯૬૪.

૨. 'જયન્તિ તે સુકૃતિનઃ'—'પ્રસ્થાન'માં પ્રગટ થયેલો શ્રી કે. કા. શાસ્ત્રીનો લેખ

૩. 'શર્વિલક' માટે ગુજરાત સાહિત્યસભાની કાર્યવહી ૧૯૫૭: 'રસ અને રુચિ' (ડો. ધીરુભાઈ ઠાકર): 'શર્વિલક'ની પ્રરોચના (શ્રી. રા. બ. આઠવલે), 'નૈવેદ્ય' (શ્રી ડોલરરાય માંકડ), 'સંસ્કૃતિ' (ઑક્ટોબર, ૧૯૫૮માં પ્રગટ થયેલો શ્રી ગૌ. ચુ. ઝાલાનો પત્ર).

સરનામું : ૧૧, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬.

# રંભાબહેન મનમોહન ગાંધી

[ ૨૭-૪-૧૯૧૧ ]

એમનો જન્મ ઈ. સ. ૧૯૧૧ ના એપ્રિલની સત્તાવીસમી તારીખે સૌરાષ્ટ્રના સરવાળ ગામે થયો હતો. એમનું મૂળ વતન વઢવાણ શહેર. એમના પિતાનું નામ શ્રી સુખલાલ છગનલાલ શાહ અને માતાનું નામ શિવબેન. જ્ઞાતિએ તેઓ જૈન વણિક છે. ઈ. સ. ૧૯૨૬માં શ્રી મનમોહનભાઈ ગાંધી સાથે તેઓ લગ્નગ્રંથિથી જોડાયાં. શ્રી રંભાબહેને કર્વે યુનિવર્સિટીની જી. એ. ની ઉપાધિ ઈ. સ. ૧૯૩૭ માં મેળવી. માનસશાસ્ત્રના વિષયમાં તેમને લોકમાન્ય તિલક ઇનામ મળ્યું હતું. આ બધો અભ્યાસ એમણે લગ્ન કર્યા પછી જ કર્યો હતો. શ્રી રંભાબહેનના રસના વિષયો છે સામાજિક કાર્ય, કેળવણીકાર્ય અને અલબત્ત, ગૃહકાર્ય.

રંભાબહેન નાનપણથી જ લખતાં થયાં હતાં. એમના જ શબ્દો ટાંકીએ તો: "નાનપણથી જે કાંઈ જોતી, મિલ, કારખાનાં, ટંકશાળ, ટેલિફોન વગેરે તે ઉપર નિબંધ લખવો જ પડતો. શાળામાં મંત્રી હતી તેથી બાળકો માટે નાનાં નાટકો લખતી. એ નાટકો સારી રીતે ભજવાતાં. કંઈક વિચારો આવતાં લેખો લખતી, જે કલકત્તામાં 'નવરોજ' છાપતું. ૧૯૪૨ માં મુંબઈ આવ્યા પછી લગભગ ૧૯૪૫ થી રેડિયો પર જવાનું શરૂ કર્યું ને નાટકો લખવા માંડયાં. શાળા, રેડિયો અને સામાજિક સંસ્થાઓએ મારા લેખન-વિકાસમાં ખૂબ ભાગ ભજવ્યો છે. નાનપણમાં નાટક માટે ગાલિયારા પ્રાઈઝ મળ્યું અને નાટક લખવાની ઇચ્છા પ્રબળ થઈ. પછી તો અનેક સરકારી ઇનામો પ્રાપ્ત થયાં."

રંભાબહેન અંગ્રેજી, બંગાળી, મરાઠી, હિંદી અને ગુજરાતી જાણે છે. અંગ્રેજીમાં ક્યારેક લખ્યું છે.

અન્ય પ્રવૃત્તિઓ કરતાં કરતાં એમની લેખનપ્રવૃત્તિ પણ સહજપણે શરૂ થઈ ગઈ. લેખન દ્વારા સામાજિક સુધારો સિદ્ધ કરવાની, અગર કૃતિ વાંચનાર-જોનાર મંગળમાર્ગે જાય તો સારું એવી એમની ભાવના ખરી. વળી નિર્દોષ હાસ્ય, કટાક્ષ એમને ગમે ખરાં. તેઓ માને છે કે કૃતિ જોનાર યા વાંચનારને નીચે ન પાડે એટલું તો તેઓ ધ્યાન રાખે જ છે. લખવામાં

એમને ખૂબ જ આનંદ આવે છે. એમના લેખકજીવનનો આરંભ ૧૯૩૫–૩૬-થી થયો. શરૂમાં નાનાં નાટકો, લેખો, નિબંધો લખતાં લખતાં નાટકો પર પહોંચ્યાં. શ્રી રંભાબેન અંગ્રેજી, ગુજરાતી, બંગાળી લેખકોનું ઘણું ઘણું લખાણ વાંચે છે; તે દરેકમાંથી તેમને કંઈ ને કંઈ ગમતું તો મળ્યું જ છે.

નાટક એમનો મનગમતો લેખનવિષય છે. એમને ખરી મઝા નાટક લખવામાં જ આવે છે. નાટકના સંવાદો, પ્લૉટમાં ઘણીવાર તેઓ એવાં તો ઓતપ્રોત થઈ જાય છે કે જાણે લખતી વેળા આખું નાટક એમની મનોભૂમિમાં ભજવાઈ ન રહ્યું હોય! તેઓ હાસ્યરસનાં નાટકો લખતાં આનંદ અને કરુણ નાટકો લખતાં વેદના પણ અનુભવે છે. શ્રી રંભાબેન દરરોજ પાંચ–૭ કલાકનું વાચન નિયમિત કરે છે. વાર્તાઓ, નિબંધો, લેખો, નાટકો વગેરે તેઓ વાંચતાં રહે છે. એમનાં નાટકોમાં સમાજના વ્યવહારો તરફ હળવો પણ માર્મિક કટાક્ષ જોવા મળે છે. રેડિયો દ્વારા એમનાં રજૂ થયેલાં નાટકોએ સારું આકર્ષણ કર્યું હતું. તંદુરસ્ત મનોરંજન પીરસતી એમની કૃતિઓ સૌને પ્રિય બને જ તેમાં શી નવાઈ? 'મનમોતી ને કાચ' ત્રિઅંકી નાટક અને 'ભરતી અને ઓટ' એકાંકીઓ તેઓ લખી રહ્યાં છે.

એમની નાટ્યકૃતિઓને 'અલિયારા પ્રાઈઝ' તેમ જ દેના બેંક અને મુંબઈ તથા ગુજરાત સરકાર તરફથી ઇનામો પ્રાપ્ત થયાં છે. એક ઇન્ટર-નેશનલ સેમિનારમાં ઈ. ૧૯૫૫માં તેમણે ફ્રાન્સની મુલાકાત લીધી હતી.

એમનાં નાટકોનું વસ્તુ મોટેભાગે ગૃહજીવનમાંથી અને એમાંયે નારી-જીવનમાંથી લીધેલું હોય છે. સામાજિક અન્યાયો પણ એમાં કેન્દ્રસ્થાને જોવા મળે છે. દલીલભર્યા સંવાદો અને હળવું મનોરંજન પૂરું પાડતાં એમનાં નાટકોમાં તખ્તાલાયકીના અંશો ઠીક ઠીક પ્રમાણમાં હોય છે, પરંતુ સૂક્ષ્મ અંશોની ખિલવણી અલ્પ પ્રમાણમાં દેખાય છે. એકાંકી અને ત્રિઅંકી નાટ્યકૃતિઓ આપનાર રંભાબહેનમાં વિનોદવૃત્તિ પણ સારી પેઠે ખીલેલી છે. એમનાં પ્રહસનો આપણે ત્યાં ઠીક પ્રચાર પામ્યાં છે.

શ્રી રંભાબહેન ભગિની સમાજમાં શિક્ષણસમિતિનાં મંત્રી છે. વર્ષો સુધી મુંબઈની મ્યુનિસિપલ કોર્પોરેશનની શિક્ષણ પેટાસમિતિમાં કાર્ય કરતાં હતાં અને સ્ત્રીસેવા સંઘ અને અન્ય સંસ્થાઓ સાથે સંકળાયેલાં છે. પાંચ વર્ષ એમણે ફિલ્મ સેન્સર બોર્ડમાં પણ કાર્ય કર્યું છે.

## કૃતિઓ

૧. કોઈને કહેશો નહિ : મૌલિક, એકાંકીઓ; પ્ર. સાલ ૧૯૫૧.
   પ્રકાશક : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ.
૨. પ્રણયના રંગ : અનુવાદ, ત્રિઅંકી: પ્ર. સાલ ૧૯૫૨.
   પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૩. રોજની રામાયણ : મૌલિક, એકાંકીઓ; પ્ર. સાલ ૧૯૫૩, બીજી આવૃત્તિ ૧૯૫૭
૪. ચકમક : મૌલિક, એકાંકીઓ: પ્ર. સાલ ૧૯૫૪.
૫. પરણું તો એને જ : મૌલિક, એકાંકીઓ: પ્ર. સાલ ૧૯૫૭.
૬. તીર અને તુક્કા : કટાક્ષલેખો; પ્ર. સાલ ૧૯૫૯.
૭. જીવન ઝંઝાવાત : મૌલિક, ત્રિઅંકી; પ્ર સાલ ૧૯૬૦.
   નં ૩ થી ૭ ના પ્રકાશકો : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.
૮. પ્રેક્ષક માફ કરે : મૌલિક, એકાંકીઓ; પ્ર. સાલ ૧૯૬૧.
   પ્રકાશક : વોરા ઍન્ડ કું, મુંબઈ.
૯. લગ્નગીતો તથા લોકગીતોની ગૂંથણી : સંપાદન; પ્ર. સાલ ૧૯૬૨.
   પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.
૧૦. દેવ તેવી પૂજા : મૌલિક, એકાંકીઓ; પ્ર સાલ ૧૯૫૮.
   પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.
૧૧. સ્વપ્ન કે સત્ય : મૌલિક, એકાંકીઓ; પ્ર. સાલ ૧૯૬૨.
   પ્રકાશક : સ્વાતિ પ્રકાશન, મુંબઈ.
૧૨. સંસારસાગરને તીરેથી : મૌલિક, સામાજિક પત્રો ( પ્રેસમાં ).
   પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.

**અભ્યાસ સામગ્રી :**

ગુજરાત સાહિત્યસભાની કાર્યવહી, ૧૯૫૫ ( 'તીર અને તુક્કા' તેમ જ 'ચકમક' માટે ); ૧૯૫૭ ( 'પરણું તો એને જ' માટે ); ૧૯૫૮ ('દેવ તેવી પૂજા' માટે ), ૧૯૬૧ ( 'પ્રેક્ષક માફ કરે' માટે ). ઉપરાંત 'સંદેશ,' 'જન્મભૂમિ,' 'શિક્ષણ અને સાહિત્ય'માં પ્રગટ થયેલાં અવલોકનો.

**સરનામું : ગિરિકુંજ, ૧૧, હ્યુજિસ રોડ, મુંબઈ–૭.**

# . રાજેન્દ્ર કેશવલાલ શાહ

## [ ૨૮-૧-૧૯૧૩ ]

નવતર પેઢીના પ્રમુખ કવિશ્રી રાજેન્દ્રનો જન્મ ઈ. સ. ૧૯૧૩ના જાન્યુઆરીની અઠ્ઠાવીસમી તારીખે કપડવણજમાં થયો હતો. તેમના પિતાનું નામ કેશવલાલ શાહ અને માતાનું નામ લલિતાબ્હેન. જ્ઞાતિએ દશા શ્રીમાળી વણિક. ઈ. સ. ૧૯૩૧માં શ્રી મંજુલાબ્હેન સાથે તેમનું લગ્ન થયેલું છે.

પિતાજી સાદરા એજન્સીમાં વકીલાત કરતા હતા અને પછી જુદે જુદે સ્થળે ન્યાયાધીશ પણ હતા. તેમના અવસાનસમયે રાજેન્દ્રની ઉંમર બે વર્ષની હતી. માતાનો પુત્રને ભણાવવાનો મક્કમ નિરધાર હતો. રાજેન્દ્રે કપડવણજની મ્યુનિસિપલ મુખ્ય શાળામાં પ્રાથમિક ચાર ધોરણોનો અભ્યાસ કરી ત્યાંની જ મ્યુનિસિપલ હાઈસ્કૂલમાંથી ૧૯૩૨માં મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી. એ પછી ઈ. સ. ૧૯૩૨-૩૩માં મુંબઈની વિલ્સન કૉલેજમાં એમણે પ્રથમ વર્ષ કર્યું, અને ઇન્ટર તેમ જ બી. એ. બરોડા કૉલેજમાં પૂરાં કરી ૧૯૩૭માં ત્યાંથી ગ્રેજ્યુએટ થયા. બી. એ. માં એમનો અભ્યાસ-વિષય ફિલસૂફી હતો. આ પછી શાળામાં શિક્ષકનો, દુકાનદારનો, મુંબઈ જઈ જંગલમાંથી લાકડાં કપાવવા-વહેરાવવાનો, કાગળના વેપારનો એમ અનેકવિધ વ્યવસાયો અજમાવ્યા. હાલ તેઓ મુંબઈમાં 'લિપિની પ્રિન્ટરી' ચલાવે છે. એમની લેખનપ્રવૃત્તિને વેપાર પ્રતિકૂળ લાગ્યો નથી

જીવનઘડતરની બાબતમા શ્રેયઃસાધક અધિકારી વર્ગના ગુરુવર્ય શ્રી ઉપેન્દ્રાચાર્યજીનો સત્સંગ તેમને પ્રથમથી જ થયેલો. 'જેણે કીધો દીક્ષિત' એ ઉપેન્દ્રાચાર્યજી, 'જેણે દાધી લેખિની' એ ત્રિલોકસૂરિ અને સ્વયંજ્યોતિ-તીર્થ એ ત્રણ વ્યક્તિઓએ એમના જીવન પર પ્રબળ અસર પાડી છે. એવી પ્રબળ અસર કરનાર પુસ્તકો પણ શ્રેયઃસાધક અધિકારી વર્ગનાં અને વિશેષતઃ શ્રી રવીન્દ્રનાથ ટાગોરનાં.

વતન કપડવણજમાં વ્યાયામશાળા, પુસ્તકાલયપ્રવૃત્તિ, શિક્ષણકાર્ય વગેરેમા પહેલેથી જ એમણે રસ ધરાવ્યો છે. ૧૯૩૦-૩૧ ની લડતમાં પણ એમણે ભાગ લીધો હતો અને કપડવણજના ટાવર પર ચડાવેલા રાષ્ટ્રધ્વજનું પોલીસને હાથે અપમાન ન થાય એ કારણે એમણે રાષ્ટ્રધ્વજ સાથે છેક

ટાવરની ટોચેથી પડતું મૂકેલું. સાબરમતી અને યરવડાનો જેલવાસ પણ ભોગવેલો.

લેખનનો આરંભ અસહકારની લડત દરમ્યાન કરેલો. તેમની પ્રથમ કૃતિ 'પથ્થર પર પાણીનો ઘોધ' વિલ્સન કૉલેજના મુખપત્ર 'વિલ્સોનિયન' (૧૯૩૨) માં છપાયેલી. મેટ્રિકમાં હતા ત્યાં સુધી એમના પ્રિય લેખક ન્હાનાલાલ હતા. એ પછી સુન્દરમ્–શ્રીધરાણીનાં કાવ્યોએ એમને આકર્ષ્યા, અને એમાંય છંદ અને કાવ્યશૈલીની બાબતમાં શ્રીધરાણીનું આકર્ષણ વિશેષ હતું. બેચાર વર્ષો પછી ટાગોરનાં કાવ્યો મૂળ(બંગાળી)માં જ વાંચવાનો આગ્રહ એમણે સેવ્યો અને આધુનિક અંગ્રેજી કવિતાનું આકર્ષણ વધ્યું. આ સર્વમાં ટાગોરના વાચનથી જે આનંદ અને શાંતિનો અનુભવ તેઓ કરે છે તેવો બીજા વાચનથી થતો નથી. એમનો પ્રિય લેખક રવીન્દ્રનાથ, પ્રિય ગ્રંથ 'ઈશાવાસ્ય ઉપનિષદ' અને પ્રિય સાહિત્યપ્રકાર કાવ્ય છે. કાવ્ય જ કવિનું પરમ લક્ષ્ય છે અને કવિએ એમના એક કાવ્યમાં કહ્યું છે તેમ એ પ્રવૃત્તિ 'નિરુદ્દેશે' છે, કાવ્યને માટે જ છે.

અત્યંત સાલસ પ્રકૃતિના રાજેન્દ્ર પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાન તેમ જ સાહિત્યના અચ્છા અભ્યાસી છે.

કવિતા અને તત્ત્વજ્ઞાનનું આકર્ષણ એમને વિશેષ છે, અને એ બંનેનાં પુસ્તકો પણ સવિશેષ વાંચે છે. કુમારચંદ્રક પછી ગુજરાતે કવિ રાજેન્દ્રને રણજિતરામ સુવર્ણચંદ્રક આપીને એમનું સમુચિત સંમાન કર્યું છે. એમના 'ધ્વનિ' કાવ્યસંગ્રહને રાજ્યસરકારનું પ્રથમ પારિતોષિક અને 'શાંત કોલાહલ' કાવ્યસંગ્રહને રાષ્ટ્રીય પારિતોષિક પ્રાપ્ત થયેલ છે. ગુજરાતી સાહિત્ય પરિષદ અને વિદ્યાસભા જેવી સંસ્થાઓ સાથે તેઓ સંકળાયેલા છે.

એમના 'ધ્વનિ' કાવ્યસંગ્રહનું પ્રકાશન થતાં જ ગુજરાતને એક ઉત્તમ કોટિના રસસમૃદ્ધ કાવ્યસંગ્રહની પ્રાપ્તિ થઈ. જીવનના અનુભવોનું રહસ્યદર્શન અને ગ્રામજીવન આસપાસની પ્રકૃતિનાં વર્ણનચિત્રો કરાવતાં કાવ્યોમાં એમનો કવિજીવ સોળે કળાએ કોળી ઊઠે છે. 'શ્રાવણી મધ્યાહ્ને' અને 'આયુષ્યના અવશેષે' જેવાં કાવ્યો આ કવિની ઉચ્ચ સિદ્ધિનાં ઉદાહરણો છે. શ્રી બળવંતરાય ઠાકોરે પાંચ સૉનેટનું ગુચ્છ 'આયુષ્યના અવશેષે' વાંચ્યા પછી કહેલું: 'રેશમના પટ પર ફીનખાબથી લખીને સામી ભીંત પર લટકાવવા જેવું છે.' પહેલા કાવ્યનો 'વસંતતિલકા' અને બીજાનો 'હરિણી' વાંચતાં પ્રતીતિ થશે કે કવિના આ સિદ્ધ છંદો છે. એ બંને છંદો રાજેન્દ્રની મુદ્રાથી અંકિત થયા છે એમ કહેવામાં ભાગ્યે જ અત્યુક્તિ હોય.

કવિને પરંપરિત છંદોની રચનાનું ઓછું આકર્ષણ નથી. કવિ પાસે લયની અપૂર્વ સૂઝ છે. શબ્દસૌંદર્યના સાચા પારખુ અને શબ્દસંગીતની સૂક્ષ્મ સમજ ધરાવના આ કવિનાં કાવ્યોથી ગુજરાતની કવિતાસંપત્તિ વધી છે.

એક વસ્તુ ધ્યાન ખેંચે છે અને તે એ કે આ કવિનાં કાવ્યોમાં, શ્રી ઉમાશંકરે દર્શાવ્યું છે તેમ, 'જગતના સમકાલીન બનાવો વિશે ઉદ્‌ગારો સરખો જવલ્લે જડશે.' રાજેન્દ્રનાં પ્રણયકાવ્યોમાં એક પ્રકારની પુનિતતાની છાપ ઊપસી આવે છે. કેટલાંક પ્રણયગીતોમાં પ્રભુલક્ષી વ્યંજનાનો પણ અણસાર મળે છે, અને પ્રકૃતિચિત્રણો પણ અંતે શમમાં શમતાં દેખાય છે.

સંવાદગનાં કાવ્યોનો પ્રકાર એમણે અત્યંત સફળતાપૂર્વક ગુજરાતીમાં ખેડ્યો છે, અને કેટલાંક મનોહર ગીતો પણ આપણને આપ્યાં છે. ગીતોમાં એમણે બંગાળી ગીતલયનો ઉપયોગ સૌથી વિશેષ કર્યો છે. 'આંદોલન' નામનો એમનો ગીતસંગ્રહ આ હકીકતની સાહેદી પૂરશે.

'શ્રુતિ'ની 'વનખંડન'માંની સૉનેટમાળા, 'શાંત કોલાહલ'નાં 'રાગિણી' તેમ લાવણ્યયુક્ત 'વનવાસીનાં ગીતો' રાજેન્દ્રની કવિપ્રતિભાના સુભગ ઉન્મેષો છે. કવિતાના શબ્દે શબ્દમાંથી પ્રગટ થતું રાસાયણિક માધુર્ય અને સૌંદર્ય, વિચારની પ્રૌઢિ સાથે વાણીની તાજપ અને ધ્વનિનાં વહેતાં અનેક આંદોલનો આ 'સૌંદર્યલુબ્ધ' કવિની સૃષ્ટિમાં આપણને આનંદયાત્રા કરાવે છે. કવિ તો પૂરી સ્વસ્થના અને પ્રસન્નતાથી 'વિશ્વે સર્વત્ર સૌમાં અદીઠ વહી રહ્યો તંતુ શો એકતાનો' નિહાળે છે અને એમનાં કાવ્યોમાં પણ એ જ ભાવ વહી રહ્યો છે.

રાજેન્દ્રે બાળકાવ્યો, એકાંકી નાટકો અને કેટલીક વાર્તાઓ પણ લખી છે.

## કૃતિઓ

૧. ધ્વનિ : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૧.
   પ્રકાશક : પોતે. બીજી–ત્રીજી આવૃત્તિ : એન. એમ. ત્રિપાઠી, મુંબઈ.
૨. આંદોલન : મૌલિક, ગીતો; પ્ર. સાલ ૧૯૫૧.
   પ્રકાશક : ન્યૂ ઑર્ડર બુક કું., અમદાવાદ.
૩. શ્રુતિ : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૭.
   પ્રકાશક : કવિલોક, મુંબઈ.
૪. મોરપીંછ : મૌલિક, બાળકાવ્યો; પ્ર. સાલ ૧૯૬૦.
   પ્રકાશક : વોરા ઍન્ડ કું., મુંબઈ.

૫. શાંત કોલાહલ : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૨.
પ્રકાશક : પોતે.

અભ્યાસ-સામગ્રી :

૧. 'કવિતા' અનિયતકાલિક પ્રકાશન શ્રેણી ૯.
૨. 'ગ્રંથ' સામયિક.
૩. 'ધ્વનિ' માટે (અ) 'નિરીક્ષા' (ઉમાશંકર જોશી).
(બ) 'મનીષા' નવેમ્બર, ૧૯૫૪ (રામપ્રસાદ બક્ષી).
૪. 'શાંત કોલાહલ' માટે 'સંસ્કૃતિ' ડિસેમ્બર, ૧૯૬૩ માં શ્રી જ્યોતિષ જાની અને શ્રી રઘુવીર ચૌધરીની સમીક્ષા.
૫. 'કવિલોક' ૪૧ (માર્ચ, ૧૯૬૪–અંબાલાલ પુરાણી).
૬. 'આસ્વાદ' (સુરેશ જોશી).

સરનામું : લિપિની પ્રિન્ટરી, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ.

---

## રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી

[ ૨૭-૬-૧૮૯૪ ]

મર્મજ્ઞ વિવેચક શ્રી રામપ્રસાદ બક્ષીના કુટુંબનું મૂળ વતન તો છે મોરબી, અને પછી રાજકોટ સદરમાં વસવાટ કરેલો. તા. ૨૭-૬-૧૮૯૪ના દિવસે તેમનો જન્મ જૂનાગઢમાં થયેલો. પિતાનું નામ શ્રી પ્રેમશંકર જેઠાભાઈ બક્ષી, અને માતાનું નામ મેનાબ્હેન. એમનાં લગ્ન ઈ. ૧૯૧૪માં શ્રી કાંચનગૌરી બહેન સાથે થયાં હતા.

પ્રાથમિક શિક્ષણ રાજકોટની સરકારી તાલુકા સ્કૂલ (૧૯૦૦–૦૩)માં લઈને પછી ત્યાંની કરણસિંહજી મિડલ સ્કૂલ અને આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં અભ્યાસ કર્યો. લગભગ પ્રત્યેક વર્ષની પરીક્ષામાં તેઓ પ્રથમ જ આવતા. મેટ્રિકની પરીક્ષા વઢવાણની દાજીરાજ હાઈસ્કૂલમાંથી ઈ. ૧૯૧૦માં પસાર કરી ત્યાર બાદ ઉચ્ચ શિક્ષણ અર્થે અમદાવાદની ગુજરાત કૉલેજમાં દાખલ થયા અને ઈ. ૧૯૧૪ માં, મુંબઈ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષામાં

ઉત્તીર્ણ થયા. કૉલેજમાં દરેક વર્ષે શિષ્યવૃત્તિ એમને મળતી. બીજે જ વર્ષે પોતાના મામા શ્રી હિંમતલાલ ગ. અંજારિયાની શીળી છાયામાં મુંબઈ (સાંતાક્રુઝ) માં વસવાટ કર્યો અને અત્યારે પણ ત્યાં જ રહે છે. ઈ. ૧૯૨૭ માં ત્યાંની આનંદીલાલ પોદાર હાઈસ્કૂલનું સુકાન એમણે સંભાળેલું, અને નિવૃત્ત થયા ત્યાં સુધી તેનું આચાર્યપદ એમણે શોભાવ્યું. એ પછી પણ માનાર્હ અધ્યાપક તરીકે મીઠીબાઈ કૉલેજ (વિલેપાર્લે) ને એમની સેવાઓનો લાભ મળ્યો છે. શિક્ષણ એમનો પ્રિય વ્યવસાય છે. વિજ્ઞાન, ગણિત અને અંગ્રેજી એમના પ્રિય વિષયો, પણ વિશેષ રુચિ તો સંસ્કૃત તરફ જ.

નાનપણમાં નાનીબા પાસે સાંભળેલી કવિતાઓ-પદો-ભજનો, મામા શ્રી હિંમતલાલ અંજારિયાના 'કાવ્યમાધુર્ય'નો કાર્યપ્રભાવ, ગુરુ શ્રી આનંદશંકર ધ્રુવનું અતિ સ્નેહમય પ્રોત્સાહન અને મુંબઈમાં શ્રી નરસિંહરાવ દિવેટિયાનો સતત સંપર્ક—એમના જીવનના વિકાસસહાયક પ્રસંગો છે. સર્વશ્રી કલ્યાણરાય બક્ષી, માધવરાય બક્ષી, મૂળવંતરાય બક્ષી, રવિશંકર અંજારિયા, હિંમતલાલ અંજારિયા તેમ જ માતા અને માતામહી—એ સર્વ સ્વજનોની કોઈ ને કોઈ રીતે એમના જીવનઘડતરમાં પ્રબળ અસર પડી છે.

લેખનપ્રવૃત્તિ, આમ તો નિરુદ્દેશી—ફુરસદના સમયનો વિનોદ અને સહજ રસ. એની શરૂઆત થઈ ઈ. ૧૯૧૬ માં—'કથાસરિત્સાગર'માંની બાલભોગ્ય લઘુકથાઓના સંચયથી. પછી 'વસંત'માં લેખો લખ્યા અને ત્યારબાદ નરસિંહરાવના 'ભાષા અને સાહિત્ય' એ ગ્રંથનો અનુવાદ કર્યો. નિવૃત્તિકાળ નજીક આવતાં ૧૯૪૭ થી અવિચ્છિન્ન સાહિત્યસેવાનો આરંભ કર્યો.

એમના પ્રિય લેખક સંસ્કૃતમાં કાલિદાસ અને ગુજરાતીમાં ગોવર્ધનરામ: ઉદાત્ત જીવનદૃષ્ટિ, ભારતીય સંસ્કૃતિનાં ઉદાત્ત તત્ત્વોનું વિશિષ્ટ દૃષ્ટિએ નિરૂપણ, પ્રતિભા અને સાહિત્યકીય ગુણવત્તાને કારણે, અધ્યયન-આસ્વાદન માટે પ્રિય સાહિત્યપ્રકાર કાવ્ય, અને લેખનપ્રવૃત્તિ માટે નિબન્ધ-વિવેચન. કાવ્યોમાં અધ્યયન, મનન અને અર્થદર્શનનો અપાર અવકાશ અને સંભવ એમને જણાયો છે. કાવ્યગત ભાષાની અર્થસમર્પકતા—અર્થઉકેલની કુતૂહલતા—એમને વિશેષ આકર્ષે છે. અધ્યારોપકારક સાહિત્યસાધનામાં કાવ્ય, તત્ત્વજ્ઞાન, ભાષાશાસ્ત્ર, અલંકાર અને રસવિષયક પુસ્તકો તેઓ વિશેષ વાંચે છે.

શ્રી રામભાઈ બક્ષીએ સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યનું ઊંડું પરિશીલન કર્યું છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રનું એમનું અધ્યયન મૂલગામી અને વિદ્વત્તાભર્યું

છે. પંડિતયુગના પ્રતિનિધિ સમા આ વ્યુત્પન્ન પંડિત નવોદિત સર્જકોને સમજવામાં અને એમને દોરવણી આપવામાં સતત જાગરૂક રહ્યા છે. ભારતીય કાવ્યશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્રમાંની રસનિષ્પત્તિની પ્રક્રિયા એમણે 'નાટ્યરસ' પરનાં એમનાં વ્યાખ્યાનોમાં અતિઝીણવટથી અને વિશદતાથી સમજાવીને આધુનિક દૃષ્ટિએ એનું તથા તત્સંબદ્ધ નાટકના સંવિધાન આદિ વિષયોનું વિવેચન અને સ્પષ્ટીકરણ કર્યું છે. 'કરુણરસ'માં કરુણરસના શુદ્ધ સ્વરૂપનું વિવેચન કરી, સંસ્કૃત નાટકોમાં કરુણરસના સાચા તત્ત્વનું નિરૂપણ કર્યું છે. એ બંને પુસ્તકો ઉપરાંત કાવ્યતત્ત્વ, રસ અને અલંકાર તથા નાટ્યસ્વરૂપાદિ વિષયો પર એમણે જુદે જુદે સમયે લખેલા મૌલિક વિચારણાના વિવેચનલેખોનો સંચય 'વાઙ્મયવિમર્શ' પણ પ્રગટ થયો છે. અને બીજા અનેક લેખો હજી ગ્રંથસ્થ થવાના બાકી છે. નવતર કવિતાના પ્રવાહોને એ સમભાવપૂર્વક વિલોકે છે. એમની વિશાળ પર્યેષક વિદ્વદ્દૃષ્ટિનો એમનાં સર્વ લખાણોમાં આપણને પરિચય થાય છે. એમનાં આ ત્રણે પુસ્તકો ગુજરાત રાજ્યનાં પારિતોષિક પામ્યાં છે.

શ્રી બક્ષીએ સંસ્કૃતમાં શ્લોકો અને લઘુકાવ્યોની પણ રચના કરી છે અને અંગ્રેજીમાં પણ કવચિત્ નિબંધો લખ્યા છે. સાંતાક્રુઝની સાહિત્ય સંસદના તેઓ પ્રમુખ છે, નાગર વિદ્યોત્તેજક મંડળના ડિરેક્ટર છે અને સાંતાક્રુઝની એજ્યુકેશન સોસાયટીના શિક્ષણવિષયક સલાહકાર છે. સાહિત્ય-સંસ્કારની અનેકવિધ પ્રવૃત્તિઓ સાથે તેઓ સંકળાયેલા છે. મ. સ. યુનિવર્સિટી (વડોદરા)એ વ્યાખ્યાનો આપવા માટે એમને નિમંત્રીને એમની વિદ્વત્તાની અને ગુજરાતી સાહિત્યની સુંદર સેવા કરી છે. મુંબઈ યુનિવર્સિટીએ પણ 'ઠક્કર લેક્ચર્સ' આપવા માટે એમને નિમંત્રણ આપ્યાના સમાચાર છે.

## કૃતિઓ

૧. કાવ્યસરિતા : સંચયન અને અનુવાદ ('કથાસરિત્સાગર' પરથી), બાલવાર્તા; પ્ર. સાલ ૧૯૧૭.
   પ્રકાશક : ફોર્ટ પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ.
૨. ગુજરાતી ભાષા અને સાહિત્ય (ભાગ-૧) : અનુવાદ (નરસિંહરાવનો ગ્રંથ), ભાષાશાસ્ત્ર; પ્ર. સાલ ૧૯૩૬.
   પ્રકાશક : ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ.
૩. ગુજરાતી ભાષા અને સાહિત્ય (ભાગ-૨) : અનુવાદ (નરસિંહરાવનો ગ્રંથ), ભાષાશાસ્ત્ર; પ્ર. સાલ ૧૯૫૭.
   પ્રકાશક : ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.

૪. સુખમની : અનુવાદ, શીખધર્મસ્તોત્ર; પ્ર. સાલ ૧૯૩૫.
પ્રકાશક : પોતે.

૫. નાટ્યરસ : મૌલિક, સાહિત્યમીમાંસા; પ્ર. સાલ ૧૯૫૯.
પ્રકાશક : ચેતન પ્રકાશન મંદિર, વડોદરા.

૬. વાઙ્મય વિમર્શ : મૌલિક, સાહિત્ય મીમાંસા–વિવેચન; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : એન. એમ ત્રિપાઠીની કું., મુંબઈ.

૭. કરુણરસ : મૌલિક, સાહિત્યમીમાંસા – વિવેચન; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : ચેતન પ્રકાશન મંદિર, વડોદરા.

૮. ૧૯૫૩ ના ગુજરાતી સાહિત્યની વાર્ષિક સમીક્ષા : મૌલિક, વિવેચન; પ્ર. સાલ ૧૯૫૭.
પ્રકાશક : ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ.

સંપાદિત ગ્રંથો : ૧. અક્ષર આરાધના : ( માણેક ષષ્ટિપૂર્તિ અભિનંદન ગ્રંથ).
૨. ડૉ. કાન્તિલાલ છ. પંડયા કમેમોરેશન વૉલ્યૂમ.
૩. શ્રી છોટુભાઈ દ્વારાની જીવનજ્યોત.
૪. શ્રી ગોકુળભાઈ ષષ્ટિપૂર્તિ અભિનંદન ગ્રંથ.
૫-૬. Scrap Book (ગોવર્ધનરામ) વૉ. ૧-૨ ( શ્રી સન્મુખલાલ પંડયા સાથે )
૭. નરસિંહરાવની રોજનીશી ( ગુજરાત વિદ્યાસભા ).

અભ્યાસ-સામગ્રી :

૧. 'વાઙ્મયવિમર્શ' માટે પ્રા. ગૌરીપ્રસાદ ઝાલાનો લેખ 'જન્મભૂમિ'; અને પ્રા. હરિવલ્લભ ભાયાણીની સમીક્ષા.
૨. 'નાટ્યરસ' માટે ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી–૧૯૫૯; 'જન્મભૂમિ.'
૩. 'શ્રી રામપ્રસાદ બક્ષી'—શ્રી ચંપકલાલ મહેતા, 'વીણેલાં મોતી,' ઑગસ્ટ, ૧૯૬૫.

સરનામું : ગોપાલભવન, ટાગોર રોડ, સાંતાક્રુઝ, મુંબઈ-૫૪.

---

# લાભુબહેન મોહનલાલ મહેતા

## [ ૧૭-૧૨-૧૯૧૫ ]

એમનો જન્મ સૌરાષ્ટ્રના લખતર ગામે ઈ. સ. ૧૯૧૫ ના ડિસેમ્બરની ૧૭ મી તારીખે થયો હતો. એમના પિતા તે પ્રસિદ્ધ પત્રકાર શ્રી અમૃતલાલ દલપતભાઈ શેઠ અને માતા રૂક્મણીબહેન. ઈ. સ. ૧૯૩૯ માં તેમણે શ્રી મોહનલાલ મહેતા (સોપાન) સાથે લગ્ન કર્યું. લાભુબહેન કર્વે યુનિવર્સિટીનાં જી. એ. છે. સંપાદન અને લેખન એમનો મુખ્ય અને પ્રિય વ્યવસાય છે. સામાજિક પ્રવૃત્તિઓમાં ,તેઓ ઉત્સાહપૂર્વક ભાગ લે છે. એમનાં જીવન ઉપર મુખ્યત્વે ગાંધીજી અને એમના નેતૃત્વ નીચેના સત્યાગ્રહનું આંદોલન તેમ જ ગાંધીસાહિત્ય પ્રબળ અસર પાડી ગયાં છે.

એક પત્રકાર પિતાનાં પુત્રી હોવાથી અને પત્રકાર પતિનાં સાથી હોવાથી લાભુબહેનને 'સૌરાષ્ટ્ર', 'ફૂલછાબ', 'જન્મભૂમિ-પ્રવાસી', 'અખંડ આનંદ', 'ગૃહમાધુરી', 'જીવનમાધુરી' અને 'સુકાની' જેવાં સામયિકોની સાથે સાથે જીવનક્રમ માંડવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું છે. તેમણે સત્યાગ્રહની લડતો દરમ્યાન જેલનિવાસ પણ કરેલ. પ્રવાસનો તેમને ખૂબ જ શોખ છે. તેઓ, ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાળી અને અંગ્રેજી જાણે છે. તેમનો ઉદ્દેશ સર્જનના આનંદ સાથે યત્કિંચિત્ સામાજિક સેવા કરવાનો ખરો. આ હેતુ માટે જ તેમની લેખન, સંપાદન અને પ્રકાશન-પ્રવૃત્તિ વિકસી છે. શ્રી સોપાન સાથે લગ્નજીવનનો આરંભ કરતાં લાભુબહેનને સંપાદન અને પ્રકાશનની સહિયારી પ્રવૃત્તિઓ અને લેખન કરવાનું સાંપડ્યું. એમના પ્રિય લેખકો છે શરદ્‌બાબુ અને સોપાન. શરદ્‌બાબુ આદર્શ સ્ત્રી-પાત્રો રજૂ કરે છે એથી, અને સોપાન મનનાં ઊંડાણોનું દર્શન કરાવે છે માટે. એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે નવલિકા. નવલિકાદ્વારા સર્જનનો આનંદ તથા માનવજીવનનું દર્શન રજૂ કરી શકાય છે એમ તેઓ માને છે. એમનો મનગમતો લેખનવિષય છે લગ્નજીવન, કુટુંબજીવન, સમાજજીવનનાં સુંદર પાસાંનું આલેખન. એમના સાહિત્યસર્જનમાં સંપાદનકાર્ય ઉપરાંત બહારથી આવતા અનેક પત્રો અને સામાજિક કિસ્સાઓ ઠીકઠીક ભાગ ભજવે છે.

એમની સૌ પ્રથમ કૃતિ હતી 'પથેર પાંચાલી'— બંગાળીમાંથી અનુવાદ. મૌલિક કૃતિ હતી બાળકો માટે પંડિત જવાહરલાલનું જીવનચરિત્ર. અત્યારે

તેઓ ભારતના કલાકારોની મુલાકાતો, નવલિકાઓ અને સામાજિક પ્રસંગચિત્રો લખી રહ્યાં છે. કલાકારો સાથેની મુલાકાતોનો સંગ્રહ 'મધુવન' પ્રગટ થવાની તૈયારીમાં છે.

એમના વાર્તાસંગ્રહ 'જિંદી'ની પ્રસ્તાવનામાં પ્રસિદ્ધ વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ અને એમની નવલકથા 'પ્રણયદીપ'નું પ્રસિદ્ધ વિવેચક શ્રી રામપ્રસાદ બક્ષીએ કરેલું વિવેચન લાભુબહેનની સર્જકશક્તિનો સુમધુર પરિચય કરાવે છે.

## કૃતિઓ

૧. જય જવાહર : મૌલિક, જીવનચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૦.
૨. તુલસીનાં પાન : મૌલિક, બાળવાર્તાઓ; પ્ર. સાલ ૧૯૪૦.
૩. ૧૫ દિવસનો પ્રવાસ : મૌલિક, પ્રવાસ; પ્ર. સાલ ૧૯૪૦.
૪. પ્રેમમૂર્તિ કસ્તુરબા : મૌલિક, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૦.
૫. પચેર પાંચાલી : અનુવાદ, નવલકથા; પ્ર. સાલ ૧૯૪૦, બીજી આવૃત્તિ ૧૯૬૦.
૬. શોધને અંતે : મૌલિક, વાર્તાઓ; પ્ર. સાલ ૧૯૪૦.
૭. ગોદ : અનુવાદ, નવલકથા.

બધાંના પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ.

૮. ધરતી વહુ : અનુવાદ, નવલકથા.
૯. પાણીના સાથિયા : અનુવાદ, નવલકથા.
૧૦. તરુણીસંઘ : અનુવાદ, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૫
૧૧. સંસારયાત્રા : અનુવાદ, નવલકથા;
૧૨. જિન્દી : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૫.
૧૩. માતૃત્વ : મૌલિક; બીજી આવૃત્તિ ૧૯૬૧.
૧૪. આભ અને ધરતી : મૌલિક વાર્તાઓ.
૧૫. પ્રણયદીપ : મૌલિક, નવલકથા.
૧૬. માનસ સરોવર : અનુવાદ, નવલકથા. પ્ર. સાલ ૧૯૫૫
૧૭. એનું નામ અપૂર્વ : મૌલિક, બાળવાર્તાઓ; પ્ર. સાલ ૧૯૬૧.
૧૮. સરદાર અને પંતજી : મૌલિક, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૬૧.
૧૯. કવિવર ટાગોર : મૌલિક, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૬૧.
૨૦. જીવનમાંગલ્ય : મૌલિક, પ્રસંગચિત્રો; પ્ર. સાલ ૧૯૬૦.
૨૧. સંસારમાધુરી : મૌલિક, પ્રસંગચિત્રો; પ્ર. સાલ ૧૯૬૧.

બધાંના પ્રકાશક : શ્રી પ્રકાશન મંદિર, મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

૧. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની 'બિંદી'ની પ્રસ્તાવના.

૨. શ્રી રામપ્રસાદ બક્ષીનું 'પ્રણયદીપ'નું વિવેચન.

૩. ગુજરાતી સાહિત્ય સભાની કાર્યવહી ૧૯૬૧ ('સંસારમાધુરી'માટે).

સરનામું : ગુલબહાર, બૅરેક રોડ, મુંબઈ–૧.

---

# વેણીભાઈ જમનાદાસ પુરોહિત

## [૩૧-૧-૧૯૧૮]

કવિશ્રી વેણીભાઈ પુરોહિતનો જન્મ બે નદીને કાંઠે આવેલા નિસર્ગ-રમણીય એમના વતન જામખંભાળિયામાં તા. ૩૧–૧–૧૯૧૮ ના રોજ થયો હતો. પિતાનું નામ જમનાદાસ અંબારામ પુરોહિત અને માતાનું નામ ગુલાબબહેન જ્ઞાતિએ તેઓ ગુગળી બ્રાહ્મણ છે એમનુ લગ્ન ઈ. સ ૧૯૩૯માં રેખાબહેન સાથે થયું હતું

શ્રી વેણીભાઈનું બાળપણ મુંબઈમાં વીતેલું એટલે પ્રાથમિક શિક્ષણ પણ મુંબઈની બુદ્ધિવર્ધક મ્યુ. શાળામાં લીધેલું. કિશોર અવસ્થામાં તેઓ ખંભાળિયામા રહેલા. ત્યાની જે. વી. જે. હાઈસ્કૂલમા મૅટ્રિક સુધીનો અભ્યાસ કર્યો. ભૂગોળ, વિજ્ઞાન અને ગણિત તો એમને કડવાં ઝેર જેવાં લાગતાં! વતનનું ગામ નિસર્ગશોભાવાળું અને વળી સગીતશોખીન પણ ખરું. સંગીતના જલસા, આખ્યાનયુક્ત સસંગીત વ્યાખ્યાનો અને હરિકીર્તનો ચાલ્યા જ કરતાં હોય—એ સર્વની અસર કવિ વેણીભાઈ પર પડી છે.

શાળાના અભ્યાસ દરમ્યાન જ કવિતાલેખનની ચાનક લાગેલી. ગામમાં એકતા બેઠાબેઠાં લખ્યા કરતા અને લખેલી રચનાઓનો મુક્તમને પાઠ કરવા ગામની બહાર એકાંત સ્થળે ફરવા ચાલ્યા જતા. 'ઊર્મિ' અને 'કુમાર'નાં કાવ્યો એ સમયે એમને માટે માનદંડરૂપ હતાં શ્રી ઉમેદરાય ભટ્ટની મૈત્રીએ એમની સર્જનપ્રવૃત્તિને સૌ પ્રથમ હૂંફ આપી. મૅટ્રિકની પરીક્ષાની ચિંતા પણ એક બાજુએ મૂકીને અમદાવાદમાં ભરાતી ગુજરાતી સાહિત્ય પરિષદમાં હાજરી આપવા ઊપડી ગયેલા! પછી તો અભ્યાસ અને

કવિતા—બંનેને એક બાજુએ મૂકીને વ્યવહારજીવનની જવાબદારીની ધૂંસરી ઉપાડવા મુંબઈ પહોંચ્યા. ત્રણ સ્થળે નોકરી અર્થે રહ્યા, પણ વિશ્વવિગ્રહ ફાટી નીકળતાં અમદાવાદ આવી પ્રથમ અમદાવાદના દૈનિક 'પ્રભાત'માં, ભારતી સાહિત્ય સંઘમાં અને પછી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયમાં જોડાયા. ત્યાં માયાળુ મિત્ર શ્રી બાલમુકુન્દ દવેનો પરિચય ગાઢ મૈત્રીમાં પરિણમ્યો. અમદાવાદના નિવાસ દરમ્યાન શ્રી ઉમાશંકર જોશી અને શ્રી રામનારાયણ પાઠક સાથેના સંપર્ક (અને શ્રી ઉમાશંકર દ્વારા શ્રી બળવંતરાય ઠાકોરની પણ એમનાં કાવ્યો વિશેની ઉપયોગી સૂચનાઓએ) એમની કવિતાને પોષણજલ પાયાં છે. ઉપરાંત શ્રી બચુભાઈ રાવતની મમતાળુ છાયા નીચે ચાલતી 'બુધ કવિસભા'નો પણ એમના કાવ્યસર્જનના ઘડતરમાં અતિ મહત્ત્વનો ફાળો છે.

રાષ્ટ્રીય આંદોલન પ્રસંગે એમને ઘેર પણ ઈ. ૧૯૪૩માં દરોડો પડેલો અને સાબરમતીમાં દશ મહિનાનો જેલનિવાસ મળેલો. ૧૯૪૨ના સ્વાતંત્ર્ય આંદોલને એમના ચિત્તતંત્ર પર અને કાવ્યભાવના પર પણ પ્રબળ અસર કરી છે. 'સસ્તું સાહિત્ય' પછી 'પ્રજાબંધુ' અને 'ગુજરાત સમાચાર'માં શ્રી ચુનીલાલ વ. શાહ પાસે પત્રકારત્વની દીક્ષા પામીને, ઈ. ૧૯૪૯માં તેઓ 'જન્મભૂમિ' દૈનિક (મુંબઈ)માં દાખલ થયા, અને અત્યારે પણ ત્યાં જ છે.

લેખનપ્રવૃત્તિદ્વારા એમનો પ્રયત્ન જીવનને જ પામવાનો છે. કાવ્ય એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે એમનું પ્રથમ કાવ્ય 'પુરાણો દીવડો' ૧૯૩૬–૩૭ આસપાસ 'કુમાર'માં પ્રગટ થયેલું. એ પછી તો તેમણે 'સિંજારવ' અને 'દીપ્તિ' એ બે કાવ્યસંગ્રહો આપ્યા, ત્રણેક વાર્તાસંગ્રહ આપ્યા, નૃત્યનાટિકાસંગ્રહ, બાળકથાકાવ્યો આપ્યાં અને કેટલાંય વર્ષોથી 'જન્મભૂમિ' દૈનિકમાં નિયમિત રીતે દર અઠવાડિયે 'આખા ભગત'ના તખલ્લુસથી તેઓ રોજિંદી સામાજિક અને રાજકારણીય ઘટનાઓને વણી લઈને હાસ્યકટાક્ષની પદ્યવાણી 'ગોફણગીતા' લખે છે અને એને સારી લોકપ્રિયતા પણ મળી છે. એમના કાવ્યસંગ્રહ 'દીપ્તિ'ને મુંબઈ સરકારનુ પારિતોષિક મળ્યું છે.

કવિશ્રી વેણીભાઈએ છંદોબદ્ધ કાવ્યો અને ગીતો–ભજનો બંને લખ્યાં છે, પરંતુ ગીતરચનાઓ અને ભક્તિરસભીનાં ભજનોમાં એમની વિશિષ્ટતા આગળ તરી આવે છે. એમની વાણીમાં રંગભર્યું માધુર્ય અને અર્થની વિશદતા છે. એમની ભજનકૃતિઓના લયમાં પ્રાચીન અધ્યાત્મભાવનાનો રણકાર સંભળાય છે. ગઝલના સાહિત્યપ્રકારમાં પણ એમને સારી ફાવટ

છે, અને એમાં વિવિધ ભાવો આકર્ષક રીતે એમણે નિરૂપ્યા છે. એમની બાનીમાં એક પ્રકારની વિશિષ્ટ છટા છે. 'પ્રકૃતિગાન' જેવી સુદીર્ઘ કૃતિ અને ગાંધીજીને પ્રિય થઈ પડેલું એમનું 'વિસામો,' 'કાવડિયો' જેવું ભજન અને 'અખોવન માવડી' જેવું સ્વાતંત્ર્યભાવનાનું કાવ્ય—એ શ્રી વેણીભાઈની સુખ્યાત કૃતિઓ છે. એમણે મુક્તકો અને સૉનેટો, કટાક્ષભરી હળવી રચનાઓ, રંગરાગી તેમ જ મર્મભરી ગઝલો, પ્રકૃતિપ્રેમની અને દેશની મુક્તિની, લોકરંજક શૈલીની અને અધ્યાત્મભાવની—એમ અનેક કૃતિઓ આપી છે. આ સંદર્ભમાં પ્રા. શ્રી ઉપેન્દ્રભાઈ પંડ્યાએ કહ્યું છે તેમ 'જીવનની મસ્તી, ઉલ્લાસ ને સ્વતંત્રતાનો ગુલાલ જેમ એમની કવિતામાં એક તરફથી ઊછળી રહે છે તેમ બીજી બાજુથી ભક્તિનો ગેરુઓ રંગ પણ એમની કવિતામાં કોઈ નવી જ સુષમા લાવે છે.' આ 'ગુલાલ' અને 'ગેરુઓ રંગ' ભાવાનુરૂપ પ્રવાહી શૈલીમાં ચોટદાર અભિવ્યક્તિ સાધીને શ્રી વેણીભાઈની કવિમુદ્રાથી અંકિત થઈ જાય છે.

શ્રી વેણીભાઈને સાહિત્યસાધના સિવાય બીજા કોઈ કાર્યમાં જીવંત રસ નથી.

## કૃતિઓ

૧. સિંજારવ : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૫.
   પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી, મુંબઈ.
૨. દીપ્તિ : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૬.
   પ્રકાશક : વોરા ઍન્ડ કું. મુંબઈ
૩. અત્તરના દીવા : મૌલિક, વાર્તાસંગ્રહ.
   પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ.
૪. સેતુ : મૌલિક, વાર્તાસંગ્રહ
૫. વાંસનું વન : મૌલિક, વાર્તાસંગ્રહ

અભ્યાસ-સામગ્રી

૧. 'શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક', એપ્રિલ-જૂન, ૧૯૫૮.
૨. 'લિરિક અને લગરિક', ચંદ્રવદન મહેતા.
૩. 'રશ્મિ' અંક ૧૪-૧૫, ઈ. ૧૯૫૦-૫૨.
૪. ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૫૫ ('સિંજારવ') માટે.
૫. ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૫૬ ('દીપ્તિ' માટે).

સરનામું : C/o. 'જન્મભૂમિ', ઘોઘા સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ-૧.

# શિવકુમાર ગિરિજાશંકર જોશી

## [૧૬-૧૧-૧૯૧૬]

શ્રી શિવકુમારનો જન્મ વતન અમદાવાદમાં ૧૬ મી નવેંબર, ૧૯૧૬ના રોજ થયો હતો. પિતાનું નામ શ્રી ગિરિજાશંકર જોશી અને માતાનું નામ તારાલક્ષ્મી. વર્ષોથી તેઓ કલકત્તામાં વસ્યા છે અને લેખનપ્રવૃત્તિને પ્રતિકૂળ એવો કાપડનો વ્યવસાય કરે છે. ૧૯૫૨ માં તેમણે શ્રી સત્યવતીબહેન સાથે લગ્ન કર્યું છે.

એમણે પ્રાથમિક, માધ્યમિક તેમ જ બી. એ. ઑનર્સ સુધીનું શિક્ષણ, ૧૯૨૧ થી ૧૯૩૭ સુધીનાં વર્ષોમાં અમદાવાદમાં જ લીધું. પ્રાથમિક ચાર ધોરણ નવી ગુજરાતી શાળામાં—૧૯૨૧ થી ૨૫ દરમ્યાન; પાંચમી ગુજરાતી અથવા અંગ્રેજી પહેલીથી મેટ્રિક, સરકારી મિડલ સ્કૂલ અને આર. સી. હાઈસ્કૂલમાં—૧૯૨૫-૨૬ થી ૧૯૩૩ દરમ્યાન; અને એ પછી બી. એ. સુધીનું ઉચ્ચ શિક્ષણ ગુજરાત કૉલેજમાં ૧૯૩૪ થી ૧૯૩૭ દરમ્યાન લીધું હતું. ૧૯૨૯ થી ૧૯૩૩ નાં વર્ષોમાં એમને સરકારી સ્કૉલરશિપ મળતી હતી.

એમની સાહિત્યિક કારકિર્દીનો આરંભ ઈ. સ. ૧૯૫૦ ના ડિસેંબરમાં 'કુમાર' માસિકમાં પ્રગટેલ 'મુક્તિપ્રસૂન' નામની એકાંકી નાટિકાથી થયો. ત્યારથી આરંભી આજલગીમાં એમણે નાટક, નવલિકા અને નવલકથાક્ષેત્રે પ્રશંસનીય અર્પણ કર્યું છે. એમના સર્જનમાં દાંડીકૂચ, બેંતાળીસની લડત, ૧૯૪૩ નો બંગાળનો ભીષણ દુકાળ, ૧૯૪૬નાં કલકત્તાનાં કોમી રમખાણો, ૧૫ મી ઑગસ્ટ ૧૯૪૭ અને ૩૦ મી જાન્યુઆરી ૧૯૪૮ જેવા પ્રસંગોએ ભારે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. તેમાંય તે ૧૯૩૨ તથા ૧૯૪૨-૪૩ ની લડતોમાં શ્રી શિવકુમારે ભાગ લીધેલો અને ૧૯૪૩ ના બંગાળના દુકાળમાં રાહતકાર્ય પણ કરેલું. આ પ્રવૃત્તિઓનું પ્રતિબિંબ એમના સર્જનમાં ચોક્કસપણે પડ્યું છે.

શ્રી શિવકુમાર પર ગોવર્ધનરામ અને કલાપીની અસર અભ્યાસકાળ દરમ્યાન સારા પ્રમાણમાં પડી હતી. ગાંધીજીની અસરથી તો એ યુગમાં કોણ બાકાત રહી શકે? કલકત્તાનિવાસ કર્યા પછી એમણે બંગ સાહિત્યનો અભ્યાસ કરતાં રવીન્દ્રનાથ અને શરદબાબુની કૃતિઓનું પરિશીલન કરેલું. એમના જીવન ઉપર પ્રબળ અસર પાડી હોય એવાં પુસ્તકો છે ગીતા, ગાંધીજીની આત્મકથા, બ્રહ્મસૂત્રભાષ્ય, રઘુવંશ, શાકુન્તલ અને શેક્સપિયર–

શૉ–ઇબ્સનનાં નાટકો. એમને અભ્યાસકાળ દરમ્યાન થોડા શિક્ષકો તરફથી સારી પ્રેરણા મળેલી. વળી તખ્તા સાથે તો નાનપણથી જ એમને પ્રીતિ બંધાઈ હતી. પ્રાથમિક શાળામાં એવી પ્રવૃત્તિ ઉપર ખૂબ ભાર મુકાયેલ. પછી તો ૧૯૫૦ની આજુબાજુ વિદ્યાસભાસંચાલિત નટમંડળ સાથેના ગાઢ સંપર્કમાં આવ્યા અને સાથે ઑલ ઇન્ડિયા રેડિયો સાથે પણ નાટક-પ્રવૃત્તિ નિમિત્તે નાતો બંધાયો.

શ્રી શિવકુમારની લેખનપ્રવૃત્તિની શરૂઆત આર. સી. હાઈસ્કૂલમાં પોતાના તંત્રીપદે શરૂ કરેલા એક હસ્તલિખિત સામયિકથી થયેલી. તે વેળા કવિતા અને વાર્તા લખાયાં હતાં. કૉલેજ મૅગેઝિન માટે તેમણે એક સૉનેટ લખેલું, પણ તેનો સ્વીકાર ન થતાં ૧૯૩૪થી ૧૯૫૦ સુધી ખાસ કંઈ લખ્યું ન હતું. વચમાં માત્ર અંગ્રેજીમાં કલકત્તાની કલાપ્રવૃત્તિ વિશે નિબંધો લખતા તે 'ભારતજ્યોતિ' વગેરેમાં પ્રગટ થયેલા. ગુજરાતી છાપાંઓમાં પણ એવાં વિવેચન પ્રગટ થયેલાં. ૧૯૫૦માં રેડિયો અને નટમંડળની નાટ્યપ્રવૃત્તિએ એમને લખવાનો રંગ લગાડ્યો. 'લેખક થવાનો જો કોઈ પણ ઉદ્દેશ હોય તો તે મારા પોતાના જીવનની મર્યાદાની ભીંસમાંથી છૂટવાની, મુક્ત થવાની વૃત્તિ. એ વૃત્તિનું વક્તવ્ય—expression—તે લેખનપ્રવૃત્તિ. જાતને નવનવરૂપે ઓળખીને તેને પ્રગટ કરવાનો આનંદ'—એ છે એમના લેખનનો ઉદ્દેશ.

શ્રી શિવકુમારના પ્રિય લેખકો છે કાલિદાસ, ભવભૂતિ, જયદેવ, શેક્સપિયર–શૉ–ઇબ્સન, ગોવર્ધનરામ, નાનાલાલ, મુનશી, રોમાં રોલાં, રવીન્દ્રનાથ, શરદચંદ્ર. પણ કાલિદાસ એમને વિશેષ ગમે છે. શેક્સપિયર ગમતો હોવા છતાં કાલિદાસ પ્રત્યે વધુ આત્મીયતા લાગે છે. કાલિદાસનું વિશાળ અને વિરાટ દષ્ટિફલક તથા એની નિરૂપણપદ્ધતિ સચોટ અને લાલિત્યભરી હોઈને તે ખૂબ ખૂબ ગમે છે. જોકે શિવકુમારનો પ્રિય ગ્રંથ છે 'ગીતાંજલિ'. તેઓ માને છે કે ગીતાંજલિમાં માનવીના આધ્યાત્મિક તલસાટને અક્ષરદેહ મળ્યો છે; એ અક્ષરદેહ લાલિત્યપૂર્ણ છે, મધુર–મંજુલ છે. એમાંની વિચારગૂંથણી સાથે સહજપણે ઓતપ્રોત થવાય છે.

શ્રી શિવકુમારનો પ્રિય સાહિત્યપ્રકાર છે કાવ્ય, કારણ કે એમાં ટૂંકાણમાં સૂચનાત્મક રીતે કવિહૃદય વ્યક્ત થતું હોય છે. એમને મતે સાહિત્યકલાનો ઉત્તમોત્તમ ઘાટ કાવ્ય છે. એમનો મનગમતો લેખનવિષય છે આધુનિક સમાજ. તેઓ માને છે કે જે સમાજના પોતે સભ્ય છે તેની લાગણીઓ અને તેની શક્તિ તથા મર્યાદા તેઓ સારી રીતે સમજી શકે છે. એમને

ઘણુંખરું વિદેશી વિવેચનસાહિત્ય વાંચવું ખૂબ ગમે છે. એથી આધુનિક સાહિત્યપ્રવાહોની ગતિ સમજવામાં સરળતા પડે છે. શ્રી શિવકુમારના સાહિત્યસર્જનમાં અનેક વ્યક્તિઓ સાથેના એમના અંગત સંબંધોએ પણ પ્રેરક ભાગ ભજવ્યો છે. તેઓ માને છે કે એ એક નવો સંબંધ માનવીની નવી બાજુ અને તેની સાથે સંકળાતી પોતાની કોઈ નવી બાજુનું એમને દર્શન કરાવે છે.

૧૯૫૦ માં શ્રી શિવકુમારનું પ્રથમ એકાંકી નાટક 'મુક્તિપ્રસૂત' 'કુમાર'માં પ્રગટ થયું ત્યારે એને ચોમેરથી સારો આવકાર મળેલો. પોતાનામાં કશુંક ખમીર છે એનો પડઘો ચારે બાજુથી સાંભળવા મળ્યો તેથી એમને ખૂબ ખુશી થઈ અને ભારે પ્રેરણા મળી, જેના પરિણામે પછીના બે માસમાં જ પાંચછ એકાંકી એમનાથી લખાઈ ગયાં. શિવકુમારને 'હુઆ તો વિવાહ' એકાંકી માટે ૧૯૫૨માં કુમારચંદ્રક; ચતુરંકી નાટક 'સુમંગલા' માટે નર્મદ સુવર્ણચંદ્રક; 'અનંત સાધના'ને રેડિયોનાટક હરીફાઈમાં પ્રથમ પારિતોષિક ૧૯૫૪ માં અને ત્યાર પછી લગભગ વરસે વરસે એમની નાટ્યકૃતિઓ કે નવલકથાને મુંબઈ અને પછી ગુજરાત સરકારનાં પારિતોષિકો મળતાં જ રહ્યાં છે.

શ્રી શિવકુમાર ગુજરાતી, અંગ્રેજી, બંગાળી અને હિંદી જાણે છે. એમણે ચિત્રકળાવિવેચન અંગ્રેજીમાં થોડુંક લખેલું. બંગાળીમાં તૈયાર કરીને ભાષણ પણ કરી શકે છે. એમની સાહિત્યસાધના વણથંભી ચાલુ છે. કલકત્તાના ગુજરાતી સાહિત્ય મંડળના 'કેસૂડાં' નામના સુંદર વાર્ષિકના સહસંપાદક તરીકે પણ એમણે નોંધપાત્ર કામગીરી બજાવી છે. એથી પણ અપૂર્વ યશ એમણે રળ્યો કલકત્તામાં સાહિત્ય પરિષદનું સંમેલન નોતરીને. ગુજરાત બહાર મળેલાં પરિષદનાં અધિવેશનોમાં કલકત્તાનું સંમેલન દરેક રીતે સફળ ગણાવી શકાય.

નાટ્યક્ષેત્રે શ્રી શિવકુમારનું અર્પણ મૂલ્યવાન છે. આધુનિક એકાંકી-લેખકોમાં 'પાંખ વિનાનાં પારેવાં' અને 'અનંત સાધના'ના પ્રકાશનથી એમણે માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. એ પછી પણ એમના એકાંકીસંગ્રહો તેમ જ ત્રિઅંકી, ચતુરંકી અને પંચાંકી નાટકો પ્રગટ થયાં છે. પાત્રના મનોમંથનમાંથી જન્મતો સંઘર્ષ, ચમકદાર સજીવ પાત્રો, મર્માળા શિષ્ટ સંવાદો, વિવિધ આકર્ષક ભાવોનું આલેખન અને રંગભૂમિની વિકસિત દૃષ્ટિ વગેરેથી મુખ્યત્વે શહેરી જીવનમાંથી વસ્તુ લઈને લખાયેલાં એમનાં સામાજિક નાટકોએ આપણી નાટ્યસમૃદ્ધિ વધારી છે. એકાંકીક્ષેત્રે નવનવા પ્રયોગો પણ એ કરે છે. એમની નવલકથાઓ અને વાર્તાઓ, વિવિધ યાત્રાધામો-ગિરિવિહારોની

પાર્શ્વભૂ, કલકત્તા–બંગાળભૂમિનાં, મનોહર ચિત્રણો, રાજકીય પ્રસંગોનાં આલેખન, જાતીય જીવનના આવેગો, પાત્રોના હૃદયપ્રદેશનાં ઊંડાણનાં થતાં દર્શન, અને સમગ્ર રીતે ફોરી રહેતું કવિત્વ વગેરેથી સારી ખ્યાતિ પામી છે. વર્તમાન યુગના એક અગ્રણી સર્જક તરીકે શ્રી શિવકુમાર ધ્યાન ખેંચી રહે છે.

## કૃતિઓ

૧. વિરાજવહુ : બંગાળીમાંથી અનુવાદ–રૂપાંતર નાટક; પ્ર. સાલ ૧૯૫૨.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૨. પાંખ વિનાનાં પારેવાં : મૌલિક, એકાંકીસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૪.
પ્રકાશક : એન. એમ ત્રિપાઠીની કંપની, મુંબઈ.
૩. સુમંગલા : મૌલિક, ચતુરંકી નાટક; પ્ર. સાલ ૧૯૫૫.
પ્રકાશક : ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૪. અનંત સાધના : મૌલિક, એકાંકી; પ્ર સાલ ૧૯૫૫.
પ્રકાશક : એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઈ.
૫. અંધારાં ઉલેચો : મૌલિક, ચતુરંકી નાટક; પ્ર. સાલ ૧૯૫૫.
પ્રકાશક : સ્વાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ.
૬. રજનીગન્ધા : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૫.
પ્રકાશક : સ્વાતિ પ્રકાશન, મુંબઈ.
૭ અંગારભસ્મ : મૌલિક, ચતુરંકી નાટક; પ્ર. સાલ ૧૯૫૬.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૮. સાન્ધ્ય દીપિકા : મૌલિક, ચતુરંકી નાટક; પ્ર સાલ ૧૯૫૬.
પ્રકાશક : ભારત પ્રકાશન, અમદાવાદ
૯. ત્રિશૂળ : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૭.
પ્રકાશક : ભારત પ્રકાશન, અમદાવાદ.
૧૦. દૂર્વાંકર : મૌલિક, પંચાંકી; પ્ર. સાલ ૧૯૫૮.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૧૧. સોનાની હાંસડી, રૂપાની હાંસડી : મૌલિક, એકાંકીસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૮.
પ્રકાશક : ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય અમદાવાદ.
૧૨. ઘટા ધીરી ધીરી આઈ : મૌલિક, ચતુરંકી નાટક; પ્ર. સાલ ૧૯૫૯.
૧૩. કંચુકીબંધ : મૌલિક, નવલકથા; પ્ર સાલ ૧૯૫૬, ૧૯૬૧.
૧૪. અનંગરાગ : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૫૮, ૧૯૬૧.

૧૫. એકને ટકોરે : મૌલિક, ત્રિઅંકી; પ્ર. સાલ ૧૯૬૦.
૧૬. દેવદાસ : અનુવાદ (બંગાળી નવલકથા 'દેવદાસ' ઉપરથી), પંચાંકી; પ્ર. સાલ ૧૯૬૦.
૧૭. રહસ્યનગરી : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૦.
૧૮. શ્રાવણી : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૬૧.
૧૯. સુવર્ણરેખા : મૌલિક, ચતુરંકી; પ્ર. સાલ ૧૯૬૧.
૨૦. નીલાંચલ : મૌલિક, એકાંકી; પ્ર. સાલ ૧૯૬૨.
૨૧. રાત અંધારી ને તલ છે કાળા : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૨.
૨૨. શતરંજ : મૌલિક, નાટક.
૨૩. આભ રુવે એની નવલખ ધારે : મૌલિક, નવલકથા; પ્ર. સાલ ૧૯૬૪.
૨૪. અભિસાર : મૌલિક, વાર્તાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૫.
૨૫. કૃતિવાસ : મૌલિક, નાટક; પ્ર. સાલ ૧૯૬૫.

(૧૨ થી ૨૫) પ્રકાશક : સ્વાતિ પ્રકાશન, મુંબઈ.

અભ્યાસ-સામગ્રી :

૧. 'પાંખ વિનાનાં પારેવાં' : શ્રી અનંતરાય રાવળની પ્રસ્તાવના ('સમીક્ષા').
૨. 'સુભંગલા' : શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પ્રસ્તાવના.
૩. 'અંગારભસ્મ' : શ્રી રસિકલાલ પરીખની પ્રસ્તાવના.
૪. 'અંધારાં ઉલેચો' : શ્રી કિસનસિંહ ચાવડાની પ્રસ્તાવના.
૫. 'અનંત સાધના' : શ્રી વ્રજરાય દેસાઈની પ્રસ્તાવના.
૬. 'રજનીગન્ધા' : શ્રી મનસુખલાલ ઝવેરીની પ્રસ્તાવના તેમ જ 'સંસ્કૃતિ', જુલાઈ '૫૬.
૭. 'કંચુકીબંધ' : 'સંસ્કૃતિ', માર્ચ '૫૭.
'સંદેશ', 'ગુજરાત સમાચાર', 'જન્મભૂમિ', 'ઊર્મિ-નવરચના'-માંનાં અવલોકનો.
૮. 'આભ રુવે એની નવલખ ધારે' માટે 'જનસત્તા', 'સંદેશ', 'ગુજરાત સમાચાર' અને 'બુદ્ધિપ્રકાશ' ઑગસ્ટ, ૧૯૬૫.
૯. ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહીઓ : 'રજનીગન્ધા' — ૧૯૫૫; 'દૂર્વાંકુર'—૧૯૫૭; 'અનંગરાગ' ૧૯૫૮;—'રહસ્યનગરી', 'સોનેરી હાંસડી, રૂપેરી હાંસડી'—૧૯૫૯; 'સુવર્ણરેખા', 'શ્રાવણી'—૧૯૬૧.
૧૦. 'ગુજરાતીનાં એકાંકી' : શ્રી બ્રોકરની પ્રસ્તાવના.

સરનામું : ૧૧, આર્મિનિયન સ્ટ્રીટ, કલકત્તા-૧.

# સુરેશ ફૂલચંદ ગાંધી

[ ૫-૧-૧૯૧૨ ]

કવિ શ્રી સુરેશ ગાંધીનો જન્મ સૌરાષ્ટ્રમા વાંકાનેર પાસેના મકનસર ગામે તા. ૫-૧-૧૯૧૨ ના રોજ થયો હતો. પિતાનું નામ ફૂલચંદ જેરાજ ગાંધી અને માતાનું નામ ઝમકબહેન. જ્ઞાતિએ તેઓ દશા શ્રીમાળી વણિક જૈન છે. તેમનાં પત્નીનું નામ હંસાબહેન.

પ્રાથમિક શિક્ષણ કરાંચીની રબારી સ્કૂલમાં અને માધ્યમિક શિક્ષણ કરાંચીની એન. જે. હાઈસ્કૂલમાં લઈને ત્યાંની સિંધ કૉલેજમાંથી ગુજરાતી વિષય સાથે બી. એ (ઑનર્સ) થયા. કરાંચીમાં તેઓ મોટાભાઈ ઇન્દુલાલ ગાંધી અને પિતાજી સાથે વેપાર કરતા હતા, પરંતુ પાકિસ્તાનની રચના થયા બાદ તેઓ ગુજરાતમાં આવ્યા. અત્યારે તેઓ વડોદરાથી પ્રગટ થતા 'લોકસત્તા' દૈનિકમાં સહતંત્રી તરીકે કાર્ય કરે છે, અને એ પત્રનો સાહિત્ય-વિભાગ સંભાળે છે. લેખનપ્રવૃત્તિને તેમનો આ વ્યવસાય અંતરાયરૂપ બનતો નથી, બલકે એમાંથી એમને પ્રેરણા પણ મળે છે અને નૂતન રાજકીય અને સાહિત્યિક પ્રવાહોથી જાગ્રત રહે છે. સાહિત્ય ઉપરાંત કલામંડળો, નાટ્યમંડળો અને સામાજિક પ્રવૃત્તિઓમાંથી પણ એમને પોતાના સર્જન માટે ઘણી સામગ્રી મળી રહે છે.

શ્રી કનૈયાલાલ મુનશી, ન્હાનાલાલ અને ટાગોરનાં સર્જનોએ એમના જીવન પર પ્રબળ અસર પાડી છે. કરાંચીમાં વેપાર કરતા હતા ત્યારે લેખકોની મંડળી મળતી, અને એમાંથી કાવ્યો અને નાટકો લખવાની પ્રેરણા શ્રી ગાંધીને મળેલી. મુંબઈની પ્યુપિલ્સ ઓન સ્કૂલની કલામંડળી ટાગોરની નૃત્યનાટિકાઓ કરાંચીમાં ભજવવા આવેલ એ વખતે એ નાટકો જોઈ શ્રી ગાંધીએ ઘણાં નૃત્યનાટકો અને સંગીતનાટકો લખેલાં અને તે ભજવાયેલાં પણ ખરાં.

પોતાની લેખનપ્રવૃત્તિ દ્વારા માનવપ્રેમ, વિશ્વબંધુત્વ, માનવતા વગેરે પ્રગટાવવા તેઓ મથે છે. માનવીની જીવન માટેની શ્રદ્ધા અને મુશ્કેલીઓ સામેનુ તેનું યુદ્ધ જોઈ તેને તેઓ બિરદાવે છે. ટૂંકમાં, માનવજીવનને પરિપૂર્ણ કરે એવાં જીવનમૂલ્યો અને આદર્શ પ્રગટાવવાનો એમના લેખનનો ઉદ્દેશ છે. શ્રી મુનશી અને ટાગોર અનુક્રમે એમની કૃતિઓમાંની કૌતુકપ્રિયતા તથા

ઉચ્ચ માનવભાવના અને રાષ્ટ્રભાવનાને કારણે એમના પ્રિય લેખકો છે, તો જીવનમાં સનાતન સત્યો અને ચિરંતન ભાવોનું નૂતનરૂપે પ્રકટીકરણ કરતી 'ગીતાંજલિ' એમની પ્રિય સાહિત્યકૃતિ છે. પોતાના જીવનનાં સ્વપ્નો અને ભાવનાઓ કવિતામાં યોગ્ય રીતે રજૂ કરી શકતા હોવાથી કાવ્ય એ એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે. કવિતા, નાટક અને નવલિકાનું ગુજરાતી, હિંદી કે અંગ્રેજીમાં પ્રગટ થતું સાહિત્ય તેઓ વાંચે છે અને એ દ્વારા આધુનિક સર્જનના પ્રવાહોથી પરિચિત રહે છે.

એમનો પ્રથમ નવલિકાસંગ્રહ 'આરતી' ગલિયારા પારિતોષિક પામ્યો હતો અને એમના એકાંકી નાટ્યસંગ્રહ 'વૌઠાનો મેળો'ને હરિજન લીગ તરફથી તેમ જ મુંબઈ સરકાર તરફથી અને 'ડોલરિયો દેશ'ને પણ સરકાર તરફથી ઇનામો મળ્યાં છે. કવિતા, ટૂંકી વાર્તા, નાટક અને જીવન-ચરિત્ર જેવા સાહિત્યપ્રકારોમાં એમણે કલમ ચલાવી છે. શ્રીશીના આ લેખકે કવિતા અને નાટ્યક્ષેત્રે કરેલું અર્પણ નોંધપાત્ર છે. એમણે રેડિયો માટે મોટી સંખ્યામાં રૂપકો લખ્યાં છે અને રંગમંચ પર પણ એમનાં ઘણાં એકાંકીઓ અને સંગીત નૃત્યનાટકો ભજવાયાં છે.

## કૃતિઓ

૧. આરતી : મૌલિક, નવલિકા; પ્ર. સાલ ૧૯૩૫.
 પ્રકાશક : નવચેતન કાર્યાલય, અમદાવાદ.
૨. નંદિતા : મૌલિક, વાર્તા; પ્ર. સાલ ૧૯૩૮.
 પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૩. વરદાન : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૪૪.
 પ્રકાશક : પોતે.
૪. ગીત હોરી અને બીજાં નાટકો : મૌલિક, એકાંકી; પ્ર. સાલ ૧૯૪૬.
 પ્રકાશક : સરતું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ.
૫. અરુણા અસફઅલી : મૌલિક, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૬.
૬. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત : મૌલિક, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૬.
૭. પ્રિયમિલન : અનુવાદ (બંગાળીમાંથી), નવલકથા; પ્ર. સાલ ૧૯૪૮.
 પ્રકાશક (૫ થી ૭) : એન. એમ. ઠક્કરની કું., મુંબઈ.
૮. સુરગંગા : મૌલિક, ગીતસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૪.
 પ્રકાશક : પોતે.

૯. વૌઠાનો મેળો : મૌલિક, એકાંકીસંગ્રહ, પ્ર. સાલ ૧૯૫૬.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

૧૦. રંગલહરી : મૌલિક, એકાંકીસંગ્રહ, પ્ર. સાલ ૧૯૫૭.
પ્રકાશક : હરિહર પુસ્તકાલય, સૂરત.

૧૧. ડોલરિયો દેશ : મૌલિક, દ્વિઅંકી નાટક; પ્ર. સાલ ૧૯૫૮.
પ્રકાશક : માહિતી અને પ્રકાશન ખાતું, મુંબઈ સરકાર.

૧૨. આત્મચક્ષુ : મૌલિક, નવલિકાસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૯.
પ્રકાશક : સ્મૃતિ સાહિત્ય મંદિર, વિરાર.

સરનામું : ઉત્તમચંદ ઝવેરી પોળ, પાણીગેટ રોડ. વડોદરા.

---

## હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી

[ ૧૭-૧૦-૧૯૧૯ ]

સુખ્યાત ઇતિહાસજ્ઞ શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીનો જન્મ એમના વતન પેટલાદ તાલુકાના મલાતજ ગામે તા. ૧૭-૧૦-૧૯૧૯ના રોજ થયો હતો. પિતાનું નામ શ્રી ગંગાશંકર મગનલાલ શાસ્ત્રી અને માતાનું નામ રુક્મિણી. જ્ઞાતિએ તેઓ સાઠોદરા નાગર છે. એમનું લગ્ન ઈ. ૧૯૪૭માં કેળવણીકાર કરુણાશંકર ભટ્ટનાં પુત્રી શ્રીદેવી સાથે થયું હતું.

એમણે ૧ થી ૬ ધોરણ સુધીનું પ્રાથમિક શિક્ષણ મલાતજની સ. ગુ. શાળામાં લીધું હતું અને માધ્યમિક શાળાનાં આરંભનાં ત્રણ વર્ષો (૧૯૩૦–૩૨) ત્યાંની જ એ. વી. સ્કૂલમાં અભ્યાસ કર્યો હતો, અને પછીથી મેટ્રિક સુધી જૂનાગઢની બહાદુરખાનજી હાઈસ્કૂલમાં. એ સમય દરમ્યાન સંસ્કૃત અને ગણિત એમના માનીતા વિષયો હતા. ૧૯૩૬ માં એ સ્કૂલમાં પ્રથમ આવી મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી અને એને લગતું રાણા પ્રાઇઝ મેળવ્યું. એ પછી જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં દાખલ થઈ ૧૯૪૦માં મુંબઈ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા સંસ્કૃત વિષય સાથે પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ કરી. કૉલેજના અભ્યાસકાળ દરમ્યાન સંસ્કૃત એમનો પ્રિય વિષય

હતા, અને કૉલેજ મૅગેઝિનમાં પણ સંસ્કૃતમાં નિબંધ, વાર્તા, નાટક, કાવ્યાદિ લખતા અમદાવાદની ગુજરાત વિદ્યાસભાના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગમાંથી ૧૯૪૨મા એમ. એ ની પદવી સંસ્કૃત અને અર્ધમાગધી વિષયો સાથે બીજા વર્ગમાં પ્રાપ્ત કરી એ પરીક્ષામાં વૈકલ્પિક શાસ્ત્ર તરીકે તેમણે અભિલેખવિદ્યા( એપિગ્રાફી )ને પસંદગી આપી હતી. સંસ્કૃત સાહિત્ય અને પ્રાકૃત-સંસ્કૃત અભિલેખોને લઈને પ્રાચીન ઇતિહાસનો એમને શોખ લાગેલો ૧૯૪૭મા મુંબઈ યુનિવર્સિટીની પીએચ ડી ની ડિગ્રી એમણે સંસ્કૃત (અભિલેખવિદ્યા) વિષય સાથે બો જે વિદ્યાભવનમાંથી મેળવી સામાન્ય રીતે, પ્રાચીન લિપિવિદ્યાના જાણનાર જૂજ હોય છે એપિગ્રાફીમાં પ્રાચીન લિપિવિદ્યાનો સમાવેશ થતો હોઈ પ્રાચીન લિપિના અભિલેખો ઉકેલવામાં અને એમાની ઐતિહાસિક તથા સાંસ્કૃતિક માહિતી તારવવામા એમને સારી ફાવટ છે અધ્યાપન અને સંશોધન એમનો મુખ્ય વ્યવસાય છે. હાલ તેઓ બો જે વિદ્યાભવનના ઉપાધ્યક્ષ છે

શ્રી શાસ્ત્રીને વિદ્યાનો કૌટુંબિક વારસો મળ્યો છે. જાણીતા ભાષાશાસ્ત્રી શ્રી વ્રજલાલ શાસ્ત્રી તેમના પિતામહ થાય કવિ છોટમ તેમના પિતામહના વડીલ બંધુ, અને વિવેચક શ્રી શંકરલાલ શાસ્ત્રી એમના મોટાભાઈ. એ સર્વેએ એમના જીવનઘડતરમાં પ્રબળ અસર પાડી છે સંસ્કૃત સાહિત્યમાં ભાસ, કાલિદાસ, શૂદ્રક, બાણ અને હર્ષ એમના પ્રિય લેખકો છે, જ્યારે ગુજરાતીમાં મુનશી, રમણલાલ, ચંદ્રવદન, ન્હાનાલાલ અને ચુનીલાલ વ શાહ, પરંતુ ઉદાત્ત વિચારો અને સરળ શૈલીને કારણે એમને સહુથી વિશેષ ગમે છે ગાધીજી જીવનદૃષ્ટિ અને દર્શનસમન્વયનો તથા નિષ્કામ કર્તવ્યમય કર્મયોગનો સરળ અને સક્રિય બોધ આપતી હોવાને કારણે 'ભગવદ્ગીતા' એમનો પ્રિય ગ્રંથ છે આ સર્વ લેખકોએ તેમ જ અન્ય કૃતિઓએ એમને પ્રેરણા આપી છે કવિ છોટમની અને સંસ્કૃત કવિઓની કૃતિઓ પરથી એમને લલિતસાહિત્યસર્જનની અભિપ્રેરણા, મહાત્મા ગાધીજીનાં લખાણો પરથી સત્ય અને સાદાઈના સંસ્કાર, વિવેકાનંદ, રામતીર્થ અને ટિળકના 'ગીતારહસ્ય' પ્રભૃતિ પરથી આર્યધર્મનું નૂતન અર્થઘટન અને કર્મયોગ, સંસ્કૃત નાટકો, બાણ ભટ્ટની ગદ્ય કૃતિઓ અને વલભી રાજ્યનાં તામ્રશાસનો પરથી પ્રાચીન સંસ્કૃતિનુ અધ્યયન, ગાધીજીના લખાણો અને અશોકના લેખો પરથી અસામ્પ્રદાયિક માનવધર્મનુ મૂલ્યાંકન, શંકરલાલ ગ શાસ્ત્રી પાસેથી પુરાતત્ત્વના અભ્યાસની પ્રેરણા, કરુણાશંકર ભટ્ટનાં લખાણો પરથી સંસ્કાર-શિક્ષણનો સુબોધ તેમ જ રસિકલાલ છો. પરીખ પાસેથી ઇતિહાસ-

સંશોધનની સાચી દૃષ્ટિ તથા શાસ્ત્રીય પદ્ધતિની સૂઝ એમને પ્રાપ્ત થયેલ છે. ગુજરાતી, હિન્દી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષામાં એમણે લેખનપ્રવૃત્તિ કરી છે. સંસ્કૃતમાં નિબંધ, વાર્તાદિ અને અંગ્રેજીમાં સંશોધનાત્મક લેખો અને થોડાંક પુસ્તકો. લેખનપ્રવૃત્તિ દ્વારા સમાજદર્શનનું રસભર આલેખન, હૃદયભાવની અભિવ્યક્તિ, ઇતિહાસના વિવિધ વિષયોનો પરિચય, ઇતિહાસ–સંશોધનનાં પરિણામોની રજૂઆત અને જીવનરસ તથા માનવધર્મના વિતરણનો ઉદ્દેશ સિદ્ધ કરવા તેઓ માગે છે.

પોતાની લેખનપ્રવૃત્તિનો આરંભ તો એમણે શાળાકીય નિબંધથી કર્યો હતો. પ્રાચીન ભારતની વિજ્ઞાન–પ્રગતિને લગતાં ચાર–પાંચ પુસ્તકો–લેખો વાંચીને ૧૯૩૬ માં 'પ્રાચીન હિંદમાં વિજ્ઞાન' નામે લેખ લખવા પ્રેરાયેલા. સંસ્કૃત લલિત સાહિત્યની અસરથી પ્રથમ સંસ્કૃતમાં અને પછી ગુજરાતીમાં વાર્તા, નાટક, કાવ્ય લખ્યાં; તેમાં નાટક એમનો સહુથી પ્રિય સાહિત્યપ્રકાર થઈ પડ્યો, અને લલિતેતર સાહિત્યમાં નિબંધ. પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિ—એનાં સાહિત્યિક, આભિલેખિક અને પુરાવશેષીય સાધનોના સીધા પરિચય અને સક્રિય રસને લઈને—એમનો મનગમતો લેખનવિષય છે. એની સાધનામાં ઉપકારક થાય એ માટે પ્રાચીન ઇતિહાસ, સંસ્કૃતિ, સંસ્કૃત સાહિત્ય, અભિલેખો (શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ વગેરે), પ્રાચીન સ્મારકો અને પુરાતન અવશેષો વગેરેનાં પુસ્તકો એ વિશેષ વાંચે છે.

એમની પ્રથમ ગુજરાતી લલિત કૃતિ 'મૃત્યુંજય' નામે સૉક્રેટીસના મૃત્યુપ્રસંગ વિશે ૧૯૪૭માં લખાયેલું એકાંકી નાટક છે, અને એમનું પ્રથમ પુસ્તક છે 'હડપ્પા ને મોહેં-જો-દડો.' 'વીણાનો વિજય' નામે ત્રિઅંકી નાટક હજી અપ્રસિદ્ધ છે. કવિ છોટમકૃત કેટલીક અપ્રસિદ્ધ કાવ્યકૃતિઓનાં સંપાદનો, 'મત્તવિલાસ પ્રહસન'નો અનુવાદ પણ હજી અપ્રકટ છે. એમના અંગ્રેજી મહાનિબંધની સુધારાવધારાવાળી આવૃત્તિ અને 'પ્રાચીન ભારત' પ્રકટ થવામાં છે. એમના 'મૈત્રકકાલીન ગુજરાત' એ પુસ્તકને ૧૯૫૧–૫૫નો ઇતિહાસ–સંશોધનને લગતો નર્મદ સુવર્ણચંદ્રક અને એમની ઇતિહાસ–સંશોધનની સેવાને ખ્યાલમાં લઈ ૧૯૬૦ નો રણજિતરામ સુવર્ણચંદ્રક પણ એમને એનાયત થયેલ છે. ગુજરાત વિદ્યાસભાના તેઓ આજીવન સભ્ય છે. 'બુદ્ધિપ્રકાશ'ના સંપાદક તરીકે પણ ૧૯૫૭–૫૮ દરમ્યાન તેમણે પ્રશસ્ય કામગીરી બજાવી છે. ગુજરાત યુનિવર્સિટીના ફેલો, ઇતિહાસ–પુરાતત્ત્વની અભ્યાસસમિતિના સભ્ય અને અધ્યક્ષ, ભારતીય સંસ્કૃતિની અભ્યાસસમિતિના,

ઇતિહાસ-પુરાતત્ત્વ-સંસ્કૃતિની પરિભાષા સમિતિના તેમ જ એકેડેમિક કાઉન્સિલના પણ તેઓ સભ્ય છે સંસ્કૃત અને ભારતીય પ્રાચીન સંસ્કૃતિના વિષયોમા તેઓ એમ એ અને પીએચ ડી ના માન્ય અધ્યાપક-માર્ગદર્શક છે એમના માર્ગદર્શન નીચે પાંચ વિદ્યાર્થી પીએચ ડી થયા છે અને બીજા સંશોધન કરી રહ્યા છે એમાના ઘણા ગુજરાતના ઇતિહાસ-પુરાતત્ત્વના વિષયોમાં સંશોધન કરે છે ગુજરાત સાહિત્યસભા, ઇતિહાસ મંડળ (ભૂતપૂર્વ પ્રમુખ), ગુજરાત ઇતિહાસ પરિષદ (પ્રમુખ ૧૯૬૦-૬૨), ઇંડિયન હિસ્ટરી કોંગ્રેસ, અખિલ ભારતીય પ્રાચ્ય પરિષદ, ગુજરાતી સાહિત્ય પરિષદ, સ્થળનામ સંસદ (ઉપપ્રમુખ) વડોદરા, ગુજરાત સેવાસમાજ, લેખકમિલન વગેરે અનેક સંસ્થાઓ સાથે તેઓ સક્રિય રીતે જોડાયેલા છે મુંબઈ મુકામે ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૨મા સમેલનમાં ઇતિહાસ-પુરાતત્ત્વ વિભાગના વિભાગીય પ્રમુખ તરીકે પણ તેમની વરણી થયેલી

શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી આપણા વિદ્વાન ઇતિહાસજ્ઞ છે એમનુ 'મૈત્રકકાલીન ગુજરાત' ગુજરાતના એ કાલના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસના સંશોધનાત્મક પુસ્તક તરીકે ઘણો સારો આવકાર પામ્યુ છે લેખક પાસે ઐતિહાસિક સંશોધનની શાસ્ત્રીય દૃષ્ટિ છે ઇતિહાસ-સંશોધન વિષયક એમના પુસ્તકોમાં પ્રથમ પંક્તિના ઇતિહાસાભ્યાસીનુ આપણને દર્શન થાય છે

## કૃતિઓ

૧ હડપ્પા ને મોહેન્જો-દડો મૌલિક, ઇતિહાસ પ્ર સાલ ૧૯૫૨
પ્રકાશક : ભો જે વિદ્યાભવન ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ

૨ ભારત બહાર વિસ્તરેલી ભારતીય સંસ્કૃતિ : ઇન્ડોનેશિયામાં મૌલિક, સંસ્કૃતિ, પ્ર સાલ ૧૯૫૭
પ્રકાશક ભો જે વિદ્યાભવન ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ

૩ કારકસબન્ધોદ્યોત (સંસ્કૃત) (લેખક : રભસનન્દી) સંપાદન, ગદ્ય, પ્ર સાલ ૧૯૫૬
પ્રકાશક રાજસ્થાન પુરાતત્ત્વાન્વેષણ મંદિર, જયપુર

૪ શબ્દરત્નપ્રદીપ (સંસ્કૃત) સંપાદન, પદ્ય, પ્ર સાલ ૧૯૫૬
પ્રકાશક રાજસ્થાન પુરાતત્ત્વાન્વેષણ મંદિર, જયપુર

૫. સાંખ્યસાર તથા યોગસાર (કવિ છોટમકૃત): સંપાદન, પદ્ય; પ્ર. સાલ ૧૯૫૨.

પ્રકાશક : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ.

૬. સુમુખ આખ્યાન તથા નૃસિંહકુંવર આખ્યાન (કવિ છોટમકૃત): સંપાદન, પદ્ય; પ્ર. સાલ ૧૯૫૪.

પ્રકાશક : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ.

૭. એકાદશી માહાત્મ્ય (કવિ છોટમકૃત): સંપાદન, પદ્ય; પ્ર. સાલ ૧૯૫૫.

પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ.

૮. મૈત્રકકાલીન ગુજરાત ભા. ૧ (રાજકીય ઇતિહાસ), ભા. ૨ (સાંસ્કૃતિક ઇતિહાસ) : મૌલિક, ગદ્ય; પ્ર. સાલ ૧૯૫૫.

પ્રકાશક : ભો. જે. વિદ્યાભવન, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.

૯. સૂર્યનારાયણનું મંદિર : મૌલિક, ગદ્ય; પ્ર. સાલ ૧૯૫૭.

પ્રકાશક : નીલકંઠ અખાડા, અમદાવાદ.

૧૦. Chronology of Gujarat (Hist. and Cultural): સહ-લેખક; પ્ર. સાલ ૧૯૬૦.

પ્રકાશક : મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા.

૧૧. કરુણાશંકર—શિક્ષકવિભૂતિ : સંપાદન, જીવનચરિત; પ્ર. સાલ ૧૯૬૧.

પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા.

૧૨. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ (રૂપરેખા) : મૌલિક, ઇતિહાસ; પ્ર. સાલ ૧૯૬૪.

પ્રકાશક : ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.

૧૩. કાવ્યશિક્ષા (સંસ્કૃત–લેખક : વિનયચન્દ્રસૂરિ): સંપાદન, ગદ્ય–પદ્ય; પ્ર. સાલ ૧૯૬૪.

પ્રકાશક : લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, અમદાવાદ.

ઉપરાંત, 'પ્રાચીન હિંદમાં વિજ્ઞાન', 'ચિત્રપટાઃ' (સં.), 'હિન્દની પ્રાચીન યુદ્ધવિદ્યા', 'પ્રાચીન સંસ્કૃત વાઙ્મય', 'સંસ્કૃત રંગભૂમિનાં નટ–નટીઓ', 'રામાયણનું એક બીજું મૂક પાત્ર–રુમા', 'દાનવીર વિશ્વંતર', 'ગુજરાતી સાહિત્યમાં ભાઈબહેનનું સ્થાન' (ગુ. સમાચાર, દીપોત્સવી અંક, ૧૯૪૦) વગેરે અનેક નિબંધો–લેખો 'બહાઉદ્દીનિયન' મેગેઝિનમાં ૧૯૩૬ થી ૧૯૪૦ દરમ્યાન પ્રગટ થયા છે. 'પુત્રવતી' નામે સંસ્કૃત નાટક પણ એમાં પ્રસિદ્ધ થયેલું છે. જુદાં જુદાં સામયિકોમાં ડઝન જેટલાં એકાંકી નાટકો, થોડીક નવલિકાઓ અને કેટલાક કાવ્યો પણ પ્રકટ થયેલાં છે.

અભ્યાસ-સામગ્રી :

૧. ચરોતર સર્વ સંગ્રહ ભા. ૧.
૨. Who's Who.
૩. નર્મદચંદ્રક તથા રણજિતરામ ચંદ્રક સમયના પરિચયલેખો તથા પરિચયપત્રિકા.
૪. ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી, ૧૯૫૨, ૧૯૫૫.

સરનામું : 'સુવાસ', આઝાદ સોસાયટી, અમદાવાદ-૬.

---

## હરિવલ્લભ ચુનીલાલ ભાયાણી

[ તા. ૨૬-૫-૧૯૧૭ ]

ભાષા-સંશોધનને ક્ષેત્રે આપણા ગણતર વિદ્વાનોમાં માનભર્યા સ્થાનના અધિકારી શ્રી હરિવલ્લભ ભાયાણીનો જન્મ સૌરાષ્ટ્રના મહુવા ગામે ઈ. સ. ૧૯૧૭ ની ૨૬ મી મે એ થયો હતો. પિતા શ્રી ચુનીલાલ લવજી ભાયાણી અને માતા ગંગાબેન તો શ્રી ભાયાણીની નાની વયે જ ગુજરી ગયેલાં. દાદીએ એમને ઉછેરીને મોટા કર્યા. જ્ઞાતિએ તેઓ દશા શ્રીમાળી વણિક છે. ૧૯૫૦માં તેમનું લગ્ન ચંદ્રકળાબેન સાથે થયું.

પ્રાથમિક શિક્ષણ સ્થાનિક દરબારી શાળામાં લઈને મહુવાની શેઠ એમ. એન. હાઈસ્કૂલમાં દાખલ થયા અને ઈ. ૧૯૩૪ માં મૅટ્રિક થયા. માધ્યમિક શાળાના અભ્યાસ દરમ્યાન વિદ્યારામ સંસ્કૃત સ્કૉલરશિપ એમને પ્રાપ્ત થયેલી. ઉચ્ચ શિક્ષણ ભાવનગરની શામળદાસ કૉલેજમાં લીધું અને ત્યાંથી મુંબઈ યુનિવર્સિટીની બી. એ ની પરીક્ષા સંસ્કૃત મુખ્ય વિષય સાથે ઈ. ૧૯૩૯ માં પ્રથમ વર્ગમા ઉત્તીર્ણ કરી; ૧૯૪૧ મા સસ્કૃત મુખ્ય વિષય અને અર્ધમાગધી ગૌણ વિષય સાથે ભારતીય વિદ્યાભવન (મુંબઈ) માંથી એમ. એ. ની પરીક્ષા પણ પ્રથમ વર્ગમા પ્રથમ આવીને પસાર કરી અને ભગવાનદાસ પુરુષોત્તમ સંસ્કૃત પારિતોષિક મેળવ્યું. ૧૯૫૨ માં એ જ સંસ્થામાંથી અપભ્રંશ ભાષાના મહાન કવિ સ્વયંભૂરચિત મહાકાવ્ય 'પઉમચરિઉ' નુ સંપાદન કરી પીએચ ડી. ની પદવી મેળવી. એમનો

મુખ્ય વ્યવસાય અધ્યયન–અધ્યાપનનો છે અને એમની લેખનપ્રવૃત્તિને એ અનુકૂળ છે. ઈ. સ. ૧૯૪૫થી ૧૯૬૫ સુધીનાં વર્ષો એમણે ભારતીય વિદ્યાભવનમાં સંશોધન–અધ્યાપનમાં ગાળ્યાં. હાલ ગુજરાત યુનિવર્સિટીના ભાષા-ભવનમાં ભાષાવિજ્ઞાનના પ્રાધ્યાપક તરીકે સેવાઓ આપે છે.

શાળાજીવનમાં, કૉલેજજીવનમાં અને અધ્યાપકજીવનમાં વધુ ને વધુ સમૃદ્ધ પુસ્તકાલયોનો સુયોગ એમને થતો રહ્યો છે. ગાંધીવાદી વિચાર-સરણીએ અને પશ્ચિમના માનવતાવાદ તથા વૈજ્ઞાનિક સંશોધનની દૃષ્ટિએ એમના જીવન ઉપર પ્રબળ અસર પાડી છે. માનવપ્રકૃતિ અને માનવ–ઇતિહાસને લગતી જ્ઞાનવૃદ્ધિમાં સાથ આપવો, અને વિશેષે ભારતીય સાંસ્કૃતિક ઇતિહાસના અજ્ઞાત અંશ પર પ્રકાશ નાખી તે માટે આવશ્યક સાધન-સામગ્રી બહાર લાવવાનો તેમની લેખનપ્રવૃત્તિનો ઉદ્દેશ છે. શ્રી ભાયાણીએ ગુજરાતી ઉપરાંત અંગ્રેજી અને હિંદીમાં પણ લેખનપ્રવૃત્તિ કરી છે. લેખન-પ્રવૃત્તિની શરૂઆત ૧૯૩૯ માં 'પ્રસ્થાન' માં દેવકથાસૃષ્ટિવિષયક એક લેખ લખીને કરેલી.

ભાષાશાસ્ત્ર, પ્રાચીન ભારતીય સાહિત્ય, લોકકથાઓ તથા રસમીમાંસા— એ ઐતિહાસિક વિકાસ અને મૂળભૂત તત્ત્વોની ચર્ચા તરફના એમના પ્રકૃતિગત વલણને કારણે એમના પ્રિય અભ્યાસવિષયો રહ્યા છે. એ જ કારણથી પ્રાકૃત–અપભ્રંશ ભાષા તથા સાહિત્ય, ગુજરાતી ભાષા અને લોકકથાની ઐતિહાસિક તુલના એમના મનગમતા લેખનવિષયો બન્યા છે. અપભ્રંશ તથા જૂની ગુજરાતીના ગ્રન્થોનું શાસ્ત્રીય સંપાદન તથા તેમની સાથે સંકળાયેલાં કર્તૃત્વ, સાહિત્યસ્વરૂપ, ભાષાપરંપરા વગેરે ઐતિહાસિક વિષયોનું અન્વેષણ એમના સંશોધનના કેન્દ્રસ્થાને રહે છે. સર્જન–વિવેચન–ચિંતન અને સંશોધનનું સાહિત્ય તેઓ નિરંતર વાંચે છે.

અભ્યાસકાળ દરમ્યાન જ એમને ભાષાશાસ્ત્રના વિષયમાં રસ જાગ્યો હતો. એ પછી ભારતીય વિદ્યાભવનના સંશોધન–વિભાગમાં સંશોધન અને અનુ-સ્નાતક અધ્યાપનનું કાર્ય કરતાં કરતાં અપભ્રંશ સાહિત્યના અભ્યાસમાં એમને વિશેષ ને વિશેષ રસ પડતો ગયો. એમની પ્રથમ કૃતિ ઈ. સ. ૧૯૪૫માં મુનિશ્રી જિનવિજયજી સંપાદિત અપભ્રંશ કાવ્ય 'સંદેશરાસક'ના વ્યાકરણ અને છંદનું વિશ્લેષણ કરી તેનું અધ્યયનમૂલક વિવેચન કરતો એ કૃતિ સાથે જોડા-યેલો અભ્યાસલેખ છે. એ પછી ઈ. ૧૯૪૮ માં શ્રી મધુસૂદન મોદીના સહકારમાં 'પઉમસિરિચરિઉ' (અપભ્રંશ કાવ્ય)નું એમનું સંપાદન અને.

ત્યારબાદ હેમચંદ્રના અપભ્રંશ વ્યાકરણનું સર્વાંગસંપૂર્ણ કહી શકાય તેવું સંપાદન અને ચામળકૃત ‘મનમોહના’, ‘સિંહાસનબત્રીસી’ જેવી કૃતિઓનાં આદર્શ સંપાદનો એમની આ વિષયની ઊંડી સૂઝના દ્યોતક પ્રકાશનો છે

‘કુમાર’ માં પ્રગટ થતી જતી ‘શબ્દકથા’ તેઓ શુષ્ક કહેવાતા વિષયને પણ કેવો સરલ અને રસિક બનાવી શકે છે એના અનુપમ ઉદાહરણરૂપ છે વ્યાકરણ અને વ્યુત્પત્તિની એમની ચર્ચાઓ, કોઈ સાહિત્યકૃતિ વાંચતાં હોઈએ એવો આસ્વાદ કરાવે છે એમનો ‘વાગ્વ્યાપાર’ ગ્રંથ અને એ પછી એની સંવર્ધિત આવૃત્તિ ‘અનુશીલનો’ એમની વિદ્વત્તાની કલગી સમ છે અપભ્રંશ શબ્દોના કોયડા તેઓ સ્વતંત્ર રીતે ઉકેલે છે પરાપૂર્વથી ચાલ્યા આવતા મંતવ્યોની તેઓ શાસ્ત્રીય રીતે ચિકિત્સા કરે છે અને પછી જ આગળ ડગ માંડે છે એમની તીક્ષ્ણ, સમતોલ અને સહૃદયી વિવેકબુદ્ધિનું એમના પ્રત્યેક લેખમાં દર્શન કરી શકાય છે

પરંતુ શ્રી ભાયાણી માત્ર ભાષાવિજ્ઞાનમાં જ રચ્યાપચ્યા રહે છે એવું નથી અર્વાચીન ભારતીય અને પાશ્ચાત્ય સાહિત્યપ્રવાહોથી તેઓ સંપૂર્ણ વાકેફ હોય છે, એટલું જ નહિ, સાહિત્યપદારથની તાત્ત્વિક ચર્ચા હોય કે નવતર કવિતાના ભિન્ન ભિન્ન અંગોની આલોચના હોય—એમની એ વિશેની સજ્જતા આપણો પ્રેમાદર જીતી લે એવી છે કાવ્ય, નવલકથા, વિવેચન આદિ અનેક સાહિત્યપ્રકારોના ગાઢ પરિચયમાં તેઓ રહે છે અને એ વિશે એમની મૂળગામી ચર્ચાવિચારણા સાંભળતી કે વાચવી એ લહાવો બની રહે છે

ગુજરાતી ભાષાના ધ્વનિવિકાસવિષયક લોકકથાના અધ્યયનવિષયક તથા અપભ્રંશ અને પ્રાચીન કૃતિઓનાં સંપાદકવિષયક કાર્ય હાલ તેમના હાથ પર છે અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદના ચિદંબરમ્ ખાતેના ૧૭મા અધિવેશન(૧૯૫૫)માં પ્રાકૃત અને જૈન વિભાગના અધ્યક્ષપદે એમની વરણી થયેલી ગુજરાત સાહિત્યસભાએ ઈ ૧૯૬૩ નો રણજિતરામ સુવર્ણચંદ્રક એમને આપવાનો નિર્ણય કરીને ચંદ્રકનું ગૌરવ કર્યું છે મુંબઈ યુનિવર્સિટીએ એમને ‘વિલ્સન ફિલોલોજિકલ લેક્ચર્સ’ માટે નિમંત્રણ પાઠવીને આ ગુર્જરવિદ્વાનની અખિલ ભારતીય જ નહિ, આંતરરાષ્ટ્રીય ખ્યાતિની કદર કરી છે શ્રી ભાયાણી ફાર્બસ ગુજરાતી સભા, ઑલ ઇંડિયા લિંગ્વિસ્ટિક સોસાયટી અને ઑલ ઇન્ડિયા ઓરિયેન્ટલ કૉન્ફરન્સના આજીવન સદસ્ય છે

આ વ્યુત્પન્ન પંડિતની વિદ્વત્તા એમની વિનમ્રતાથી સોહી ઊઠે છે એમની સાત્ત્વિક પ્રકૃતિ અને મુખ પર નિરંતર રમતું સ્મિત એમના સંપર્કમાં

આવનાર કોઈ પણ વ્યક્તિના દિલને જીતી લે છે. એમની દોરવણી હેઠળ ગુજરાતી અને અર્ધમાગધીમાં ઘણા વિદ્યાર્થીઓએ પીએચ. ડી.ની પદવી પ્રાપ્ત કરી છે. ભાષાવિજ્ઞાનના આપણે ત્યાંના મહત્ત્વના વળાંકનું દર્શન આપણને ડૉ. ભાયાણીનાં લખાણોમાં થાય છે.

## કૃતિઓ

**અપભ્રંશ ભાષા–સાહિત્યવિષયક :**

૧. સંદેશરાસક (ભૂમિકા ને કોશ) : મૌલિક અધ્યયન, મુનિશ્રી જિનવિજયજી સંપાદિત ૧૩ મી શતાબ્દી લગભગના અપભ્રંશ કાવ્યની ભાષા, છંદ આદિનું અધ્યયન—સારાનુવાદ તથા શબ્દકોશ સાથે (અંગ્રેજીમાં); પ્ર. સાલ ૧૯૪૫.
 પ્રકાશક : ભારતીય વિદ્યાભવન, મુંબઈ.

૨. ધાહિલકૃત પઉમસિરિચરિઉ : સહસંપાદન, ૧૧ મી શતાબ્દી લગભગના અપભ્રંશ સંધિબદ્ધ કાવ્યની ભૂમિકા, અનુવાદ અને શબ્દકોશ સહિત; પ્ર. સાલ ૧૯૪૮.
 પ્રકાશક : ભારતીય વિદ્યાભવન, મુબઈ.

૩. પઉમચરિઉ (સ્વયંભૂકૃત) : સંપાદન–અધ્યયન વિસ્તૃત ભૂમિકા સાથે, પ્રાચીન અપભ્રંશ મહાકાવ્ય, ખંડ ૧–૨—પ્ર. સાલ ૧૯૫૩, ખંડ ૩—પ્ર. સાલ ૧૯૬૦.
 પ્રકાશક : ભારતીય વિદ્યાભવન, મુબઈ.

**પ્રાચીન ગુજરાતી ભાષા–સાહિત્યવિષયક :**

૪. ત્રણ પ્રાચીન ગુર્જર કાવ્યો : સંપાદન (રેવંતગિરિરાસ, નેમિનાથ ચતુષ્પદિકા અને સ્થૂલિભદ્ર ફાગુ); પ્ર. સાલ ૧૯૫૫.
 પ્રકાશક : ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ.

૫. શામળકૃત મદનમોહના : સંપાદન–અધ્યયન, પદ્યવાર્તાનું સંપાદન–અધ્યયન; પ્ર. સાલ ૧૯૫૫.
 પ્રકાશક : ભારતીય વિદ્યાભવન, મુંબઈ.

૬. શામળકૃત રુસ્તમનો સલોકો : સંપાદન; પ્ર. સાલ ૧૯૫૬.
 પ્રકાશક : ફાર્બસ ગુજરાતી સભા, મુબઈ.

૭. શામળકૃત સિંહાસનબત્રીશી વાર્તા : સંપાદન, પદ્યવાર્તાનું સંપાદન–અધ્યયન, પ્ર. સાન ૧૯૬૦.
 પ્રકાશક : ભારતીય વિદ્યાભવન, મુંબઈ.

૮. શામળકૃત વૈતાલપચીશી : સંપાદન, પદ્યવાર્તાનું સંપાદન-અધ્યયન; પ્ર. સાલ ૧૯૬૨.
પ્રકાશક : ભારતીય વિદ્યાભવન, મુંબઈ.

## ભાષાશાસ્ત્રીય અધ્યયનો :

૯. વાગ્વ્યાપાર : મૌલિક, ભાષાશાસ્ત્ર; પ્ર. સાલ ૧૯૫૪.
પ્રકાશક : ભારતીય વિદ્યાભવન, મુંબઈ.
૧૦. અપભ્રંશ વ્યાકરણ (સિદ્ધહેમનો અપભ્રંશ વિભાગ) : હેમચંદ્રીય અપભ્રંશના પૃથક્કરણ સાથે અપભ્રંશ ભાષા તથા સાહિત્યવિષયક નિબંધયુક્ત સંપાદન; પ્ર. સાલ ૧૯૬૦.
પ્રકાશક : ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ.
૧૧. સુબોધ વ્યાકરણ : વ્યાકરણ; પ્ર. સાલ ૧૯૫૫.
૧૨. જાતક વાર્તાઓ : પ્ર. સાલ ૧૯૫૬.
૧૩. શબ્દકથા : પ્ર. સાલ ૧૯૬૩.
૧૪. અનુશીલનો : મૌલિક, ગુજરાતી અને અપભ્રંશવિષયક અધ્યયન-લેખોનો સંગ્રહ ('વાગ્વ્યાપાર'ની શોધિત-સંવર્ધિત આવૃત્તિ); પ્ર. સાલ ૧૯૬૫.
પ્રકાશક : પોપ્યુલર બૂક સ્ટોર.
૧૫. શોધ અને સ્વાધ્યાય : મૌલિક, લેખસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૫.
પ્રકાશક : આર. આર. શેઠની કું., મુંબઈ.

ઉપરાંત પચાસેક જેટલા અંગ્રેજી, ગુજરાતી, હિન્દીમાં લખાયેલા સંશોધન-લેખો.

## અભ્યાસ-સામગ્રી :

૧. 'પઉમચરિઉ' માટે Journal Asiatique (Louis Renon) 243/4, 1955; પૃ. ૫૨૨-૨૩; Journal of the American Oriental Society (Ernest Bender) 1955 (?); Journal of the Oriental Institute, Baroda (B. J. Sandesara) 1961 (?); Archiv Orientalni (Vladimir Miltner) 31, 1963, પૃ. ૫૦૩-૪.
૨. 'સિંહાસનબત્રીશી' માટે 'સ્વાધ્યાય' ૧, ૧૯૬૪, પૃ. ૨૧૭-૧૮ (શ્રી રણજિત પટેલ).

૩. 'શબ્દકથા' માટે 'સ્વાધ્યાય' ૧, ૧૯૬૪, પૃ. ૧૧૦–૨. (શ્રી સોમાભાઈ પટેલ); 'ગ્રંથ', પૃ. ૧૮–૧૯, ૧૯૬૪, (શ્રી પ્રવીણચંદ્ર રૂપારેલ); 'ગુજરાત મિત્ર' અને 'ગુજરાતદર્પણ', ૨૬ એપ્રિલ, '૬૪ (શ્રી કૃષ્ણવીર દીક્ષિત).
૪. 'અપભ્રંશ વ્યાકરણ' માટે 'જન્મભૂમિ' તા. ૧૧–૧૨–૧૯૬૧ (શ્રી રામપ્રસાદ બક્ષી).
૫. 'રુસ્તમનો સલોકો' અને 'જાતક વાર્તાઓ' માટે 'જન્મભૂમિ' તા. ૨૨–૭–૫૭ (શ્રી કૃષ્ણવીર દીક્ષિત).
૬. 'શોધ અને સ્વાધ્યાય' માટે 'ગ્રંથ' ૨૧/૧૮.
૭. રણજિતરામ સુવર્ણચંદ્રક સમયે પ્રસિદ્ધ થયેલ પરિચયપત્રિકા.

સરનામું : ૨૪, મહાદેવનગર, અમદાવાદ–૧૪.

---

## હસિતકાન્ત હરિરાય બૂચ

**[ ૨૬–૪–૧૯૨૧ ]**

કવિ શ્રી હસિત બૂચનું વતન જૂનાગઢ છે. એમનો જન્મ ઈ. સ. ૧૯૨૧ના એપ્રિલની ૨૬મી તારીખે વડોદરામાં થયો હતો. જ્ઞાતિએ નાગર ગૃહસ્થ. પિતાનું નામ શ્રી હરિરાય ભગવન્તરાય બૂચ અને માતાનું નામ સવિતાલક્ષ્મી. એમનાં લગ્ન ઈ. સ. ૧૯૪૬માં શ્રી જ્યોત્સ્નાબહેન સાથે થયાં હતાં.

વડોદરાની શિક્ષણાનુભવ શાળામાં ચાર ધોરણ સુધી પ્રાથમિક કેળવણી લઈને તેઓ ત્યાંની ન્યૂ ઈરા હાઈસ્કૂલમાં દાખલ થયા અને ૧૯૩૮માં મૅટ્રિક થયા. ઉચ્ચ શિક્ષણ બરોડા કૉલેજમાં લીધું. મુંબઈ યુનિવર્સિટીની બી. એ.ની પરીક્ષા ઈ. ૧૯૪૨માં ઉત્તીર્ણ કરી અને ભગેચ સિલ્વર કપ મેળવ્યો અને બરોડા કૉલેજમાં ફેલો તરીકે નિમાયા. ૧૯૪૪માં ગુજરાતી મુખ્ય વિષય સાથે એમ. એ. ની પદવી મેળવી અને સ્વ. કે. હ. ધ્રુવ સુવર્ણચન્દ્રક વિજેતા બન્યા. ૧૯૪૫–૪૬માં મુંબઈ સરકારના પ્રકાશન ખાતામાં ગુજરાતી વિભાગના વડા અને તંત્રી તરીકે પ્રથમ કાર્ય કર્યું અને પછી વર્ષો સુધી વિસનગરની એમ. એન. કૉલેજમાં ગુજરાતીના મુખ્ય

અધ્યાપક તરીકે. અત્યારે જેઓ ગુજરાત કૉલેજમાં ગુજરાતીના મુખ્ય પ્રાધ્યાપક છે.

વિદ્યાર્થીજીવનમાં રાષ્ટ્રીય વિદ્યાર્થીસંગઠન, વ્યાયામ અને સાહિત્યમંડળની વિવિધ પ્રવૃત્તિઓમાં એમણે સક્રિય ભાગ લીધેલો. શિક્ષિકાબહેન શ્રી માલતીબહેન રણદીવેએ પ્રથમ કાવ્ય લખવા કહ્યું અને એમણે 'ગુલાબ' લખ્યું. માતા, પિતા અને પત્નીની એમની સાહિત્યરુચિની ખિલવણી અને સાહિત્યકાર્યની અનુકૂલતામાં પ્રબળ અસર છે. લેખનથી એમને આનંદ મળે છે અને જો તેથી વ્યક્તિ, ગૃહ અને વાચકસમાજને આનંદ મળતો હોય—સંસ્કાર સમજાતો હોય તો એમની લેખનપ્રવૃત્તિનો ઉદ્દેશ સિદ્ધ થતો એમને લાગે છે. કવિ ન્હાનાલાલ અને બળવંતરાય એમના પ્રિય લેખકો છે અને કાવ્ય એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે. પોતાના સર્જનમાં ઉપકારક થાય એ માટે તેઓ સાહિત્ય અને ઇતિહાસવિષયક પુસ્તકો વિશેષ વાંચે છે. કુટુંબનું વાતાવરણ અને અધ્યાપનનો વ્યવસાય એમના સાહિત્યસર્જનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

ઈ. ૧૯૪૬માં 'બ્રહ્મ અતિથિ' નામે એમની પ્રથમ કાવ્યકૃતિ પ્રગટ થઈ. એ પછી 'રૂપનાં અમી' અને 'સાન્નિધ્ય' નામે કાવ્યસંગ્રહો એમણે આપ્યા. 'સાન્નિધ્ય'ને ૧૯૬૧ માં ગુજરાત રાજ્ય તરફથી પારિતોષિક પ્રાપ્ત થયેલું. કાવ્ય ઉપરાંત શ્રી બૂચ વાર્તા, નાટક અને વિવેચનલેખો પણ લખે છે. એમના 'શુભસ્ય શીઘ્રમ્' એકાંકીસંગ્રહને પણ રાજ્ય સરકારનું પારિતોષિક મળ્યું છે.

'રૂપનાં અમી'ના પ્રકાશન સાથે શ્રી બૂચે કાવ્યરસિકોનું ધ્યાન ખેંચ્યું. એમનાં કાવ્યો નાજુકતાની મુદ્રાથી અંકિત હોય છે. પ્રકૃતિ, પ્રીતિ અને અધ્યાત્મના એમના કાવ્યવિષયો, મધુર ગીતો, સફાઈદાર છંદોબદ્ધ કાવ્યો, સુંદર સૉનેટો અને સુદીર્ઘ રચનાઓમાં આલેખાઈને આસ્વાદ્ય બન્યા છે. સુગેયતા, પ્રાસાદિકતા અને ઊર્મિપ્રધાનતા — એમની કવિતાનાં નોંધપાત્ર લક્ષણો છે. ૧૯૫૫ માં કવિએ ગુજરાત યુવક કૉંગ્રેસ દ્વારા ભારતપ્રવાસ કરેલો. એ નિમિત્તે પણ આપણને કેટલાક કાવ્યો મળ્યાં છે. ભારતદર્શન દ્વારા રાષ્ટ્રની વિવિધ સિદ્ધિઓનું ગાન એમણે 'ભાકરા નંગલ', 'ખડકવાસલા' જેવાં કાવ્યોમાં ગાયું છે. પ્રણયકાવ્યોમાં જેમ મુગ્ધતા અને દામ્પત્યની 'અમી' ભાવના વ્યક્ત થઈ છે તેમ પ્રકૃતિકાવ્યોમાં પણ વિવિધ ઋતુ પરત્વેની કવિહૃદયની ભાવસ્થિતિ આકર્ષક નિરૂપણછટા ધારીને આલેખાઈ

છે. કવિનાં કાવ્યો ચિંતનની મુદ્રા પણ ધારી રહે છે. આ ઉપરાંત કવિએ 'સુરમંગલ' માં કેટલાંક સુંદર સંગીતરૂપકો પણ આપ્યાં છે.

'દલપતરામ–એક અધ્યયન' અને વિવિધ સામયિકોમાં પ્રગટ થતા રહેતા એમના સાહિત્યવિષયક અભ્યાસલેખો અને ૧૯૬૧ના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા શ્રી બૂચના વિવેચક પાસાનું સારું દર્શન કરાવે છે. નાટક અને ટૂંકી વાર્તાના પ્રકારમાં પણ એમને નોંધપાત્ર સફળતા મળી છે. ગુજરાત વિદ્યાસભા, સાહિત્ય સભા, સાહિત્ય પરિષદ અને લેખકમિલન સાથે તેઓ સંકળાયેલા છે અને વિસનગરની કવિસભા, અને ત્યાંથી પ્રગટ થતા અનિયતકાલિક 'મંજરી' તેમ જ વડોદરાના ગુજરાતી સાહિત્ય મંદિરના તેઓ સ્થાપક છે.

## કૃતિઓ

૧. બ્રહ્મ અતિથિ : મૌલિક, કાવ્ય; પ્ર. સાલ ૧૯૪૬.
 પ્રકાશક : જયદેવ બ્રધર્સ, વડોદરા.
૨. સિદ્ધરાજ : મૌલિક, ચરિત્ર; પ્ર. સાલ ૧૯૪૮.
 પ્રકાશક : પ્રાચ્ય વિદ્યા મંદિર, વડોદરા.
૩. રૂપનાં અમી : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૫૪.
 પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૪. ધમ્મપદ : અનુવાદ, કાવ્ય; પ્ર. સાલ ૧૯૫૪.
 પ્રકાશક : પોતે. બીજી આવૃત્તિ ૧૯૫૯ : પુસ્તકાલય લિ., વડોદરા.
૫. દલપતરામ—એક અધ્યયન : મૌલિક, વિવેચન; પ્ર. સાલ ૧૯૫૨.
 પ્રકાશક : પ્રાચ્ય વિદ્યા મંદિર, વડોદરા.
૬. સિદ્ધહેમ : અનુવાદ (પ્રા. જ. કા. પટેલ સાથે), વ્યાકરણ; પ્ર. સાલ ૧૯૫૬.
 પ્રકાશક : ચારુતર વિદ્યા મંડળ, આણંદ.
૭. સુરમંગલ : મૌલિક, સંગીતરૂપકો; પ્ર. સાલ ૧૯૫૭.
 પ્રકાશક : ભારત પ્રકાશન, અમદાવાદ
૮. સાન્નિધ્ય : મૌલિક, કાવ્યસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૧.
 પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.
૯. યાદવાસ્થળી : સંપાદન, કાવ્ય; પ્ર. સાલ ૧૯૬૦.
 પ્રકાશક : બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ.

૧૦. ૧૯૬૧ની ગુજરાતી ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા : મૌલિક, વિવેચન; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ.
૧૧. શુભસ્ય શીઘ્રમ્ : મૌલિક, એકાંકીસંગ્રહ; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ.
૧૨. હરિકિરણ : (સહલેખક) ચરિત્ર; પ્ર. સાલ ૧૯૬૩.
પ્રકાશક : અરવિંદરાય બૂચ, વડોદરા.
૧૩. આગિયા ઝબૂકિયા : મૌલિક, બાલગીતો; પ્ર. સાલ ૧૯૬૫.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

અભ્યાસ-સામગ્રી :

૧. 'રૂપનાં અમી' માટે પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પ્રસ્તાવના, 'ગુજરાત મિત્ર', 'બુદ્ધિપ્રકાશ', ઑગસ્ટ, ૧૯૫૫.
૨. 'સાન્નિધ્ય' માટે શ્રી જયંત પાઠકનો એ સંગ્રહમાંનો 'આસ્વાદ', 'ગુજરાત સમાચાર'.
૩. 'દલપતરામ—એક અધ્યયન' માટે 'ગુજરાતમિત્ર'.
૪. 'સુરમંગલ' માટે શ્રી ડોલરરાય માંકડનો આમુખ.

સરનામું : ૯૪, સમસ્ત સોસાયટી, અમદાવાદ-૭.

# ગ્રંથકારોની સૂચિ

## [ 'ગ્રંથ અને ગ્રંથકાર', પુસ્તક એકથી અગિયાર ]

[ કૌંસમાં પ્રથમ જન્મતારીખ આપી છે અને પછી વિદેહ થયેલા લેખકની દેહાવસાન તારીખ. તારીખ જ્યાં મળી નથી ત્યાં માત્ર વર્ષ જ આપ્યાં છે. જ્યાં માહિતી ચોક્કસ નથી ત્યાં પ્રશ્નાર્થ મૂક્યો છે. જે વિદેહ લેખકોની તારીખ નથી મળી ત્યાં ખાલી રેખા જ મૂકી છે અને જેમના અવસાનની માહિતી ચોક્કસ નથી મળી તે વિષે મૌન જ સેવ્યું છે. જેમની જન્મ કે મૃત્યુ તારીખ વિક્રમ સંવત પ્રમાણે મળેલી તે પંચાંગ જોઈ, ઈસ્વી સનમાં ફેરવી નાખી છે અને જેમનાં વિક્રમ સંવતનાં વર્ષો જ મળેલાં તે ઈસ્વી સનનાં બે વર્ષોમાં પડતાં હોઈ ઊભી રેખા દ્વારા ઈસ્વી સનનાં બંને વર્ષોથી નિર્દેશ્યાં છે. જેમનો પરિચય એકથી વધુ ભાગોમાં મળે છે તે જુદા જુદા અંકથી એ જ રીતે દર્શાવેલ છે. જૂના ગ્રંથ-ગ્રંથકારનાં પુસ્તકોમાં અપાયેલી તારીખ, અન્ય વિશ્વસનીય માહિતીને આધારે, અહીં સુધારી લેવામાં આવી છે. દસમા ગ્રંથની 'સૂચિ'માં ૫૦૭ નામ હતાં, પરંતુ ૧૨ નામ સરતચૂકથી ઉતારવાનાં રહી ગયાં હશે. તે આ યાદીમાં ઉમેરી દેવામાં આવ્યાં છે. આ રીતે આગળના ગ્રંથોના ૫૧૯ લેખકો અને આ ગ્રંથના ૫૪ લેખકો, એમ ૫૭૪ લેખકોની સૂચિ નીચે આપી છે.

તારીખનો કૌંસ પૂરો થાય છે એ પછીના આંકડા પૈકી પહેલો આંકડો 'ગ્રંથ અને ગ્રંથકાર'ના જે ભાગમાં તે લેખકનો પરિચય આપ્યો છે તેનો નિર્દેશ કરે છે અને ડેશ પછીનો બીજો આંકડો તે ગ્રંથમાંના પૃષ્ઠનો. ]

| ક્રમાંક | ગ્રંથકારનું નામ | પુસ્તક–પૃષ્ઠ |
|---|---|---|
| ૩૯ | ઈશ્વરભાઈ મૂ. વીગાવાળા [ ૧૮૯૬ ] | ૯–૧૦૩ |
| ૪૦ | ઉછરંગરાય કે. ઓઝા [ ૫–૯–૧૮૯૦ ] | ૩–૯૦ |
| ૪૧ | ઉત્તમલાલ કે. ત્રિવેદી [૧૬–૨–૧૮૭૨ : ૨૬–૧૨–૧૯૨૩] | ૧૦–૨૩ |
| ૪૨ | ઉમાશંકર જે. જોશી [૨૧–૭–૧૯૧૧] | ૪–૧૧૮ |
| ૪૩ | ઉમેદભાઈ મણિયાર [૨૩–૪ ૧૯૦૯] | ૧૧–૧૩૩ |
| ૪૪ | એરચ જે તારાપોરવાલા [૧૮૪૪ : ૧૫–૧–૧૯૫૬] | ૨–૬ |
| ૪૫ | એલેક્ઝાન્ડર કિ. ફોર્બ્સ [૭–૭–૧૮૨૧ : ૩૧–૮–૧૮૬૫] | ૧૦–૨૩ |
| ૪૬ | કનુભાઈ હ. દેસાઈ [ ૧૨–૩–૧૯૦૭ ] | ૩–૧૧ |
| ૪૭ | કનૈયાલાલ ભા. દવે [ ૨૫–૧–૧૯૦૭ ] | ૧૦–૧૨ |
| ૪૮ | કનૈયાલાલ મા. મુનશી [ ૨૯–૧૨–૧૮૮૭ ] | ૧–૩૫ |
| ૪૯ | કમળાશંકર પ્રા. ત્રિવેદી [ ૧૧–૧૦–૧૮૫૭ : ૪–૮–૧૯૨૫ ] | ૪–૯૪ |
| ૫૦ | કરસનદાસ ન. માણેક [ ૨૭–૧૧–૧૯૦૧ ] | ૯–૧૦૪ |
| ૫૧ | કરસનદાસ મૂળજી [ ૧૮૩૨ : ૨૮–૮–૧૮૭૧ ] | ૫–૧૯૩ |
| ૫૨ | કરીમમહમદ માસ્તર [ ૨૦–૭–૧૮૮૪ : ૨૧–૧૨–૧૯૬૨ ] | ૨–૭ |
| ૫૩ | કલ્યાણજી વિ. મહેતા [ ૭–૧૧–૧૮૯૦ ] | ૧–૧૮ |
| ૫૪ | કલ્યાણરાય ન. જોશી [ ૧૨–૭–૧૮૮૫ ] | ૧–૧૬ |
| ૫૫ | કંચનલાલ વા. મહેતા 'મલયાનિલ' [૧૮૯૨ : ૨૪–૬–૧૯૧૯ ] | ૭–૨૦૭ |
| ૫૬ | કાંતિલાલ છ. પંડ્યા [ ૨૪–૮–૧૮૮૬ : ૧૪–૧૦–૧૯૫૮ ] | ૧–૨૦ |
| ૫૭ | કાંતિલાલ બ. વ્યાસ [ ૨૧–૧૧–૧૯૧૦ ] | ૧૦–૧૪ |
| ૫૮ | કાલિદાસ ભ. કવિ [ ૧૯૦૦ ] | ૨–૧૧૮ |
| ૫૯ | કાશીબહેન બ. જડિયા [ ૧૮૮૦/૮૧ ] | ૨–૧૧૯ |
| ૬૦ | કાશીરામ ભા. ઓઝા 'પ્રેમી' [ ૯–૨–૧૮૮૬ : ૫–૮–૧૯૫૪ ] | ૨–૯ |
| ૬૧ | કિલાભાઈ ઘ. ભટ્ટ [ ૧૮૬૮/૬૯ : ઑગસ્ટ ૧૯૧૪ ] | ૯–૭ |
| ૬૨ | કિશોરલાલ ઘ. મશરૂવાળા [ ૫–૧૦–૧૮૯૦ : ૯–૯–૧૯૫૨ ] | ૨–૧૧ |
| ૬૩ | કિશનસિંહ ગો. ચાવડા [ ૨૭–૧૧–૧૯૦૪ ] | ૨–૧૩ |
| ૬૪ | કુંવરજી આ. શાહ [ ૧૫–૩–૧૮૬૪ ] | ૯–૧૦૫ |
| ૬૫ | કૃષ્ણપ્રસાદ લ. ભટ્ટ [ ૧૨–૯–૧૯૧૧ ] | ૧૦–૯૫ |
| ૬૬ | કૃષ્ણરાવ ભો. દિવેટિયા [ ૪–૧૨–૧૮૩૬ : ૨૦–૯–૧૯૨૧ ] | ૯–૭ |
| ૬૭ | કૃષ્ણલાલ જે. શ્રીધરાણી [ ૧૬–૯–૧૯૧૧ : ૨૩–૭–૧૯૬૦ ] | ૨–૧૪ |
| ૬૮ | કૃષ્ણલાલ મો. ઝવેરી [ ૩૦–૧૨–૧૮૬૮ : ૧૫–૬–૧૯૫૭ ] | ૧–૩૮ |

| ક્રમાંક | ગ્રંથકારનું નામ | પુસ્તક-પૃષ્ઠ |
|---|---|---|
| ૧૫૬ | જયંત હી. ખત્રી [૨૪-૯-૧૯૦૯] | ૧૧-૧૫૫ |
| ૧૫૭ | જયંતકુમાર મ. ભટ્ટ [૧૭-૮-૧૯૦૨] | ૯-૧૧૩ |
| ૧૫૮ | (મુનિશ્રી) જયંતવિજયજી [૯-૩-૧૮૮૪ : ૭-૧૨-૧૯૪૮] | ૩-૩૦ |
| ૧૫૯ | જયંતી ઘે. દલાલ [૧૮-૧૧-૧૯૦૯] | ૯-૧૧૪ |
| ૧૬૦ | જયંતીલાલ ન. ધ્યાની [?] | ૬-૬૫ |
| ૧૬૧ | જયંતીલાલ મ. આચાર્ય [૧૮-૧૦-૧૯૦૬] | ૧૦-૨૯ |
| ૧૬૨ | જયમનગૌરી વ્યો. પાઠકજી [૧૫-૯-૧૯૦૨] | ૩-૨૮ |
| ૧૬૩ | જયરામદાસ જે.નયગાંધી [૨૫-૮-૧૯૦૪] | ૨-૨૧ |
| ૧૬૪ | જયસુખરાય પુ. જોશીપુરા [૧૭-૫-૧૮૮૧ : ૨૭-૯-૧૯૫૪] | ૨-૨૨ |
| ૧૬૫ | જયસુખલાલ હ. મહેતા [૧૮૮૪] | ૩-૩૩ |
| ૧૬૬ | જયેન્દ્રરાવ ભ. દૂરકાળ [૧-૯-૧૮૮૧ : ૩-૧૨-૧૯૬૦] | ૧-૭૪ |
| ૧૬૭ | જહાંગીર અ. તાલિયારખાન [૧૮૪૬ : ૧૯૨૩] | ૬-૮૫ |
| ૧૬૮ | જહાંગીરજી ન. પટેલ 'ગુલફામ' [૧૪-૭-૧૮૬૧ : ૨૪-૮-૧૯૩૬] | ૯-૨૦ |
| ૧૬૯ | જહાંગીર બ. મર્ઝબાન [૨-૯-૧૮૪૮ : ૫-૨-૧૯૨૮] | ૯-૨૫ |
| ૧૭૦ | જાફરઅલી મિસ્ત્રી 'અસીર' [૧૧-૧-૧૯૦૫ : ૫-૨-૧૯૨૯] | ૯-૨૨ |
| ૧૭૧ | જિતુભાઈ પ્ર. મહેતા [૧૯-૯-૧૯૦૪] | ૧૧-૧૫૭ |
| ૧૭૨ | (મુનિશ્રી) જિનવિજયજી [૧૮૮૭-૮૮] | ૫-૧૬૦ |
| ૧૭૩ | જીવનજી જ. મોદી [૨૬-૧૦-૧૮૫૪ : ૨૮-૩-૧૯૩૩] | ૧-૭૯ |
| ૧૭૪ | જીવનલાલ અ. મહેતા [૧૮૮૨/૮૩] | ૧-૭૭ |
| ૧૭૫ | જીવાભાઈ રે. પટેલ [૧૮૭૫/૭૬] | ૨-૨૫ |
| ૧૭૬ | જુગતરામ ચિ. દવે [૧૬-૯-૧૮૯૧] | ૯-૧૧૫ |
| ૧૭૭ | જેઠાલાલ ગો. શાહ [૧૦-૧૦-૧૮૯૩] | ૧-૮૫ |
| ૧૭૮ | જેઠાલાલ ચિ. સ્વામિનારાયણ [૨૮-૮-૧૮૮૪ : ૨૪-૬-૧૯૪૧] | ૯-૨૩ |
| ૧૭૯ | જેઠાલાલ જી. ગાંધી [૫-૧૨-૧૯૦૫] | ૫-૧૬૨ |
| ૧૮૦ | જેઠાલાલ ના. ત્રિવેદી [૨૫-૨-૧૯૦૮] | ૩-૩૫ |
| ૧૮૧ | (રેવરન્ડ) જોસેફ ટેલર [જુલાઈ, ૧૮૨૦ : ૧૮૮૧] | ૮-૧૨૦ |
| ૧૮૨ | જ્યોતીન્દ્ર હ. દવે [૨૧-૧૦-૧૯૦૧] | ૧-૭૬ |
| ૧૮૩ | જ્યોત્સ્ના શુક્લ [૮-૮-૧૮૯૨] | ૯-૧૧૬ |

| ક્રમાંક | ગ્રંથકારનું નામ | પુસ્તક-પૃષ્ઠ |
|---|---|---|
| ૨૧૩ | દુર્લભ શ્યા. ધ્રુવ [ ૧૫-૯-૧૮૬૧ : ૧૯૩૪ ] | ૯-૩૬ |
| ૨૧૪ | દુર્લભજી ગિ. ઝવેરી [ ૩૦-૪-૧૮૭૮ ] | ૪-૧૨૮ |
| ૨૧૫ | દુલાભાઈ ભા. કાગ [ ૨૫-૧૧-૧૯૦૨ ] | ૯-૧૨૦ |
| ૨૧૬ | દુલેરાય છો. અંજારિયા [ ૨૫-૨-૧૮૧૮ ] | ૩-૩૮ |
| ૨૧૭ | દેવકૃષ્ણ પી જોશી [ ૫-૧-૧૮૯૨ ] | ૯-૧૨૧ |
| ૨૧૮ | દેવચંદભાઈ શેઠ [ ૨૪-૧-૧૮૮૨ ] | ૮-૧૨૧ |
| ૨૧૯ | દેવજી રા. મોઢા [ ૮-૫-૧૯૧૩ ] | ૧૧-૧૬૬ |
| ૨૨૦ | દેવશંકર વૈ. ભટ્ટ [ ૨૦-૧-૧૮૫૮ : ૨૨-૮-૧૯૨૨ ] | ૯-૩૮ |
| ૨૨૧ | દેશળજી ક. પરમાર [ ૧૨-૧-૧૮૯૪ : ૧૩-૨-૧૯૬૬ ] | ૧-૯૬ |
| ૨૨૨ | દોલતરામ કૃ. પંડ્યા [ ૮-૩-૧૮૫૬ : ૩૦-૧૧-૧૯૧૫ ] | ૯-૩૯ |
| ૨૨૩ | ધનજીભાઈ ફકીરભાઈ [ ૨૩-૩-૧૮૯૫ ] | ૧૦-૩૪ |
| ૨૨૪ | ધનપ્રસાદ ચં. મુનશી [ ૩૦-૫-૧૮૮૮ ] | ૩-૪૦ |
| ૨૨૫ | ધનવંત ઓઝા [ ૨૩-૯-૧૯૧૨ ] | ૧૧-૧૬૯ |
| ૨૨૬ | ધનશંકર હિ. ત્રિપાઠી [ ૨૭-૮-૧૮૯૮ ] | ૧-૯૮ |
| ૨૨૭ | ધનસુખલાલ કૃ. મહેતા [ ૨૦-૧૦-૧૮૯૦ ] | ૧-૧૮૦ |
| ૨૨૮ | ધીરજલાલ ત્ર. ભટ્ટ [ ૧૪-૮-૧૮૮૯ ] | ૨-૩૬ |
| ૨૨૯ | ધીરજલાલ ટો. શાહ [ ૩-૩-૧૯૦૬ ] | ૪-૧૨૯ |
| ૨૩૦ | ધીરસિંહ વ. ગોહિલ [ ૨૦-૧૧-૧૮૮૪ ] | ૪-૧૩૧ |
| ૨૩૧ | ધીરુભાઈ પ્રે. ઠાકર [ ૨૭-૬-૧૯૧૮ ] | ૧૧-૧૭૨ |
| ૨૩૨ | નગીનદાસ ના. પારેખ [ ૩૦-૮-૧૯૦૩ ] | ૫-૧૬૬ |
| ૨૩૩ | નટવરલાલ ઈ. દેસાઈ [ ૧૮૮૬-૧૯૬૫ ] | ૨-૪૦ |
| ૨૩૪ | નટવરલાલ ક. વૈષ્ણવ [ ૧૮૯૦ ] | ૩-૪૫ |
| ૨૩૫ | નટવરલાલ કુ. પંડ્યા 'ઉશનસ્' [ ૨૮-૯-૧૯૨૦ ] | ૧૧-૧૭૭ |
| ૨૩૬ | નટવરલાલ મૂ. વીમાવાળા [ ૩૦-૯-૧૯૦૦ ] | ૪-૧૩૪ |
| ૨૩૭ | નટવરલાલ ર. શાહ [ ૧૮૯૪ ] | ૬-૬૯ |
| ૨૩૮ | નથુસિંહ હ. ચાવડા [ ૧-૮-૧૯૦૬ ] | ૭-૧૯૪ |
| ૨૩૯ | (મહાત્મા) નથુરામ શર્મા [ ૧૧-૧૦-૧૮૫૮ : ૧૯૩૧ ] | ૨-૪૨ |
| ૨૪૦ | નથુરામ સું. શુક્લ [ ૧૮૬૧/૬૨ : ૧૯૨૨/૨૩ ] | ૯-૪૦ |
| ૨૪૧ | નરભેશંકર પ્રા. દવે 'કાઠિયાવાડી' [ ૧૬-૬-૧૮૭૧ : ૨૦-૧૦-૧૯૫૨ ] | ૧૦-૩૬ |
| ૨૪૨ | નરસિંહભાઈ ઈ. પટેલ [ ૧૮૭૪ ] | ૧-૧૦૨ |

| ક્રમાંક | ગ્રંથકારનું નામ | પુસ્તક-પૃષ્ઠ |
|---|---|---|
| ૩૦૦ | પ્રાણશંકર પ્રે. ભટ્ટ [ ૧૮૬૦/૬૧ : ૧૯૧૭/૧૮ ] | ૧૦-૭૧ |
| ૩૦૧ | પ્રિયકાન્ત પ્રે. મણિયાર [ ૯-૧-૧૯૨૭ ] | ૧૧-૨૦૩ |
| ૩૦૨ | પ્રીતમરાય વ્ર. દેસાઈ [ ૨-૧-૧૮૯૧ ] | ૪-૧૩૮ |
| ૩૦૩ | પ્રેમશંકર હ. ભટ્ટ [ ૩૦-૮-૧૯૧૪ ] | ૧૦-૫૭ |
| ૩૦૪ | ફત્તેહચંદ લાલન [ ૧૦-૩-૧૮૫૮-? ] | ૮-૧૬૮ |
| ૩૦૫ | ફિરોઝ કા. દાવર [ ૧૬-૧૧-૧૮૯૨ ] | ૧૦-૫૯ |
| ૩૦૬ | ફૂલચંદ ઝ. શાહ [ ૧૮૭૮/૭૯ ] | ૩-૫૨ |
| ૩૦૭ | બચુભાઈ પો. રાવત [ ૨૭-૨-૧૮૯૮ ] | ૨-૫૨ |
| ૩૦૮ | બચુભાઈ પ્ર. શુક્લ [ ૪-૧૦-૧૯૦૫ ] | ૯-૧૨૨ |
| ૩૦૯ | બટુભાઈ લા. ઉમરવાડિયા [ ૧૩-૭-૧૮૯૯ : ૧૮-૧-૧૯૫૦ ] | ૧-૧૨૯ |
| ૩૧૦ | બબલભાઈ પ્રા. મહેતા [ ૧૦-૧૦-૧૯૧૦ ] | ૧૧-૨૦૬ |
| ૩૧૧ | બહેચરલાલ ત્રિ. પટેલ 'વિહારી' [ ૨૨-૩-૧૮૬૬ : ૨૨-૧૧-૧૯૩૭ ] | ૯-૫૨ |
| ૩૧૨ | બહેરામજી મલબારી [ ૧૮૫૩ : ૧૧-૭-૧૯૧૨ ] | ૯-૫૪ |
| ૩૧૩ | બળવંતરાય ક. ઠાકોર [ ૨૩-૧૦-૧૮૬૯ : ૨-૧-૧૯૫૨ ] | ૧-૧૩૧ |
| ૩૧૪ | બાપાલાલ ગ. શાહ (વૈદ્ય) [ ૧૭-૯-૧૮૯૬ ] | ૨-૫૪ |
| ૩૧૫ | બાલકૃષ્ણ સુ. જોશી 'જ્યોતિ' [ ૧૫-૮-૧૮૯૫ ] | ૩-૫૪ |
| ૩૧૬ | બાલમુકુન્દ મ. દવે [ ૭-૩-૧૯૧૬ ] | ૧૧-૨૦૯ |
| ૩૧૭ | બાલાભાઈ વી. દેસાઈ 'જયભિખ્ખુ' [ ૨૬-૬-૧૯૦૮ ] | ૧૦-૬૨ |
| ૩૧૮ | બાલાશંકર ઉ. કંથારિયા [ ૧૭-૫-૧૮૫૮ : ૨-૪-૧૮૯૮ ] | ૮-૧૨૯ |
| ૩૧૯ | (શ્રીમદ્) બુદ્ધિસાગરજી [ ૩૧-૧-૧૮૭૪ : ૯-૬-૧૯૨૫ ] | ૯-૫૫ |
| ૩૨૦ | બુલાખીરામ ચ. કવિ [ ૭-૧૧-૧૮૫૨ : ૧૮૬૬ ] | ૯-૫૭ |
| ૩૨૧ | (પંડિત) બેચરદાસ જી. દોશી [ ૨-૧૧-૧૮૮૯ ] | ૨-૫૬ |
| ૩૨૨ | (ડૉ.) ભગવાનલાલ ઈંદ્રજી [ ૭-૧૧-૧૮૩૯ : ૧૬-૩-૧૮૮૮ ] | ૯-૫૮ |
| ૩૨૩ | ભગવાનલાલ લ. માંકડ [ ૧૮૯૨ ] | ૩-૫૬ |
| ૩૨૪ | ભગુભાઈ ફ. કારભારી [ ૧૮૭૧ : ૧૦-૯-૧૯૦૩ (!) | ૮-૧૩૧ |
| ૩૨૫ | ભદ્રકુમાર યાજ્ઞિક [ ૨૯-૯-૧૯૦૭ : ૨૯-૧૨-૧૯૬૪ ] | ૧૧-૨૧૨ |
| ૩૨૬ | ભરતરામ ભા. મહેતા [ ૧૬-૭-૧૮૯૪ ] | ૨-૫૮ |
| ૩૨૭ | ભવાનીશંકર ન. કવિ [ ૬-૬-૧૮૪૮ : ૩-૫-૧૯૨૧ ] | ૯-૬૦ |
| ૩૨૮ | ભાઈચંદ પૂં. શાહ [ ૨૫-૯-૧૮૭૬ ] | ૨-૬૦. |
| ૩૨૯ | ભાઈશંકર કુ. શુક્લ [ ૧૮-૧-૧૮૭૯ ] | ૨-૬૨. |

| ક્રમાંક | ગ્રંથકારનું નામ | પુસ્તક-પૃષ્ઠ |
|---|---|---|
| ૩૩૦ | ભાઈશંકર ના. ભટ્ટ ( સોલીસીટર ) [ ૧૩-૮-૧૮૪૫ : ૬-૩-૧૯૨૦ ] | ૯-૬૨ |
| ૩૩૧ | ભાનુશંકર બા. વ્યાસ 'બાદરાયણ' [ ૨૨-૫-૧૯૦૫ : ૧૫-૧૧-૧૯૬૩ ] | ૧૧-૨૧૫ |
| ૩૩૨ | ભાનુસુખરામ નિ. મહેતા [૧-૬-૧૮૬૭ : ૨૦-૧-૧૯૪૮] | ૧-૧૩૫ |
| ૩૩૩ | ભાસ્કરરાવ ગ. વિઠ્ઠલ [ ૧૨-૭-૧૯૦૩ ] | ૯-૧૨૩ |
| ૩૩૪ | ભીખાભાઈ પુ. વ્યાસ [ ૧૮૯૯ ] | ૪-૧૩૯ |
| ૩૩૫ | ભીમજી હ. પારેખ 'સુશીલ' [ ૧૮-૧-૧૮૮૮ ] | ૮-૧૯૦ |
| ૩૩૬ | ભીમરાવ ભો. દિવેટિયા [૨-૧૦-૧૮૫૧ : ૧૭-૧-૧૮૯૦] | ૮-૧૩૬ |
| ૩૩૭ | ભુલાભાઈ જી. દેસાઈ [૧૩-૧૦-૧૮૭૭ : ૬-૫-૧૯૪૬ | ૮-૧૩૪ |
| ૩૩૮ | ભોગીન્દ્રરાવ ૨. દિવેટિયા [ ૩૧-૩-૧૮૭૫ : ૨૭-૧૧-૧૯૧૭ ] | ૬-૧૦૮ |
| ૩૩૯ | ભોગીલાલ સુ. ગાંધી 'ઉપવાસી' [ ૨૬-૧-૧૯૧૧ ] | ૧૧-૨૧૮ |
| ૩૪૦ | ભોગીલાલ કે. પટવા [ ૨૨-૩-૧૮૮૬ : ૧૭-૯-૧૯૪૫ ] | ૩-૫૭ |
| ૩૪૧ | ભોગીલાલ ત્રિ. વકીલ [ ૩૦-૧૨-૧૮૫૩-? ] | ૯-૬૩ |
| ૩૪૨ | ભોગીલાલ જ. સાંડેસરા [ ૧૩-૪-૧૯૧૭ ] | ૫-૧૬૯ |
| ૩૪૩ | ભોળાનાથ સારાભાઈ [ ૨૩-૭-૧૮૨૨ : ૧૧-૫-૧૮૮૬ ] | ૮-૧૩૮ |
| ૩૪૪ | ભોળાશંકર પ્રે. વ્યાસ [ ૨૫-૨-૧૯૧૮ ] | ૫-૧૬૮ |
| ૩૪૫ | મગનભાઈ ચ. પટેલ [ ૧૮૭૬ : ૧૯૩૦ ] | ૨-૧૩૯ |
| ૩૪૬ | મગનભાઈ ભૂ. પટેલ 'પતીલ' [ ૧૯૦૬ ] | ૧૦-૬૫ |
| ૩૪૭ | મગનભાઈ પ્ર. દેસાઈ [ ૧૧-૧૦-૧૮૯૯ ] | ૧૧-૨૨૧ |
| ૩૪૮ | મગનલાલ ગ. શાસ્ત્રી [ ૭-૧૨-૧૮૭૩ ] | ૪-૧૪૦ |
| ૩૪૯ | મગનલાલ હ. ખખ્ખર [ ૧૧-૧૧-૧૮૭૦ ] | ૨-૧૨૪ |
| ૩૫૦ | મગનલાલ ન. પટેલ [ માર્ચ-એપ્રિલ ૧૮૫૯ - ? ] | ૧૦-૭૩ |
| ૩૫૧ | મગનલાલ વા. દેસાઈ 'કોલક' [ ૩૦-૫-૧૯૧૪ ] | ૧૦-૬૭ |
| ૩૫૨ | મગનલાલ લી. દ્વિવેદી [ ૧૮૭૪/૭૫ : ૧૯૧૯/૨૦ ] | ૬-૧૧૩ |
| ૩૫૩ | મગનલાલ વ. શેઠ [ ૧૮૩૦ : ૧૧-૩-૧૮૬૮ ] | ૯-૬૪ |
| ૩૫૪ | મગનલાલ શં. પટેલ [ ૧૮૭૮/૭૯ ] | ૨-૬૮ |
| ૩૫૫ | મટુભાઈ હ. કાંટાવાળા [૧-૧૧-૧૮૮૦ : ૫-૧૧-૧૯૩૩] | ૧-૧૪૩ |
| ૩૫૬ | મણિભાઈ હ. દેસાઈ [ ? ] | ૬-૭૭ |
| ૩૫૭ | મણિલાલ ઇ. દેસાઈ [ ૨૬-૬-૧૮૮૦ ] | ૨-૭૩ |

| ક્રમાંક | ગ્રંથકારનું નામ | પુસ્તક–પૃષ્ઠ |
|---|---|---|
| ૨૭૦ | (શ્રીમદ્) નૃસિંહાચાર્યજી [૨૯–૧૧–૧૮૫૩ : ૩–૮–૧૮૯૭] | ૬–૧૦૪ |
| ૨૭૧ | (મુનિશ્રી) ન્યાયવિજયજી [ઑક્ટો.–નવે. ૧૮૮૯] | ૭–૧૯૬ |
| ૨૭૨ | ન્હાનાલાલ ચ મહેતા [૧૮૯૨] | ૪–૧૩૭ |
| ૨૭૩ | ન્હાનાલાલ દ. કવિ [૧૬–૩–૧૮૭૭ : ૯–૧–૧૯૪૬] | ૨–૧૧૬ |
| ૨૭૪ | પન્નાલાલ ના. પટેલ [૭–૫–૧૯૧૨] | ૧૦–૪૪ |
| ૨૭૫ | પાલનજી બ. દેસાઈ [૧૮૫૧—?] | ૧–૧૨૨ |
| ૨૭૬ | પિનાકિન્ ઉ. ઠાકોર [૨૪–૧૦–૧૯૧૬] | ૧૧–૧૮૬ |
| ૨૭૭ | પીતાંબર પટેલ [૧૦–૮–૧૯૧૮] | ૧૧–૧૮૮ |
| ૨૭૮ | પીરોજશા જ. મર્ઝબાન 'પીજામ' [૬–૫–૧૮૭૬ : ૧૧–૪–૧૯૩૩] | ૯–૪૬ |
| ૨૭૯ | પીંગળશી પા. નરેલા [૧૦–૧૦–૧૮૫૬ : ૪–૩–૧૯૩૯] | ૯–૪૭ |
| ૨૮૦ | (મુનિશ્રી) પુણ્યવિજયજી [૨૭–૧૦–૧૮૯૫] | ૧૦–૯૮ |
| ૨૮૧ | પુરુષોત્તમ જો. ભટ્ટ [૯–૯–૧૮૭૭] | ૧૦–૪૭ |
| ૨૮૨ | પુરુષોત્તમ વિ. માવજી [૧૧–૧૨–૧૮૭૯ : ૩–૭–૧૯૨૯] | ૯–૪૮ |
| ૨૮૩ | પુરુષોત્તમ શિ. ભટ્ટ [૮–૭–૧૮૯૯] | ૩–૫૧ |
| ૨૮૪ | પુષ્કર પ્ર. ચંદરવાકર [૬–૬–૧૯૨૦] | ૧૧–૧૯૨ |
| ૨૮૫ | પૂજાલાલ ર. દલવાડી [૨૭–૬–૧૯૦૧] | ૧૦–૫૦ |
| ૨૮૬ | પૃથુલાલ હ. શુક્લ [૧૯–૯–૧૮૯૫ : ૧૫–૧૧–૧૯૩૧] | ૯–૫૧ |
| ૨૮૭ | પોચાજી ન. પાલિશવાલા [૨૫–૧૨–૧૮૭૯] | ૬–૭૦ |
| ૨૮૮ | પોપટલાલ ગો. શાહ [૯–૧૨–૧૮૮૮] | ૧–૧૨૭ |
| ૨૮૯ | પોપટલાલ જે. અંબાણી [૧૯–૧૧–૧૮૭૯] | ૬–૭૧ |
| ૨૯૦ | પોપટલાલ પું. શાહ [૧૮૭૭/૭૮] | ૨–૫૧ |
| ૨૯૧ | પ્રજારામ ન. રાવળ [૩–૫–૧૯૧૭] | ૧૧–૧૯૭ |
| ૨૯૨ | પ્રભુદાસ લા. મોદી [૧૮૮૨] | ૩–૪૮ |
| ૨૯૩ | પ્રભુલાલ દ. દ્વિવેદી [૧૫–૧૧–૧૮૯૨ : ૨૮–૨–૧૯૬૧] | ૧૧–૧૯૯ |
| ૨૯૪ | પ્રસન્નવદન છ. દીક્ષિત [?] | ૬–૭૨ |
| ૨૯૫ | પ્રહ્લાદ ચ. દીવાનજી [૨૮–૬–૧૮૫૧] | ૧૦–૫૩ |
| ૨૯૬ | પ્રહ્લાદ જે. પારેખ [૨૨–૧૦–૧૯૧૧ : ૨–૧–૧૯૬૨] | ૯–૧૨૧ |
| ૨૯૭ | પ્રાગજી ડોસા [૨૫–૯–૧૯૦૮] | ૧૧–૨૦૧ |
| ૨૯૮ | પ્રાણજીવન વિ. પાઠક [૨૨–૮–૧૮૯૮] | ૧–૧૨૫ |
| ૨૯૯ | પ્રાણલાલ ક્રી. દેસાઈ [૧૧–૫–૧૮૮૨ : ૧૯૫૧] | ૩–૪૯ |

| ક્રમાંક | ગ્રંથકારનું નામ | પુસ્તક–પૃષ્ઠ |
|---|---|---|
| ૩૦૦ | પ્રાણશંકર પ્રે. ભટ્ટ [ ૧૮૬૦/૬૧ : ૧૯૧૭/૧૮ ] | ૧૦–૭૧ |
| ૩૦૧ | પ્રિયકાન્ત પ્રે. મણિયાર [ ૯–૧–૧૯૨૭ ] | ૧૧–૨૦૩ |
| ૩૦૨ | પ્રીતમરાય વ્ર. દેસાઈ [ ૨–૧–૧૮૯૧ ] | ૪–૧૩૮ |
| ૩૦૩ | પ્રેમશંકર હ. ભટ્ટ [ ૩૦–૮–૧૯૧૪ ] | ૧૦–૫૭ |
| ૩૦૪ | ફત્તેચંદ લાલન [ ૧૦–૩–૧૮૫૮–! ] | ૮–૧૬૮ |
| ૩૦૫ | ફિરોઝ દા. દાવર [ ૧૬–૧૧–૧૮૯૨ ] | ૧૦–૫૯ |
| ૩૦૬ | ફૂલચંદ ઝ. શાહ [ ૧૮૭૮/૭૯ ] | ૩–૫૨ |
| ૩૦૭ | બચુભાઈ પો. રાવત [ ૨૭–૨–૧૮૯૮ ] | ૨–૫૨ |
| ૩૦૮ | બચુભાઈ પ્ર. શુક્લ [ ૪–૧૦–૧૯૦૫ ] | ૯–૧૨૨ |
| ૩૦૯ | બદુભાઈ સા. ઉમરવાડિયા [ ૧૩–૭–૧૮૯૯ : ૧૮–૧–૧૯૫૦ ] | ૧–૧૨૯ |
| ૩૧૦ | બબલભાઈ પ્રા. મહેતા [ ૧૦–૧૦–૧૯૧૦ ] | ૧૧–૨૦૬ |
| ૩૧૧ | બહેચરલાલ ત્રિ. પટેલ 'વિહારી' [ ૨૨–૩–૧૮૬૬ : ૨૨–૧૧–૧૯૩૭ ] | ૯–૫૨ |
| ૩૧૨ | બહેરામજી મલબારી [ ૧૮૫૩ : ૧૧–૭–૧૯૧૨ ] | ૯–૫૪ |
| ૩૧૩ | બળવંતરાય ક. ઠાકોર [ ૨૩–૧૦–૧૮૬૯ : ૨–૧–૧૯૫૨ ] | ૧–૧૩૧ |
| ૩૧૪ | બાપાલાલ ગ. શાહ (વૈદ્ય) [ ૧૭–૯–૧૮૯૬ ] | ૨–૫૪ |
| ૩૧૫ | બાલકૃષ્ણ યુ. જોશી 'જ્યોતિ' [ ૧૫–૮–૧૮૯૫ ] | ૩–૫૪ |
| ૩૧૬ | બાલમુકુન્દ મ. દવે [ ૭–૩–૧૯૧૬ ] | ૧૧–૨૦૯ |
| ૩૧૭ | બાલાભાઈ વી. દેસાઈ 'જયભિખ્ખુ' [ ૨૬–૬–૧૯૦૮ ] | ૧૦–૬૨ |
| ૩૧૮ | બાલાશંકર ઉ. કંથારિયા [ ૧૭–૫–૧૮૫૮ : ૨–૪–૧૮૯૮ ] | ૮–૧૨૯ |
| ૩૧૯ | (શ્રીમદ્) બુદ્ધિસાગરજી [ ૩૧–૧–૧૮૭૪ : ૯–૬–૧૯૨૫ ] | ૯–૫૫ |
| ૩૨૦ | બુલાખીરામ ચ. કવિ [ ૭–૧૧–૧૮૫૨ : ૧૮૬૬ ] | ૯–૫૭ |
| ૩૨૧ | (પંડિત) બેચરદાસ જી. દોશી [ ૨–૧૧–૧૮૮૯ ] | ૨–૫૬ |
| ૩૨૨ | (ડૉ.) ભગવાનલાલ ઈંદ્રજી [ ૭–૧૧–૧૮૩૯ : ૧૬–૩–૧૮૮૮ ] | ૯–૫૮ |
| ૩૨૩ | ભગવાનલાલ લ. માંકડ [ ૧૮૯૨ ] | ૩–૫૬ |
| ૩૨૪ | ભગુભાઈ ફ. કારભારી [ ૧૮૭૧ : ૧૦–૯–૧૯૦૩ (!) | ૮–૧૩૧ |
| ૩૨૫ | ભદ્રકુમાર યાજ્ઞિક [ ૨૯–૯–૧૯૦૭ : ૨૯–૧૨–૧૯૬૪ ] | ૧૧–૨૧૩ |
| ૩૨૬ | ભરતરામ ભા. મહેતા [ ૧૬–૭–૧૮૯૪ ] | ૨–૫૮ |
| ૩૨૭ | ભવાનીશંકર ન. કવિ [ ૬–૬–૧૮૪૮ : ૩–૫–૧૯૨૧ ] | ૯–૬૦ |
| ૩૨૮ | ભાઈચંદ પૂં. શાહ [ ૨૫–૯–૧૮૭૬ ] | ૨–૬૦ |
| ૩૨૯ | ભાઈશંકર કુ. શુક્લ [ ૧૮–૧–૧૮૭૯ ] | ૨–૬૨ |

| ક્રમાંક | ગ્રંથકારનું નામ | પુસ્તક–પૃષ્ઠ |
|---|---|---|
| ૩૮૫ | મહાશંકર ઇન્દ્રજી દવે [ ૫–૪–૧૮૯૫ ] | ૨–૬૭ |
| ૩૮૬ | મહાસુખભાઈ ચુ. શેઠ [ ૧૯–૬–૧૮૭૭ ] | ૪–૧૪૬ |
| ૩૮૭ | મહીપતરામ રૂ. નીલકંઠ [૩–૧૨–૧૮૨૯ : ૩૦–૫–૧૮૯૧] | ૮–૧૪૬ |
| ૩૮૮ | મહેરજીભાઈ મા. રતુરા [ ? ] | ૪–૧૫૧ |
| ૩૮૯ | મંગળજી હ. ઓઝા [ ૧૮૭૦ ] | ૯–૧૨૪ |
| ૩૯૦ | (મુનિશ્રી) મંગળવિજયજી - [નવે.–ડિસે. ૧૮૭૬ : ૧–૩–૧૯૪૨] | ૫–૧૭૧ |
| ૩૯૧ | મંજુલાલ જ. દવે [ ૧૩–૬–૧૮૯૧ : ૧–૧૨–૧૯૬૪ ] | ૧–૧૫૨ |
| ૩૯૨ | મંજુલાલ ર. મજમુદાર [ ૧૯–૯–૧૮૯૭ ] | ૧–૧૫૬ |
| ૩૯૩ | માણેકલાલ ગો. જોશી [ ? ] | ૫–૧૭૦ |
| ૩૯૪ | માધવજી ભી. મચ્છર [ ૯–૯–૧૮૯૦ ] | ૧૦–૭૪ |
| ૩૯૫ | માધવરાવ ભા. દિવેટિયા [૨૦–૧૨–૧૮૭૮ : ૨૯–૫–૧૯૨૬] | ૯–૭૩ |
| ૩૯૬ | માધવલાલ નિ. રાવળ [ ૫–૧૦–૧૯૦૪ ] | ૩–૬૫ |
| ૩૯૭ | માનશંકર પી. મહેતા [ ૨૧–૩–૧૮૬૩ ] | ૨–૭૬ |
| ૩૯૮ | માવજી દા. શાહ [ ૧૮–૧૦–૧૮૯૨ ] | ૨–૧૨૭ |
| ૩૯૯ | મુકુંદરાય વિ. પટ્ટણી 'પારાશર્ય' [ ૧૧–૨–૧૯૧૪ ] | ૯–૧૨૭ |
| ૪૦૦ | મુનિકુમાર મ. ભટ્ટ [ ૭–૨–૧૮૯૮ ] | ૧૧–૨૨૬ |
| ૪૦૧ | મુરલીધર શા. ઠાકુર [ ૨૩–૨–૧૯૧૦ ] | ૯–૧૨૮ |
| ૪૦૨ | મૂલચંદ્ર તુ. તેલીવાળા [ ૨૩–૯–૧૮૮૭ : ૨૬–૬–૧૯૨૭ ] | ૯–૭૪ |
| ૪૦૩ | મૂળજી દુ. વૈદ [ ૧૬–૮–૧૮૮૦ : ? ] | ૯–૧૨૯ |
| ૪૦૪ | મૂળજીભાઈ પી. શાહ [ ૧૯૧૦ ] | ૮–૧૪૯ |
| ૪૦૫ | મૂળશંકર પ્રે. વ્યાસ [ ૧૯–૧–૧૯૦૦ ] | ૬–૭૮ |
| ૪૦૬ | મૂળશંકર મા. યાજ્ઞિક [ ૩૧–૧–૧૮૮૬ ] | ૩–૬૭ |
| ૪૦૭ | મૂળશંકર મો. ભટ્ટ [ ૨૫–૬–૧૯૦૭ ] | ૧૧–૨૨૯ |
| ૪૦૮ | મૂળશંકર હ. મૂલાણી [ ૧–૧૧–૧૮૬૭ ] | ૯–૧૩૦ |
| ૪૦૯ | મેરી સેમ્યૂઅલ સોલંકી [ ૨૧–૧૨–૧૯૦૩ ] | ૩–૮૫ |
| ૪૧૦ | મેહમુદમિયાં ઈ. કાદરી [ ૪–૧૧–૧૮૭૩ ] | ૪–૧૪૮ |
| ૪૧૧ | મેહરજીભાઈ મા. રતુરા [ ૪–૪–૧૮૭૯ ] | ૪–૧૫૧ |
| ૪૧૨ | (મૌલાના પીર) મોટામિયાં સૈયદ [ ૧૮૮૨ ] | ૨–૧૦૯ |
| ૪૧૩ | મોતીલાલ ર. ઘોડા [ ૨૫–૧૦–૧૮૭૫ ] | ૨–૮૪ |

# મહત્ત્વની શુદ્ધિ

પૃ. ૪૫ નીચેથી સાતમી લીટી—વારસદાર પછી અર્ધવિરામ મૂકો.

પૃ. ૬૯ નીચેથી નવમી લીટી—'વિવેકપૂર્વક' વાંચો.

પૃ ૭૧ ૧૧ મી લીટીમાં '૩૨૮માં' ને બદલે '૩૨૮મા' જોઈએ.

પૃ ૭૫ ૧૦ મી લીટી 'આપણને સુલભ કરી આપ્યા છે' એમ વાં

નીચેથી નવમી લીટીમાં 'પાસાં' ને બદલે 'પાસાંનો' કે

પૃ. ૧૨૮ નીચેથી બીજી લીટીમાં 'કાર્યવહી' વાંચો.

પૃ. ૧૪૧ ૧૭ મી લીટીમાં (૧૨મી કૃતિની પ્રકાશન સાલ) ૧૯૬૬ ના

પૃ. ૧૪૩ ૨૨ મી લીટી 'પડવામાં-છે' એમ વાચવી

પૃ. ૧૫૩ ૧૦મી લીટી 'પ્રોત્સાહ' ને સ્થાને 'પ્રોત્સાહન' જોઈએ

નીચેથી બીજીમા 'ગીતરચનાઓથી' જોઈએ.

પૃ ૧૬૩ કૃતિઓની યાદીમાં પ્રથમ બે કૃતિઓમાં 'નાટક'ને 'હાસ્યકથા' વાચવું

'સુચિ' ના ક્રમાંક ૧૩૫, ૧૪૩, ૧૭૨ અને ૩૬૧ ના સમય-વર્ષના નિર્દેશમાં ડેશને સ્થાને ઊભી રેખા વાંચવી

પૃ. ૨૯૧ પર 'સુચિ' વિશે કૌંસમાં લખેલી નોંધની ૧૩ મી ૫૭૪ નો આંકડો છપાયો છે તે ૫૭૩ જોઈએ.